રણશૂરી રમણીઓની રણપ્રિયતા, અદ્‌ભુત વીરતા અને એકાગ્ર ધર્મ-
પરાયણતાથી ભરેલી, ભયાનક યુદ્ધ-વિગ્રહો અને પ્રચંડ પરાક્રમને
પૂર્ણપણે દર્શાવનારી, આત્મભોગ અને સ્વદેશપ્રેમનો સંપૂર્ણ
સાક્ષાત્કાર કરાવનારી, ભીષણ ભેદભરમોથી ભરેલી
આદર્શ, અનુપમ, ઉત્તમ અને અગ્રગણ્ય નવીન
ઐતિહાસિક નવલકથા !

# રાજા દેવીદાસ

અથવા

# રમણીની રણભૂમિ.

લખનાર:—ચંપકલાલ જીવરાજ જોશી

ક્ષણભંગુર સંસારની માયામાં લુબ્ધ થઇને મનુષ્ય કેવાં કેવાં કુકર્મો કરે છે. જાતિ, ધર્મ, નીતિ અને કુળનું સન્માન ગુમાવીને પરધર્મમાં પ્રવેશ કરી પોતાની જાતિનો વિધ્વંશ કરવામાં કેવી કારમી કુટિલતા દર્શાવે છે, જગત જે નારીજાતિને અબળા કહીને બોલાવે છે, તે અબળા રણમાં મદોન્મત્ત થઇ શત્રુઓનો સંહાર કરવામાં કેવી દક્ષતા દેખાડે છે, રણશૂરા રજપૂતો રણભૂમિમાં ઝંપલાવી કેવી રીતે કેસરીયાં કરી તૂટી પડે છે, પાપીઓના પાપનું કેવું ભીષણ પરિણામ આવે છે, રાજબાલા સુંદરીની વિસ્મયકારક વીરતા, રાજબાલાની ભયંકર પ્રતિજ્ઞા, અમીનાની દુર્દાન્ત દુષ્ટતા, ઇસ્માઇલની ક્રૂરતા, ધર્મભ્રષ્ટતા. ક્ષત્રિયો અને પઠાણોની પ્રચંડ જાદવાસ્થળી, મારામારી અને હૃદયદ્રાવક ખૂનરેજી, સુલ્તાનની ભયાનક દુષ્ટતા, ઉમાનો અપૂર્વ આત્મત્યાગ, નરાધમ નવાબની નાલાયકી, હિન્દુઓનાં મંદિરોને તોડનાર દુષ્ટ દાનવોનાં કુકૃત્યો, દેવતા અને દાનવોના ભીષણ રણસંગ્રામ, દેવી અને દાનવીની ભયાનક સમતોલના, સન્યાસીની સમશેર, કલ્લુખાંના કાળાં કામ આદિ અનેક અવનવા ચમત્કારિક બનાવોથી આ વાર્તા ભરપૂર છે- ગુપ્ત ભેદ ભરમો, ભયંકર ભામિનીના ભયંકર કારસ્થાનો, સતી સાધ્વીની શૂરવીરતા અને બહાદુર બહારવટીઓના બહાદુરીવાળા પ્રસંગોથી આ વાર્તાનું પાને પાનું ભરેલું છે. મૂલ્ય રૂ. ૨-૮-૦, મળવાનું ઠેકાણું:—

**મહાદેવ રામચંદ્ર જાગુષ્ટે,** ત્રણ દરવાજા—**અમદાવાદ.**

પૂર્વજોના પરાક્રમના પડઘા સંભળાવનારી, વીર નરોની વીરતાનો તાદ્દશ ચિતાર કરાવનારી, શીલવંતી સુંદરીઓના સતી ધર્મને સૂચવનારી, પાપ-પુણ્યની પ્રચંડ યુદ્ધનું યથાર્થ દિગ્દર્શન દર્શાવનારી, સત્યનો જય, પાપનો ક્ષય એ સૂત્રને સચોટ રીતે સમજાવનારી, પ્રત્યેક નરનારીના હૃદયને પુલકિત કરનારી મહા રસદાયિની હૃદયગ્રાહિણી નવીન નવલકથા

# કરૂણાકુમારી

અથવા

## આદર્શ અંગના.

આ નવલકથાની વસ્તુ સંકલના આજથી ઘણા સમય પૂર્વેના એક મહાન રાજ્યના ઇતિહાસના આધારે યોજવામાં આવી છે. પવિત્ર પ્રેમની ધારાઓથી પરિપ્લુત થએલી પ્રમદાનો પવિત્ર પ્રેમ, પ્રેમિકને માટે આત્મબલિદાન આદિ અનેક પ્રેમ પ્રસંગોથી આ વાર્તાની ગુંથણી કરવામાં આવી છે.

જેઓને ગુપ્ત રહસ્ય, ગુપ્ત કથાઓ અને ગુપ્ત સ્થાનો જોવા તથાં સાંભળવાનો શોખ હોય, જેમના હૃદયમાં પૂર્વ પુરુષો પ્રત્યે માનની લાગણી હોય, તેમણે આ વાર્તા અવશ્ય વાંચવીજ જોઇએ.

વૃદ્ધ વારાંગનાનો વિનોદ, કામપરાયણ કામિનીની કુટિલતા, ધર્મભ્રષ્ટ માનવના દાનવતુલ્ય હૃદયભેદક કુકૃત્યો, પાપિણીની પ્રપંચજાળ આદિ અનેક પ્રસંગો આલેખવા ઉપરાંત, વીરપુરુષોનાં ભયંકર યુદ્ધો, રક્તની સરિતાઓ, પ્રચંડ પરાક્રમી યોદ્ધાનાં પરાક્રમો, સતી નારીઓની શીલતા, કરૂણાકુમારીના કોમળ હૃદયની કરુણ કથા, ધર્મમાં ધ્રુવ સમાન દ્રઢતા, પ્રેમમાં પરમ સ્થિરતા, યુદ્ધમાં અપૂર્વ વીરતા, કર્મમાં કઠોરતા અને કરૂણતા આદિ સવ વિષયો વાંચવાથી રૂંવે રૂંવાં ઉભાં થઇ આવે છે. આવી સુંદર, હૃદયરંજની નવલકથા વિરલજ મળી શકે તેમ છે. પાકું સોનેરી પુઠું, સુંદર કાગળ, મનોહર છપાઇ. મૂલ્ય રૂ. ૨-૮-૦

લેખકઃ—ત્ર્યંબકલાલ જીવરાજ જોશી.

મળવાનું ઠેકાણુંઃ—મહાદેવ રામચંદ્ર જાગુષ્ટે.
ત્રણ દરવાજા—અમદાવાદ.

ભેદભરમોના ભંડારરૂપ, અનેક અવનવા બનાવોથી ભરપૂર, અદ્ભુત રસાત્મક, મહા હૃદયગ્રાહિણી, મનોહારિણી અને આંગ્લ વિદ્વાન રેનોલ્ડ્ઝના નામાંકિત પુસ્તક 'કેનેથ'ના હૃદયભેદક પ્લોટ પરથી ઉપજાવી કાઢેલી નવરસ-પરિપ્લુત

નવીન નવલકથા

# કિશોરસિંહ

કિંવા

# દુ:ખનો પહાડ!

લખનાર:—**ત્ર્યંબકલાલ જીવરાજ જોશી.**

ભેદી રાજસંસારના ભેદજનક કારસ્થાનો, રાજમહાલયમાં ભમતી ભેદી આકૃતિના અદ્ભુત ચમત્કારો, શૂરવીર લૂંટારા સરદારોની હૃદયને સ્તંભિત કરનારી લડાઈઓ, ગુપ્ત રાજકુમારપર તૂટી પડતા દુઃખના પહાડો, કિશોરસિંહની દૃઢતા, વીરતા, એકાગ્રતા અને સ્વામીભક્તિનાં ઝગઝગતાં દૃષ્ટાંતો, જાગીરદારબાળાના પ્રેમની પરાકાષ્ટા, યુદ્ધખાતાના દીવાનની દુર્દશા, દીવાન પુત્રનું ગુમ થવું, તેના મૃત્યુના ખોટા આરોપથી કિશોરસિંહનું કારાગૃહવાસી થવું, દીવાનીના આકારમાં રહેલી અદ્ભુત બાળાએ આવી તેનો ઉદ્ધાર કરવો, રાજા ભૂપસિંહની ભયાનક ભ્રમણા, દીવાન દોલતસિંહની દુષ્ટતા, યોગીનું યોગબળ, સાધુનું સાધુત્વ, નિશાચરનો આચાર, ખંજર, વગેરે એક પછી એક હૃદયને આકર્ષનારી ઘટનાઓથી આ નવલકથા પરિપૂર્ણ છે, કે જેનું યથાર્થ વર્ણન પણ કરી શકાય તેમ નથી. શૃંગાર, વીર, હાસ્ય, રૌદ્ર, ભયાનક અદ્ભુત આદિ નવે રસથી આ વાર્તા ભરેલી છે. આ વાર્તાની ઉત્તમતા માટે અમારે માત્ર એટલુંજ કહેવું પડે છે કે વાંચીને 'વાહ વાહ' શબ્દથી પુસ્તકકર્તાને ધન્યવાદ આપ્યા વિના રહેવાય તેમ નથી. મૂલ્ય ૨—૮—૦.

**મહાદેવ રામચંદ્ર જાગુષ્ટે,** ત્રણ દરવાજા—**અમદાવાદ.**

# કલન્દરની કટાર

અથવા

# સંસાર ખાંડાની ધાર !

## દ્વિતીય ખણ્ડ




લેખક

ત્ર્યંબકલાલ જીવરાજ જોશી

માળીલા ( અમરેલી-કાઠિયાવાડ )





પ્રકાશક

મહાદેવ રામચંદ્ર જાગુષ્ટે

બુકસેલર એન્ડ પબ્લીશર

ત્રણ દરવાજા—અમદાવાદ.





સંવત ૧૯૭૫ ઇ. સ. ૧૯૧૮

પ્રથમાવૃત્તિ પ્રત, ૧૦૦૦





( સર્વ હક્ક સ્વાધીન રાખવામાં આવ્યા છે )





અમદાવાદ વનમાળી વાંકાની પોળમાં શ્રી અંબિકા વિજય પ્રિન્ટિંગ પ્રેસમાં પટેલ લક્ષ્મીચંદ હીરાચંદે છાપ્યું.





મૂલ્ય રૂ. ૨-૮-૦

સસ્તું સાહિત્ય ! અપૂર્વ પુસ્તકો ! !

# સસ્તી વાર્તામાળા.

વાર્ષિક મૂલ્ય રૂ.૨-૧૨-૦ માં ૧૫૦૦ પૃષ્ઠ-પાકું પૂઠું રૂ.૩-૧૨-૦

૧૯૭૫ ના કાર્તિક માસથી પાંચમું વર્ષ. નીચેનાં પુસ્તકો મળશે;

## ૧. બંગવીર મહારાજ પ્રતાપાદિત્ય અથવા એક સ્વદેશ પ્રેમી બંગાલી સન્યાસી.

-લેખક—ડાહ્યાભાઈ રામચંદ્ર મ્હેતા—આ ઐતિહાસિક નવલકથામાં એક બંગાળી પરાક્રમી રાજાનું વીરરસથી ભરેલું, સ્વદેશપ્રેમ અને સ્વતંત્રતાના માહત્માનું ગુણગાન કરનારૂં વર્ણન છે. તે વાંચકના મનને આનંદ આપશે. છપાય છે.

## ૨. પ્રાણેશ્વરીનું પ્રેમમંદિર અથવા સ્વરાજ્ય માટે સ્વાર્થ ત્યાગ !

લેખક—ડા. રા. મ્હેતા—આજે જ્યાં ત્યા પુરુષો સ્વરાજ્ય છે તેના સંબંધમાં આ વાર્ત્તા અતિ ઉત્તમ છે. પૃષ્ઠ ૪૦૦

## ૩. જીવન સંગ્રામ:—

આ સામાજિક નવકથા ઉત્તમ પ્રકારનાં બોધક તત્ત્વો અને ઉપદેશક વિષયોથી પરિપૂર્ણ છે.

## ૪. શશાંક:—

આ ઐતિહાસિક નવલકથા અનેક પ્રકારનાં પ્રાચીન સાધનોની શોધખોળ કરી સુપ્રસિદ્ધ બંગાળી નવલકથાકાર અને ઐતિહાસિક ગ્રંથકાર શ્રીયુત રાખાલદાસ બંદોપાધ્યાયે લખેલી હોઇ તેનું આ ગુજરાતી સરળ અને સુંદર ભાષાંતર છે.

પાકા રૂપેરી પૂંઠાંવાળાં પુસ્તકોનું વાર્ષિક લવાજમ હિન્દુસ્તાન માટે રૂ. ૩-૧૨-૦ અને પરદેશ માટે રૂ. ૪—૧૨—૦

સર્વ પ્રકારનો પત્રવ્યવહાર નીચેના શિરનામે કરવો.

સંપાદક 'સસ્તી વાર્ત્તામાળા.'

ત્રણ દરવાજા—**અમદાવાદ.**

# અનુક્રમણિકા


| પરિચ્છેદ | વિષય | પૃષ્ઠ |
|---|---|---|
| પ્રથમ પરિચ્છેદ | અધમનો અનાચાર | ૧ |
| દ્વિતીય ,, | અબળાની અદ્દ્ભુત યુક્તિ | ૨૦ |
| તૃતીય ,, | મદનરંજનીનો ઉદ્ધાર | ૩૭ |
| ચતુર્થ ,, | ભયંકર પાપાચાર | ૫૪ |
| પંચમ ,, | પાપની પરાકાષ્ટા | ૮૦ |
| ષષ્ઠ ,, | દીવાનાની મૂર્ખતા | ૯૬ |
| સપ્તમ ,, | અજબ જવાબ | ૧૧૪ |
| અષ્ટમ ,, | ચપળાની ચાલાકી | ૧૨૫ |
| નવમ ,, | પ્રિયજનોનો પ્રેમવિનોદ | ૧૩૨ |
| દશમ ,, | અતિ લોભ તે પાપનું મૂળ | ૧૪૭ |
| એકાદશ ,, | અદ્દ્ભુત સંવાદ | ૧૬૪ |
| દ્વાદશ ,, | ભયંકર ભેદ ! ભયંકર ભેદ ! | ૧૮૪ |
| ત્રયોદશ ,, | ભ્રાતાના શોધમાં | ૨૦૭ |
| ચતુર્દશ ,, | ભેદી ભગવાનદાસની ભેદી કથા | ૨૨૪ |
| પંચદશ ,, | હાથનાં કર્યાં હૈયે વાગ્યાં | ૨૩૪ |
| ષોડષ ,, | સંસારી કે સંન્યાસી? | ૨૪૮ |
| સપ્તદશ ,, | પ્રપંચનો પ્રારંભ | ૨૫૪ |
| અષ્ટાદશ ,, | પાપીયસીની પ્રેમાકાંક્ષા | ૨૬૯ |
| ઉનવિંશ ,, | મધુરી માશુક | ૨૮૪ |
| વિંશ ,, | કિશોરીની કર્મકથા | ૩૦૦ |
| એકવિંશ ,, | કારાગૃહમાં કારસ્થાન | ૩૦૮ |
| દ્વાવિંશ ,, | ભેદી ગૃહની ભયંકર ભ્રમણા | ૩૨૦ |
| ત્રયોવિંશ ,, | સંન્યાસિનીનો સાક્ષાત્કાર | ૩૨૬ |
| ચતુર્વિંશ ,, | અદ્દ્ભુત અબળાનો પરિચય | ૩૩૫ |
| પંચવિંશ ,, | સભાસદનમાં હાહાકાર | ૩૪૪ |




રણશૂરી રમણીઓની રણપ્રિયતા, અદ્ભુત વીરતા અને એકચક્ર ધર્મ-
પરાયણતાથી ભરેલી, ભયાનક યુદ્ધ-વિગ્રહો અને પ્રચંડ પરાક્રમને
પૂર્ણપણે દર્શાવનારી, આત્મભોગ અને સ્વદેશપ્રેમનો સંપૂણ
સાક્ષાત્કાર કરાવનારી, ભીષણ ભેદભરમોથી ભરેલી
આદર્શ, અનુપમ, ઉત્તમ અને અગ્રગણ્ય નવીન
ઐતિહાસિક નવલકથા !

# રાજા દેવીદાસ

અથવા

# રમણીની રણભૂમિ

લખનારઃ—ત્ર્યંબકલાલ જીવરાજ જોશી

ક્ષણભંગુર સંસારની માયામાં લુબ્ધ થઈને મનુષ્ય કેવાં કેવાં કુકર્મો કરે છે. જાતિ, ધર્મ, નીતિ અને કુળનું સન્માન ગુમાવીને પરધર્મમાં પ્રવેશ કરી પોતાની જાતિનો વિધ્વંશ કરવામાં કેવી કારમી કુટિલતા દર્શાવે છે, જગત જે નારીજાતિને અબળા કહીને બોલાવે છે, તે અબળા રણમાં મદોન્મત્ત થઈ શત્રુઓનો સંહાર કરવામાં કેવી દક્ષતા દેખાડે છે. રણશૂરા રજપૂતો રણભૂમિમાં ઝંપલાવી કેવી રીતે કેસરીયાં કરી તૂટી છે, પાપીઓના પાપનું કેવું ભીષણ પરિણામ આવે છે, રાજબાલા સુંદરીની વિસ્મયકારક વીરતા, રાજબાલાની ભયંકર પ્રતિજ્ઞા, અમીનાની દુર્દાન્ત દુષ્ટતા, ઇસ્માઇલની ક્રૂરતા, ધર્મભ્રષ્ટતા, ક્ષત્રિયો અને પઠાણોની પ્રચંડ જાદવાસ્થળી, મારા મારી અને હૃદયદ્રાવક ખૂનરેજી, સુલ્તાનની ભયાનક દુષ્ટતા, ઉમાનો અપૂર્વ આત્મત્યાગ, નરાધમ નવાબની નાલાયકી, હિન્દુઓનાં મંદિરોને તોડનાર દુષ્ટ દાનવોનાં કુકૃત્યો, દેવતા અને દાનવોના ભીષણ રણસંગ્રામ, દેવી અને દાનવીની ભયાનક સમતોલના, સન્યાસીની સમશેર, કત્લુખાંના કાળાં કામ આદિ અનેક અવનવા ચમત્કારિક બનાવોથી આ વાર્ત્તા ભરપૂર છે. ગુપ્ત ભેદ ભરમો, ભયંકર ભામિનીનાં ભયંકર કારસ્થાનો, સતી સાધ્વીની શૂરવીરતા અને બહાદુર બહારવટીઓની બહાદુરી વાળા પ્રસંગોથી આ વાર્ત્તાનું પાને પાનું ભરેલું છે. મૂલ્ય રૂ. ૨-૮-૦. મળવાનું ઠેકાણું:—

મહાદેવ રામચંદ્ર જાગુટે, ત્રણ દરવાજા—અમદાવાદ.

# કલન્દરની કટાર

અથવા

# સંસાર ખાંડાની ધાર!

## દ્વિતીય ખણ્ડ

પ્રથમ પરિચ્છેદ

### અધમનો અનાચાર.

" દારુણ અવિદ્યાકા અંધેરા ખૂબ હી છાયા હુઆ;
સૂઝે નહીં કુછ ભી કિસીસે ચિત્ત ઘબડાયા હુઆ,
આરામકી આશા વિવિધ વિધિ–કંટકોકા જાલ હૈ.
કામાદિ દોષોંકે ભઁવરમેં હો રહા બેહાલ હૈં;
મલિનતા છાઈ હુઈ પાતા ન ઉત્તમથલ કહીં,
ખોલ કર આંખેં કભી અપની દશા દેખી નહીં. "

રાત્રિના લગભગ બારેક વાગ્યાનો શુમાર થવા આવ્યો હતો. આકાશમાં અમાવાસ્યાનો દિવસ હોવાથી ભયંકર અંધકાર ભાસતો હતો; માત્ર થોડા ઘણાં નક્ષત્રો સિવાય બીજું કાંઇ પણ જણાતું નહોતું. આ સમયે કૃષ્ણપૂર નગરમાં સર્વત્ર શાંતિ વ્યાપી ગઈ હતી. પહેરેગીરો અને તેવાજ અન્યાય ધંધાદારીઓના અવાજ ક્વચિત્ ક્વચિત્ સાંભળવામાં આવતા હતા. તે સિવાય આખા શહેરમાં નિઃસ્તબ્ધતાનું સામ્રાજ્ય છવાઈ ગયું હતું.

૭૯૬૧
ગુજરાત વિદ્યાપીઠ ગ્રંથાલય
અમદાવાદ



આ સમયે કૃષ્ણપૂરના ભૂતપૂર્વ મહારાજાધિરાજ મહેન્દ્રકુમારના મહાલયના એક નિર્જન વિભાગમાં કોઇક બે વ્યક્તિઓની વચ્ચે પરસ્પર વાદવિવાદ થતો સાંભળવામાં આવતો હતો.

પ્રિય વાચક! આવો આપણે એકવાર તે મહાલય તરફ જઇને જોઇ આવીએ કે, ત્યાં આગળ શી ઘટના બની હતી અને કોની કોની વચ્ચે વાદવિવાદ ચાલી રહ્યો હતો. એ જાણી લેવાની ખાસ જરૂર છે. કારણ કે, તે ઘટનાની સાથે આપણી આ નવલકથાનો કેટલોક નિકટનો સંબંધ જોડાયલો હોવાથી તે ઘટનાને જો આપણે ન જાણીએ તો તેથી વાંચનના પ્રવાહમાં થોડું ઘણું સ્ખલન થવાનો સંભવ છે. પણ હવે તે સંબંધી વિશેષ વિવેચન ન કરતાં અમો ફક્ત ત્યાં બનેલા બનાવનીજ આરંભથી લઇને અંત સુધીની બધી હકીકત કહી સંભળાવીશું.

તે ઓરડામાં આ સમયે એક દીપદાનીમાં ઝગઝગતો એક દીપક સળગી રહ્યો હતો અને તેનો પ્રકાશ પણ પૂર્ણ પ્રમાણમાં પડી રહ્યો હતો. ઓરડામાં તરેહ તરેહવારનું ફર્નીચર ગોઠવવામાં આવ્યું હતું અને એક ખુણામાં એક ઘણોજ સુંદર પલંગ બિછાવેલો જોવામાં આવતો હતો. તે પલંગ દેખાવમાં ઘણોજ મનોહર ભાસતો હતો અને દીવાના તેજની સાથે ચળકાટ કરતો હોવાથી તે રૂપા અથવા સોનાનો બનાવેલો હોય એવુંજ અનુમાન થઇ આવતું હતું. પલંગ પર એક શુભ્ર શય્યા બિછાવેલી હતી અને તેના પર એક તરુણ યુવક તકિયાને અઢેલીને બેઠો હતો. તરુણનું મુખ જોતાં તેનું વય પ્રાયઃ પચીસ વર્ષથી વિશેષ હોય તેમ જણાતું નહોતું. તે તરુણ દેખાવડો તથા મજબૂત બાંધાનો હતો. પરંતુ તેની સુંદરતા કાંઇ પ્રશંસાપાત્ર પણ નહોતી તેમજ વખોડવા લાયક પણ નહોતી. સારાંશ કે, તે સાધારણ રીતે સહજજ સુંદર હતો. તેની સમક્ષ તેના જેટલીજ ઉમ્મરનો એક બીજો યુવક એક કુરસીપર બેસીને તેની સાથે વાર્તાલાપ કરી રહ્યો હતો. તેના વાતચીત કરવાના હાવભાવોપરથી તે કોઇ ખાનદાન કુટુંબનો

તથા સહેજ સદાચારી હોય તેવો ભાસ થતો. તેની ઉમ્મર પણ લગભગ પ્રથમ દર્શાવેલા તરુણની ઉમ્મરના સમાનજ હતી, એટલે કે પચ્ચીસ વર્ષનીજ હતી. પ્રથમ તરુણનું નામ સોમદત્ત હતું અને જે પાપ તથા દગાબાજીથી અત્યારે કૃષ્ણપૂર રાજ્યનો સ્વામી થઈ બેઠો હતો. બીજા યુવકનું નામ રમણરાય હતું અને તે પણ સોમદત્તનો શાગિર્દ હતો. પરંતુ તેનાં માતા-પિતા કુલિન હોવાથી તે સોમદત્તનો સમાન કુટિલ કાર્યો કરી શકતો નહોતો. આ સમયે સોમદત્ત અને રમણ વચ્ચે આ પ્રમાણે વાદ વિવાદ ચાલી રહ્યો હતો:—

પ્રથમ સોમદત્તે રમણને ઉદ્દેશીને કહ્યું કે:—"રમણ! મેં તને ઘણા દિવસ થયાં એક આજ્ઞા કરી છે તેનું પાલન તું હજી સુધી કરી શક્યો નથી એ જોઇને મને તારા પ્રતિ અત્યંત તિરસ્કાર ઉત્પન્ન થાય છે. તારા તરફની મારી પ્રેમભાવના દિનપ્રતિદિન ઘટતી જાય છે. કહે જોઇએ કે આજે પણ તું તે કાર્ય કરી આવ્યો છે ખરો?"

"મહારાજ! હું આપની એ આજ્ઞાનું પાલન કરવાને સર્વથા અશક્ત છું, મારાથી એવું પાપમય કારસ્થાન કદાપિ થઈ શકશે નહિ. આપે મને જ્યારે આજ્ઞા આપી હતી, તેજ સમયે મેં આપને કહી દીધું હતું કે મારાથી એવું અધમ કાર્ય કરી શકાશે નહિ તેમ છતાં આજે આપ પુનઃ આવો સવાલ શા કારણથી કરો છો, એ મારાથી સમજી શકાતું નથી." રમણ બોલ્યો.

"ત્યારે શું રમણ! તું મને છેક નીચજ ધારે છે? હું જે કાર્ય કરૂં છું તે સર્વને તું અધમ ધારે છે? જો એમ ધારતો હોય તો તેમાં તારી ભયંકર ભૂલ થાય છે. મનુષ્ય માત્ર પોતાના ઇચ્છામાં આવે તેમ વર્ત્તવાને સ્વતંત્ર છે. જે મનુષ્ય પોતાના મનમાં ઉપજેલી વાસનાને પૂર્ણ કરતો નથી તે મનુષ્ય નહિ પણ મનુષ્યના નામને લજાવનાર બુદ્ધિહીન ગમાર છે. શું પોતાના દિલની અભિલાષાને પૂરી કરવામાં પાપ સમાયલું છે? ના-કદાપિ નહિ. એ તો કેવળ મૂર્ખ લોકોના મિથ્યા પ્રલાપો છો. પોતાના મનની મુરાદ બર

લાવવા માટે કદાચ દુનિયામાં મોટી ઉથલ પાથલ કરવી પડે તો તેમ કરવામાં પણ પાછી પાની ન કરે તેજ ખરો વીર પુરુષ કહેવાય છે. મને લાગે છે કે તને સોંપેલું કાર્ય કરવાને તું અશક્ત હોવાથીજ આવું બ્હાનું બતાવીને મારા પંજામાંથી છૂટી જવાની તેં આ એક યુક્તિ શોધી કાઢી છે. પણ યાદ રાખજે કે, આ સોમદત્તની આગળ તેવી કોઈ પણ યુક્તિ અથવા દગાબાજી ચાલી શકશે નહિ. તારે ગમે તે ઉપાયે મારૂં કાર્ય કરીજ આપવું પડશે. કહે હજી પણ શો જવાબ આપે છે, મારા કાર્યને પૂર્ણ કરી આપવાના કે મારા ક્રોધનો ભોગ બનવાના નિશ્ચયપર આવે છે?"

"આપ નીચ નહિ, પણ તેના સરદાર છો. આપ જે જે કર્મો કરો છો, તેને હું અધમ નહિ પણ તેનાથી પણ અત્યંત તુચ્છ અને નાલાયક કર્મ ગણું છું. શું મનુષ્ય પોતાના કુળના ગૌરવની મર્યાદાનો ભંગ કરીને પોતાની ઇચ્છામાં આવે તેમ વર્તવાને કદાપિ સ્વતંત્ર હોઈ શકે ખરો કે? એ સ્વતંત્રતા નથી, પણ સ્વેચ્છાચાર છે. મનમાં આવેલી વાસનાને તૃપ્ત કરવા જતાં ધર્મનો ભંગ ન થાય એની પ્રત્યેક મનુષ્યે ખાસ સંભાળ રાખવાની જરૂર છે. મનુષ્ય પોતાની ખ્વાહિશોને માત્ર નીતિની હદમાં રહીનેજ પૂરી કરી શકે છે, પરંતુ નીતિનું ઉલ્લંઘન કરીને વર્ત્તવાનો કોઈ પણ મનુષ્યને અધિકારજ નથી. મનની મુરાદને બર લાવવા માટે પાપ કર્મો કરવાનાં નથી. જે કાર્ય જનસમાજનાં અત્યંત ઘૃણાજનક મનાય છે, જેને સમગ્ર વિશ્વ ધિક્કારે છે તેવું કાળું કર્મ કરીને મારે વીર પુરુષની પંક્તિમાં મારા નામને ગણાવવું નથી. પાપ કાર્ય કરતાં પહેલાં કદાચિત્ આ ગર્દન કપાઈ જાય તો તે પણ મને કબૂલ છે, પણ પાપકાર્ય કરવાને માટે મારૂં દિલ કેવળ શોકને આધીન છે. હું મારો જીવ જશે ત્યાં સુધી તમારી તે કુટિલવાસનાને તૃપ્ત કરી શકીશ નહિ. દગાબાજી શી છે એ તો હું જાણુતોજ નથી અને ઇશ્વર કૃપાથી મને અત્યાર સુધી એ

પાપીયસીનો આશ્રય પણ લેવો પડયો નથી. જન્મમાં જે કૃત્ય કર્યું નથી તેવું કુકૃત્ય અત્યારે બની શકશેજ નહિ. જીવન શાશ્વત નથી, લક્ષ્મી શાશ્વત નથી, કેવળ કીર્ત્તિજ શાશ્વત છે. તે શાશ્વત વસ્તુનો પરિત્યાગ કરીને નશ્વર અથવા ક્ષણભંગુર વસ્તુનો ઉપભોગ કરવાની મારી બિલકુલ ઇચ્છાજ નથી. મારો આ છેલ્લોજ જવાબ છે કે હવે જો આપ મને આવી પાપમયી આજ્ઞા ફર્માવશો તો તેનું પરિણામ પણ તેવુંજ બુરૂં આવશે."

"ત્યારે શું તું મરણના મુખમાંજ જવા ઇચ્છે છે? તને તારા આ જીવનપર જરા પણ દયા નથી આવતી? વીર નરોના હૃદયને કમ્પાવનાર કરાળ કાળ સ્વરૂપ **સોમદત્ત** સમક્ષ આવા અધમ શબ્દો ઉચ્ચારતાં તને જરા પણ શર્મ નથી આવતી? બસ, મને લાગે છે કે આજે તારા જીવનની છેલ્લી ઘડીઓજ ગણાય છે. તારા શિરપર કાળનાં ચોઘડીયાં વાગતાં હોય તેમજ જણાય છે. નાદાન ભીખારી, મારી નહિ તો મારા ખાધેલા અન્નના ટુકડાની શર્મ રાખ. મારા આપેલા વસ્ત્રોની શર્મ રાખ. સ્વામી ભક્તિ શું છે એની તને હજી કલ્પના પણ નથી. પણ યાદ રાખજે કે આનું પરિણામ અત્યંત ભીષણ ભોગવવું પડશે. જો તું મારૂં કાર્ય નહિ કરી આપે તો જાનથી માર્યો જશે. એટલુંજ નહિ પણ તારા લોહીથી વનભૂમિનાં ભુખ્યાં કોહલાં વગેરેની તૃષાનું નિવારણ થશે. પિશાચ, પામર ગુલામ! મારી જરા પણ અદબ રાખ્યા વિના તેં મને આટલો બધો અપમાનિત બનાવ્યો? મારા મનની મુરાદને બિલકુલ અમલમાં ન લાવ્યો? જા, હજી પણ હું તારાપર દયા દર્શાવી તને જીવનદાન આપીને કહું છું કે, તું મારૂં તે કાર્ય કરી આપ. તું એટલું તો અવસ્ય યાદ રાખજે કે, **સોમદત્ત** ગમે તેવો કઠોર હોવા છતાં પોતાના હૃદયની ઉર્મિને તૃપ્ત કરનાર પર ઘણોજ ઉદાર છે. જો તારે તેની ઉદારતાનો પરિચય મેળવવો હોય તો એકવાર તેનું કાર્ય કરી આપ અને પછી જો કે, **સોમદત્ત** એ કેવો

ઉદારાશય પુરુષ છે. જા હજી પણ તારા જીવનપર દયા લાવીને અહીંથી મારૂં સોંપેલું કાર્ય કરી લાવવા માટે સત્વર રવાના થા. એમાંજ તારા જીવનનું હિત અથવા કલ્યાણ સમાયલું છે. ”

“ શું હું આ નશ્વર જીવનના લોભ માટે એક ધર્મશીલા આર્ય અબળાના પાતિવ્રતનો ભંગ કરાવવાને તૈયાર થાઉં ? આ મદિરા સમાન મસ્ત માયાના મોહમાં પડીને અબળાપર અત્યાચાર ગુજારૂં ? નહિ. કદાપિ નહિ. હજી પણ દુનિયામાંથી ધર્મનો ક્ષય નથી થયો, નીતિનો નાશ પણ નથી થયો. સોમદત્ત! તું પાપી છે, અધમ છે, તેથી જ તને આવું ભયંકર કૃત્ય કરતાં જરા પણ દયા નથી આવતી ! પરંતુ જેના હૃદયમાં મનુષ્યત્વનો અંશ માત્ર પણ હશે, તેનાથી આવું મહા પાતકી કાર્ય કદાપિ થઈ શકશે નહિ. જો તું ઉદાર છે તો તારી ઉદારતાને તારી પાસે જ રાખ. મને તેવી ઉદારતાની લેશ માત્ર પણ આવશ્યકતા નથી. જે કાર્યમાં દેખીતોજ હડહડતો અન્યાય છે, તે કાર્ય કરતાં મારૂં હૃદય ચીરાઈ જાય છે. અરે તેનું સ્મરણ થતાં પણ મારા હૃદયમાં હજારો વીંછીના ડંસની તીવ્ર વેદના ઉત્પન્ન થાય છે. લંપટ લક્ષ્મીની લાલચથી એક ધાર્મિકા આર્ય લલનાના કુળની મર્યાદાને હું માટીમાં મેળવવા તૈયાર થાઉં ? નહિ નહિ. તેમ તો કદાપિ બનશેજ નહિ. મારે એવું કાળું કામ કરીને સોમદત્ત! તારા જેવો પાપ પ્રચારક શયતાનનો ઉપાધિ ગ્રહણ કરવો નથી. લોકો તને મહા પાપી કહે છે એટલું જ બસ છે, મારી તેવા પાપીની પંક્તિમાં જોડાવવાની લેશ માત્ર પણ ઇચ્છા નથી. ” રમણે પોતાની વીરતા દર્શાવીને નિર્ભયતાથી કહ્યું.

“ ત્યારે શું તું મરણીયો જ થયો છે ? તો ભલે ખુશીથી મારી તરસી તલ્વાર તારૂં લોહી પીવાને આ ક્ષણેજ તૈયાર છે. હું તને હમણાંજ બતાવી આપું છું કે કૃષ્ણપૂરના સિંહાસનાધિપતિ સોમદત્તની આજ્ઞા અનાદર કરવામાં અને અપમાન કરવામાં કેવું ભયંકર

જોખમ સંભાયલું છે. અરે એ સિપાહી! આમ આવ–" સોમદત્ત ગુસ્સાથી કહ્યું.

"ભલે પાપથી અંધ થયેલા પામરપ્રાણી! મારા આ દેહના ટુકડેટુકડા કરી નાખ, મારા લોહીથી આ ધરતીમાતાની તૃષાને છીપાવ, મને તેની લેશ માત્ર પણ પરવા નથી. પરંતુ એક સતીના સતીત્વને તારા જેવા કામાંધ નરકના કીડાદ્વારા મારાથી કદાપિ નષ્ટ કરાવી શકાય તેમ નથી. તેં રાજકુમારનું ખૂન કરી આ રાજ્ય મેળવ્યુંછે, પણ તે ઝાઝા દિવસ તારા ભાગ્યમાં ટકનાર નથી. તેં અનેક અબળાઓની પવિત્રતાને નષ્ટ કરી છે અનેક કુમારીકાઓના કુમારી ધર્મનું ખંડન કર્યું છે, તેથી તારો દેહ પણ લાંબી મુદ્દતને માટે આ અવનીપર ટકનાર નથી. માતાના યૌવનને કલંક લગાડનારા પાષાણ! તું યાદ રાખજે કે, તારાં પાપી કર્મો જ તારો ભક્ષ કરશે. તારા આ દેહને અગ્નિસંસ્કાર પણ નહિ મળે. પરંતુ કાગડા, કૂતરાં ફોલી ખાશે. તારા પાપના જંતૂઓ તારા હૃદયમાં ભીષણ યાતનાનો ઉપદ્રવ મચાવી તને ક્યાંય પણ જંપીને બેસવા દેશે નહિ. જે મહત્તાના મેરૂપર ચઢીને અન્યાયની ધારા વર્ષાવી રહ્યો છે તેજ ધારાના પ્રવાહમાં તું તણાઈ જશે. દુનિયાના ઇતિહાસમાં તું એક કુળકલંક હીચકારો ગણાશે અને લોકો તને **કલંદરની કટારના** નામથી ઓળખશે. પાપાંધ પિશાચ! ભલે મારો વધ હમણાં જ કર મને તેની બિલ્કુલ પરવા નથી, પરંતુ આર્ય લલનાઓની પવિત્રતાને નષ્ટ કરવાનો પાપમય પ્રયત્ન કદાપિ કરીશ નહિ. નહિ તો કોઈ સતીસાધ્વીના શાપથી બળીને તરત જ ભસ્મીભૂત થઇશ. મરણ તો શાશ્વત જ છે. મરવાનું તો સૌને છે જ. સાંભળ મરણની અનિશ્ચિતતા માટે એક વિદ્વાન શું કહે છે તે જરા ધ્યાન દઇને સાંભળ.

" ગર લાખ અશરતોંસે હય દિલમેં રહે ધુમ ધામ;
યા સૌ મુસીબતોંસે હુવા જમકા અઝદહામ;

આખિરમેં જબ અજલને કિયા આનકર સલામ;
ગમમેં કિસી હસીં કે કોઈ હો ગયા તમામ;
કોઈ હુર પરિયાં છાતિસે લિપટાકે મર ગયા;
જીતા રહા ન કોઈ હરએક આકે મર ગયા;
દુનિયામેં અપના જી કોઈ બહેલા કે મર ગયા;
દિલ તંગિયોંસે ઔર કોઇ ઉક્તાકે મર ગયા;
આકિલ થા વોહ તો આપકો સમઝાકે મર ગયા;
બે અકલ છાતી પીટકે ઘબરા કે મર ગયા."

રમણરાય હજી આ પ્રમાણે કહેતો હતો એવામાં તો પહેરેગીર આવીને ઉભો રહ્યો અને પછી સોમદત્તને સલામ કરીને બોલ્યો કે;– ફર્માઇએ હજુર, ખાદિમકો ક્યા હુકમ હય !"

"જા અને હમણાંને હમણાં જ રાજ્યના કોઈ બહાદુર જલ્લાદને અહીં બોલાવી લાવ." સોમદત્તે ગુસ્સાના તાનમાં આવીને સિપાહીને આજ્ઞા આપી દીધી.

"જી હજુર, અભી હી બોલાકે લાતા હું." એમ કહી સિપાહી સોમદત્તને ફરીવાર સલામ કરીને ત્યાંથી તરત જ જલ્લાદને બોલાવવા માટે ચાલ્યો ગયો.

"કેમ હજી પણ કાંઈ માનવામાં આવે છે ? જીવનપર જરા પણ દયા ઉપજે છે" સોમદત્તે કટાક્ષપૂર્વક રમણરાયને ઉદ્દેશીને કહ્યું.

"નહિ–કદાપિ નહિ. જીવનની જૂઠી લાલસામાં ફસાઇને પાપ કર્મ કરવાની અથવા એક ધર્મવંતી લલનાના ધર્મને ભ્રષ્ટ કરવાની મારી બિલકુલ ઇચ્છા જ નથી." રમણે ઉત્તર આપ્યું.

"ત્યારે શું હવે તું વિનામોતે મરવાનાજ નિશ્ચયપર આવ્યો છે? જીવનની નૌકાને નિરાશાના સાગરમાં જ ડૂબાડી ચૂક્યો છે ?"

"બેશક તેમજ છે."

"ત્યારે મરણ પહેલાં તારી શી વસ્તુ માગવાની ઇચ્છા છે. જો હજી પણ વિચાર કર કે આ વીર સોમદત્ત કેવો ઉદાર છે. હતભાગી માનવ! તેની ઉદારતાનો ઉપભોગ કરવાનો હજી પણ સમય વીતી ગયો નથી, માટે જરા ચેતી જા અને તેની ઇચ્છાને આધીન થા."

"મરણના કિનારાપર આવેલો મનુષ્ય કદાપિ આવા પ્રલોભનોથી લલચાતો જ નથી. આ સ્થળે તારો ભયંકર પ્રમાદ થાય છે. તું મારા તરફની એ આશાને વિદારી દે અને કોઇ નવીન ઉપાયને જ સાધી લે. હું તારી ઉદારતાનો ઉપભોગ કરવાની ઇચ્છા ધરાવતો નથી, પણ ધર્મને માટે તારી તલ્વારનો ભોગ કરવાની ઇચ્છા ધરાવું છું."

"ઠીક છે, ત્યારે એમજ થઇ રહેશે. તું થોડા સમયમાં જોઇ શકશે કે–" હજી સોમદત્ત આ પ્રમાણે કહેતો હતો એવામાં પેલો સિપાહી જલ્લાદને લઇને ત્યાં આગળ આવી પહોંચ્યો. એ જોઇને સોમદત્તે જલ્લાદને ઉદ્દેશીને કહ્યું કે;–"જલ્લાદ! તને કોઇ પણ કાર્ય બતાવવામાં આવે તો તું તરતજ તેને પાર પાડી શકે ખરો કે?"

"જી હા—રાજાધિરાજના હુકમનો અનાદર અમારાથી કદાપિ કરી શકાય ખરો કે?" જલ્લાદે ગંભીર સ્વરથી કહ્યું.

"ત્યારે જો સાંભળ, આ સ્હામે ઉભેલા નરપિશાચે ભયંકર રાજદ્રોહનો ગુન્હો કર્યો છે અને તેને માટે મરણની સજાજ નક્કી થઇ છે. માટે તેની જલ્દી કત્લ કરી નાખ. પણ હા, તેની કત્લ કરવામાં એક મિનિટનો પણ વિલંબ થવો ન જોઇએ, તેટલા માટે મેં આ મહાલયના આ ઓરડામાં જ તેની કત્લ કરવાનો નિશ્ચય કર્યો છે કે જેથી લોકોના મનમાં સખ્ત દાખલો બેસી જાય કે, રાજદ્રોહીની કેવી ભયંકર દશા થાય છે. અને મહારાજા સોમદત્ત કેવા કઠોર શિક્ષાકારક છે. ચાલ ત્યારે ચલાવ તારી તલ્વાર અને ઉડાવ એની ગર્દન. હવે વિલંબ કરવાનું કશું કારણ જ નથી. અત્યારે જે ક્ષણ જાય છે તે મહા અમૂલ્ય વખત વીતી જાય છે એમ ધારીને જ આનો સત્વર વધ કરી નાંખ."

"મહારાજ! જે મહાલય માત્ર વિશ્રામને માટે જ બનાવવામાં આવ્યું છે, ત્યાં મારાથી આવું ઘોર પાતકી કાર્ય કદાપિ થઈ શકશે નહિ. આનંદ અને શાંતિના સ્થાનમાં મારાથી મનુષ્યના ઉકળતા લોહીની સરિતા વહાવી શકાશે નહિ. આ સ્થળ ન્યાય અને ઇન્સાફનું છે, માનવવધ અથવા નરહત્યા કરવાનું નથી. જ્યાં આગળ સાક્ષાત્ સરસ્વતી અને લક્ષ્મીદેવીનો વાસ છે ત્યાં મારાથી આવું ભયંકર કુકૃત્ય થઈ શકશે. ભલે હું જલ્લાદ છું, નિષ્ઠુર છું, મારા હાથથી અનેક નર-નારીઓની હત્યા થઈ છે. મેં અનેકનાં ખૂન કર્યાં છે, છતાં પણ રાજમહાલયના આરામગૃહમાં એક નિરપરાધી નરની હત્યા કરતાં મારૂં કાળજું કમ્પી ઉઠે છે, હૃદયમાં ભયાનક યંત્રણા થાય છે. શું હું મર્હુમ રાજા શ્રીદત્તના નિવાસસ્થાનમાં લોહીની ધારા વ્હેવડાવું? અરે તેમના પરમપવિત્ર સ્થાનને મનુષ્યના રક્તથી અપવિત્ર બનાવું? નહિ—નહિ. મારાથી તેમ બની શકશે નહિ. મહારાજ! આ કાર્ય કરતાં મારા હાથમાં કમ્પારી વછૂટે છે અને હાથમાંનું હથિયાર ભૂમિપર પડી જાય છે. આ સુંદર યુવકની પ્રતિભા જોતાં મારૂં મન ડગમગી જાય છે. તેના ચ્હેરાનું તેજ એવું વિલક્ષણ છે કે જે મને આવું ઘોરતમ કર્મ કરવાની સાફ ના પાડે છે. કોઈક અદૃશ્ય શક્તિ મને કહે છે કે ક્રૂરતાના અવતારરૂપ જલ્લાદ, આવું કુકર્મ તું કોના માટે કરે છે? જ્યાં શાંતિદેવીનો વાસ છે ત્યાં તું આવા અન્યાયજનક કાર્યનો આરંભ શા માટે કરે છે? પ્રભુ! આ સર્વ કારણોથી હું આપને કાલાવાલા કરીને કહું છું કે મને આપ આવું કાળું કામ ન સોંપો. જો આપની ઇચ્છા આ પુરુષને ઠાર કરવાની જ હોય તો તેને કોઈ બીજા સ્થાનમાં મોકલાવી આપો, પરંતુ આ સ્થાનમાં તો તેમ નહિ બને તે નહિ જ બને."

"નીચ શયતાન! તારા હૃદયમાં ઉન્માદ રોગનો સંચાર તો નથી થયો ને? શું દયા અને તે દાનવના હૃદયમાં? કમ્પારી અને તે ભીષણ નામધારક રાક્ષસના હૃદયમાં? અસંભવિત! તદ્દન અસંભ-

વિત! હું તારી આ વાતને બિલ્કુલ માની શકતો નથી. મને લાગે છે કે તું આ પુરુષ તરફથી કાંઇક લાંચ અથવા રિસ્વત મેળવવાની આશાથી જ તેનો વધ કરવામાં આનાકાની કરી રહ્યો છે. પણ એમાં તારી ભૂલ થાય છે. સોમદત્ત કે જે સિંહાસનનો અધિપતિ છે, તે જો તેનું કામ કરી આપશે તો તને અમીર બનાવશે. ફકિરીમાંથી અમીરીમી સાહબીમાં લાવી મૂકશે. રંકમાંથી રાજા બનાવશે. માટે હજી પણ કહું છું કે તું વિના વિલંબે આ કર્મચંડાળનો સત્વર વધ કરી નાંખ!" સોમદત્તે લાલચ બતાવીને કહ્યું.

"ના મહારાજ, મને તેની કે આપની કોઇની પણ લાંચ જોઇતી નથી. મને પરવરદિગાર અન્નપાણી આપી રહ્યો છે. પણ હું આવું ક્રુર કાર્ય કરતાં કમ્પી જાઉં છું તેથી આપને હજી પણ કહું છે કે મને માફ કરો અને બીજા કોઈ જલ્લાદને આ કાર્યનો ભાર સોંપો."

"શું ત્યારે તું પણ રાજાજ્ઞાનો ભંગ કરવા ઇચ્છે છે? મરણના મુખમાં જ પ્રવેશ કરવાની તારી ઇચ્છા છે? યાદ રાખજે કે જો તું મારી આજ્ઞાનો અનાદર કરીશ તો તારો પણ આ સ્થળે અને આ ક્ષણેજ વધ થશે. પછીથી તારા કાલાવાલા કશા પણ કામમાં આવશે નહિ. માટે ચાલ જલ્દી મારી આજ્ઞાનું પાલન કરી બતાવ અને તારી તીખી તલવારથી આ પાપાત્માની ગર્દનને પૃથ્વીપર ધડથી વિખૂટી બનાવીને રોળાવ."

"પણ મહારાજ, આ ભયંકર અન્યાય થાય છે, વિના વાંકે એક નિરપરાધી માર્યો જાય છે. તેનો શો દોષ છે તે હું બહાર ઉભીને સાંભળી શકયો છું, માટે આપને કરગરીને કહું છું કે મને માફ કરો અને આવું હૃદયને વિદીર્ણ કરનારૂં કાર્ય ન સોંપો."

"ન્યાય કે અન્યાયનો વિચાર મારે કરવાનો છે, તારે તો માત્ર મારી આજ્ઞાજ બજાવવાની છે. હું તારો ઉપદેશ સાંભળવા ઇચ્છતો

નથી, પણ તારી પાસેથી માત્ર કામ લેવા જ ઇચ્છું છું. ચાલ સત્વર એની ગર્દન ઉડાવ હવે જરા પણ વિલંબ ન લગાવ."

"લાચાર, અનેક પ્રાર્થનાઓ કરવા છતાં આપનું હૃદય ન જ પીગળ્યું." આમ કહ્યા પછી જલ્લાદ પોતાના મનમાં જ કહેવા લાગ્યો કે;—"પરમાત્મા! તેં મને અતિ નીચ કુળમાં જન્મ આપ્યો છે, નરહત્યા કરવાના વ્યવસાયમાં હું નિરંતર મશગુલ રહું છું, છતાં અત્યારે મારૂં હૃદય શા કારણથી કમ્પી જાય છે? મને લાગે છે કે હું આ એક મહાભયંકર કાર્ય કરી રહ્યો છું. નહિ તો વળી મારા હૃદયમાં દયાદેવીનું આગમન જ શી રીતે થાય? જે હૃદયમાં નિરંતર પાપમયી ભાવનાઓનું જ પરિમળ છવાયું રહે છે તે હૃદયમાં દયાનો સંચાર શી રીતે થાય! હાય! મારા હૃદયમાં આમ એકાએક કમ્પારી કેમ છૂટે! પણ પ્રભુ! મારે આ દુષ્ટ પાપીના હઠાગ્રહથી આ કાર્ય કરવું પડે છે તો મને ક્ષમા આપજે. આ નરહત્યા કરતાં મારૂં હૃદય વીંધાઈ જાય છે. છતાં એક કઠિન કર્ત્તવ્યને આધિન થઇને આજે આ બિચારા નિર્દોષ પુરુષનો વધ કરવો પડે છે. પરમાત્મા! તું તેના હૃદયમાં નવીન બળ આપ અને એના અનેક અપરાધોની ક્ષમા કરી તારા પવિત્રતામય સ્થાનમાં સ્થાન આપ."

આમ કહ્યા પછી તે જલ્લાદે રમણરાયને ઉદ્દેશીને કે;—"ભાઇ! ચાલ મરવાને તૈયાર થા! મેં તારા જીવનની રક્ષા માટે રાજા સોમદત્તને ઘણો ઘણો આગ્રહ કર્યો પરંતુ તેમનું હૃદય ન પીગળ્યું તે નજ પીગળ્યું. છેવટે મારે લાચારીથી તારો આ પ્રમાણે વધ કરવો પડે છે. ઊઠ, હૃદયમાં હિમ્મત લાવી, ભગવાનનું સ્મરણ કરી તે આનંદદાતાના શાંતિમય સ્વર્ગ તરફ પ્રયાણ કરવા માટે તત્પર થા! તું એક વીર પુરુષ છે, ધર્મને માટે તારો જીવ આપે છે, એથી લોકોમાં તારી અક્ષયા કીર્ત્તિનાં ઘેર ઘેર ગાન ગવાશે અને તારૂં દૃષ્ટાંત લઇને અનેક નરનારીઓ પોતાના ધર્મ અને કીર્ત્તિની રક્ષા માટે પોતાનો જાન આપવાને

તૈયાર થશે. આથી એક પ્રકારના અત્યાચારનો અને અનાચારનો નાશ થશે તથા ભવિષ્યમાં શાંતિસુધાનો સર્વ કોઇને સાક્ષાત્કાર થઈ શકશે."

"હા ભાઈ, ધર્મભ્રષ્ટ થઇને અથવા કુકર્મનું કલંક લઈને જીવવા કરતાં મને મરણ વધારે પ્યારૂં છું. આ જીવન નશ્વર છે, વાયુના ગોળાની પેઠે ક્ષણવારમાં નષ્ટ થઈ જાય તેવું છે. તેના પર વિશ્વાસ રાખી કુકર્મમાં લિપ્ત થવા કરતાં ધર્મનો આશ્રય ધારણ કરીને શાંતિદાયક સચરાચરના સ્વર્ગમાં જવું એજ વિશેષ શ્રેયસ્કર છે. આ અવનીમાં જન્મીને કોઈ કાયમ રહ્યું નથી અને રહેવાનું પણ નથી. કોઈ આજે જશે તો કોઇને કાલે પણ અવસ્ય જવું જ પડશે. મૃત્યુ જેવી નિશ્ચિત વસ્તુ બીજી કોઈ છે જ નહિ, એટલા માટે હું મારા પ્રાણ જાય તો પણ ડરતો નથી. શું ક્ષણિક જીવનની તુચ્છ લાલસામાં લુબ્ધ થઈને હું એક સાધ્વી લલનાના શીલનો ભંગ કરાવવા માટે તૈયાર થાઉં ? કામાંધ સોમદત્તની કામ પિપાસા તથા વિષયલોલુપતાને તૃપ્ત કરવા માટે હું ભયંકર કલંકનો કીડો ગણાઉં ? નહિ—નહિ. તેના કરતાં તો મરવું એજ બહેત્તર છે. આ પિશાચધર્મને આધીન થયેલો સોમદત્ત એમ ધારતો હશે કે તેને આ વિશ્વમાં સ્થાયી જ રહેવાનું છે, તે પોતે અમરપટો લખાવી લાવ્યો છે, પણ એ એની નાદાનીનું જ કારણ છે. તે મૂર્ખ છે એટલે અન્યાય અને અધર્મથી મેળવેલા રાજ્યના મદમાં છકી ગયો છે અને પોતાના ધર્મને પણ ભૂલી ગયો છે. પણ એ મદ અને ગર્વ કોઇનાં સ્થાયી રહ્યાં નથી અને રહેવાનાં પણ નથી. આતો માત્ર ચાર દિનની ચાંદની છે અને પાછળ અંધારી રાત પડેલી છે એનો પણ એ દુષ્ટને ખ્યાલ નથી. પરંતુ જ્યારે ઇશ્વરી કોપ થશે, એના અપરાધોનો અવધિ આવી ભરાશે અને પાપનો ઘડો પૂરો થશે એટલે આપોઆપ તેનું જડમૂળથી નિકંદન નીકળી જશે."

"જલ્લાદ ! તું તદ્દન નિર્દોષ છે. તારો જરાપણ અપરાધ નથી.

ઇશ્વર તને કશી પણ સજા કરશે નહિ. તું તો માત્ર એક અનુચર છે અને તારો ધર્મ સ્વામીસેવા છે. તારો સ્વામી નીચ છે અને તેણે તને જે નીચ કર્મ સોંપ્યું છે તે તારે બળાત્કારે કરવું પડે છે એટલે તું સર્વથા નિર્દોષ છે. હું તને ઉદાર હૃદયથી ક્ષમા આપું છું અને તે સાથે આશીર્વાદ આપીને કહું છું કે તેં મારા પ્રતિ જે દયા દર્શાવી છે તથા સહાનુભૂતિ પ્રકટ કરી છે તે માટે ઇશ્વર તારૂં કલ્યાણ કરે. ચાલ હવે વિલંબ ન કર. મારી ગર્દનને સત્વર ભૂમિપર પતિત કર. હવે હું આ પિશાચ સોમદત્તનું કાળું મોઢું જોવા ઇચ્છિતો નથી. મને આ સંસારની બિલ્કુલ સ્પૃહા રહી નથી. તેમજ જીવનની આશાનો પરિત્યાગ કરીને મેં મૃત્યુદેવતાને આલિંગન આપવાનો જ દઢ નિશ્ચય કર્યો છે. ચાલ હવે મને સત્વર મૃત્યુનું મિલન કરાવી દે, મારા પ્રાણને વિદાય દે અને મારા દેહને પંચત્વમાં વિના વિલંબે મિલાવી દે ! પ્રભુ ! કલ્યાણ કર ! તારા આશ્રિતને તારા સ્વર્ગમાં સ્થાન આપ."

"ચાલ જલ્લાદ ! જોઈ શું રહ્યો છે. એ મૂર્ખના પ્રલાપો સ્હામું શું ધ્યાન આપી રહ્યો છે. ચાલ જલ્દી એના મસ્તકને ધડથી વિખૂ ટું કરી દે, હવે મારાથી મારી તીવ્ર ઇચ્છાને જરા પણ દબાવી શકાતી નથી. એનું રખડતું ધડ જોવાની મને પ્રબળ ઇચ્છા થઈ આવી છે તે સત્વર પૂર્ણ કર." સોમદત્તે કોપના આવેશમાં આવીને આજ્ઞા આપી દીધી.

સોમદત્તની આજ્ઞા મળતાંની સાથે જ જલ્લાદે બિચારા નિરપરાધી રમણની ગર્દનપર પોતાની તલ્વાર ચલાવી દીધી. થોડીવારમાં તેના પ્રાણ પરલોકમાં પ્રયાણ કરી ગયા અને તેનું સત્વહીન ધડ તથા મસ્તક મહાલયના ઓરડાના પૃષ્ટપર આમતેમ આટોળવા લાગ્યાં. તેમાંથી લોહીની ધારાઓ વ્હેવા લાગી અને આખો ઓરડો લોહીથી તરબોળ બની ગયો. આ જોઇને સોમદત્તે જલ્લાદને આજ્ઞા આપી કે;—"જલ્લાદ ! પ્રભાત થતાં પહેલાં જ આ પિશાચના મૃતદેહને કોઇક એવા નિર્જન

વનમાં ગર્ત્તા ખોદીને દાટી આવજે કે જેનો કોઇને પત્તો પણ ન મળે. હું તને તારા આ કાર્યના બદલામાં આવતી કાલે ઘણું સારૂં ઇનામ આપીશ. પણ યાદ રાખજે કે જો આ વાર્તા કોઇના જાણવામાં આવશે તો તારી પણ આ હતભાગિના જેવી જ દુર્દશા થશે. તે સમયે સોમદત્ત જરા પણ દયા દેખાડશે નહિ. હું હમણાં બીજા એક અગત્યના કાર્ય માટે બહાર જાઉં છું; માટે મારા આવતાં સુધીનાં અહીંથી આ પાપાત્માના મૃતદેહ તથા તેના રક્ત વગેરેને સાફ કરાવી નાંખજે અને પ્રભાતમાં કોઇને આ સ્થળે મનુષ્યનું ખૂન થયું છે એવાં કશાં પણ ચિન્હો ન જણાય તેવો બંદોબસ્ત કરી રાખજે."

"જેવી આજ્ઞા." જલ્લાદે જવાબમાં જણાવ્યું.

ત્યાર પછી સોમદત્ત તરત જ પોતાનો પોશાક પહેરીને મહાલયમાંથી બહાર નીકળી પડયો.

* * * *

આ સમયે લગભગ રાત્રિના બે વાગ્યાનો શુમાર થવા આવ્યો હતો. સમસ્ત નગર નિદ્રાદેવીની ગોદમાં વિશ્રામ લઇ રહ્યું હતું, પરંતુ શહેરના મધ્યભાગના એક બે માળવાળા મકાનમાં એક ઝાંખો દીવો બળતો હતો અને એક અપૂર્વ સૌંદર્યવતી રમણી કોઇના આવવાની પ્રતીક્ષા કરતી બેઠી હોયની ! એમ જણાતું હતું. તે વારંવાર નિઃશ્વાસ નાંખતી હતી અને પોતાના મનમાંજ કહી રહી હતી કે;–" રાત્રિના લગભગ બે વાગી જવા આવ્યા છતાં તેઓ કેમ નહિ આવ્યા હોય? શું તેઓ કોઇ અગત્યના કામમાં ગુંથાઇ ગયા હશે ? નિત્ય તો નવ વાગ્યાની અંદર આવી જાય છે છતાં આજે આટલાબધા મોડા કેમ થયા હશે ? પણ આજે આમ મારૂં જમણું નેત્ર શા કારણથી ફરકે છે વારૂ ? મારા હૃદયમાં અનેક પ્રકારની કુશંકાઓ કેમ થયા કરે છે ? શું મારા પતિનું કાંઇ અશુભ તો નહિ થયું હોય ? હાય મારાથી કાંઇ પણ સમજી શકાતું નથી. હજી સુધી તેમણે ભોજન પણ કર્યું નથી

અને તેથી હું પણ ભૂખી રહી છું. શું તેમને માથે કાંઇ આપત્તિ તો નહિ આવી પડી હોય ? ભગવાન્! આજે તું આમ નિષ્ઠુર કેમ થયો છે? હજી સુધી મારા પતિ દેવતા કેમ નહિ આવ્યા હોય ?"

પ્રિય વાચક ! એ રમણી અન્ય કોઇ નહિ પણ નિર્દય સોમદત્ત દ્વારા મૃત્યુગતિને પામેલા રમણની પત્ની મનોહરા જ હતી અને તે પોતાના પતિના આગમનની રાહ જોઇ રહી હતી. રમણનાં માતાપિતા બાલ્યાવસ્થામાં જ પરલોકગત થયાં હતાં અને અત્યારે રમણના પરિવારમાં કેવળ રમણ અને તેની પત્ની મનોહરા સિવાય બીજું કોઇ જ નહોતું. મનોહરા જે સમયે ઉપર દર્શાવ્યા પ્રમાણે ચિંતા કરી રહી હતી તેવામાં તેના મકાનની સીડીપર કોઇના આવવાનાં પગલાંનો અવાજ સંભળાયો. એ જોઇને મનોહરા દોડતી દોડતી પોતાના સ્વામીના મિલન માટે તે સીડી પાસે જઇ પહોંચી અને સહજ કૃત્રિમ રોષ કરીને બોલી કે;—"પ્રાણનાથ! આપ આમ નિત્ય મોડા મોડા આવશો એ અમને તો નહિ પાલવે સમજ્યા ને ? હવેથી રોજ આઠ વાગ્યાની અંદર ઘેર આવી જજો, નહિ તો પછી હું તમને તેના બદલામાં પૂરતી સજા કરીશ. હા—"

તે આવનાર પુરુષે જવાબ આપ્યોઃ—"પ્રાણેશ્વરી ! રાજ દરબારમાં કેટલાંક અગત્યનાં કારણસર રોકાવાથી આજે સહજ વિલંબ થયો છે તો ક્ષમા કર. હવેથી તેમ નહિ બને તેને માટે હું પૂરતી સંભાળ રાખીશ. લે ચાલ હવે શયનગૃહ તરફ આવ." આમ કહીને તે પુરુષે તેનો હાથ ઝાલીને આલિંગન કરવાનો વિચાર કર્યો; પરંતુ મનોહરા પોતાના સ્વામીનો કંઠસ્વર ન સાંભળતાં બીજા કોઇ અજાણ્યા પુરુષનો અવાજ સાંભળવાથી સિંહણની માફક છંછેડાઇને બોલીઃ—"ચાલ દૂર હઠ ચાંડાલ ! શું તું આ ક્ષત્રિય અંગનાને દગો દેવા આવ્યો છે ! મારા પવિત્ર ધર્મને નષ્ટ કરવા ઇચ્છે છે. ઉભો રહે હું તને હમણાં જ તારી કુટિલકરણીનું ફળ ચખાડી આપું છું. હમણાં જ મારી તીક્ષ્ણ કટારીથી

તારૂં હૃદય છેદી નાખું છું અને તને સીધો નરકનો રસ્તો બતાવું છું." આમ કહીને મનોહરાએ તે પુરુષના હાથમાંથી પોતાના હાથને છોડાવવાનો પ્રયત્ન કર્યો.

પરંતુ તે આવનાર પુરુષે તેના હાથને પોતાના હાથમાં સખ્ત રીતે દાબી રાખીને કહ્યું કેઃ—"પ્રિયા પ્રાણેશ્વરી! આમ ગભરાય છે શા માટે? હું પણ તારા પતિ કરતાં તને સહસ્ત્રગણું ઐશ્વર્ય આપવાને શક્તિમાન છું. તારા રૂપમાં મોહિત થઇને મેં આજે અરે આ ક્ષણેજ તારા પતિનું ખૂન કરાવ્યું છે, એટલે હવે તારે તેનો ભય રાખવાનું કશું કારણ નથી. તું જાણતી હશે કે, વીરવર રાજા સોમદત્ત જેને ચાહે છે તેને માટે પોતાના પ્રાણ પાથરી દે છે. હું આ કૃષ્ણપૂર રાજ્યનો સમ્રાટ્ સોમદત્ત જ છું અને તારા પ્રેમને માટે અત્યંત આકુળ બની ગયો છું. મને ઘણાં દિવસ થયાં તારા સૌંદર્યનો ઉપભોગ કરવાની ઇચ્છા હતી પણ તેવા કોઇ અનુકૂળ સંજોગો જ મળતા નહોતા. પણ આજે તેવો સુયોગ મળવાથી મેં તારા પતિને પરલોકમાં મોકલી આપ્યો છે અને તારા સૌંદર્યકુસુમનો ઉપભોગ કરવાનો દૃઢ સંકલ્પ કર્યો છે. જો તને મારી વાતનો વિશ્વાસ ન આવતો હોય તો જો મારા આ લોહીથી ખરડાયલા હાથ જો, એ લોહી તારા પતિનું જ છે. બસ, હવે તેના ભયનો ત્યાગ કરીને તું મારી પર્યંકશાયિની થા. હું તને મારી સર્વથી શ્રેષ્ઠ પટરાણી બનાવીશ અને તારી સેવામાં અનેક રૂપવતી રમણીઓને હાજર રાખીશ. તારા ગુલાબી ગાલપર હવે આ ચુંબનાતુર સોમદત્તને એકવાર ચુંબન કરવા દે અને અધરામૃતનું પાન કરવા દે, હું ધારૂં છું કે તને મારી આ યાચનામાં કશો પણ પ્રત્યવાય નહિ જ આવે."

"હાય હાય! શયતાન! તેં મારા પતિ દેવતાનું ખૂન કર્યું? અરે ઓ પાપીઆ! તેં આશો જુલ્મ ગુજાર્યો. એક પતિપરાયણા અબળાપર તે આ શો અત્યાચાર ચલાવ્યો! પાપી ચાંડાલ! જો હું ખરી સતી હોઉં તો તને શાપ આપીને કહું છું કે તારૂં થોડાજ સમ-

ચમાં ભયંકર મૃત્યુ થશે અને તારા શબને કાગડા કૂતરાં ફોલી ખાશે! નફ્ટ, નિર્લજ! શું એક સાધ્વી સ્ત્રી તારા જેવા દુષ્ટ અને પાપરૂપ શયતાનની અનુગામિની બનશે? કદાપિ નહિ. જા–ચાંડાલ હજી પણ કહું છું કે તું તારૂં કાળું મુખ લઇને અહીંથી સીધો ચાલ્યો જા. નહિ તો કોઇ સતીના શાપથી બળીને દગ્ધ થઇ જશે. તારા દેહના ચૂરેચૂરા થશે. તારા શિરપર ધગધગતા અંગારાની વૃષ્ટિ થશે. અધમતાના અવતાર! તને મારા પતિપર જરાપણ દયા ન આવી? હે દાનવં! હું તને શાપ આપું છું કે તારા રૂંવે રૂંવામાં કાળા કીડા પડજો અને તને અન્નનાં પણ સાંસાં પડજો."

"હવે હું તારી એ બધી લવારી સાંભળવા ઇચ્છતો નથી. કહે તું મારી મનોવાસનાને તૃપ્ત કરવા ધારે છે કે તારા પાતની પેઠે જીવ ગુમાવા માગે છે." સોમદત્તે ભયંકરતાથી પૂછ્યું.

"લુચ્ચા સોમદત્ત! હું મારા પતિની પાછળ જીવ આપવા ઇચ્છુ છું, પણ તારી વાસનાથી સર્વથા વિપરીત વર્ત્તવા માગું છું." મનોહરાએ નિર્ભયતાથી જવાબ આપ્યો.

"ત્યારે શું તું નહિ જ માને. હું જોઈ લઉં છું કે હવે અહીં તારી કોણ રક્ષા કરે છે!" એમ કહીને સોમદત્ત તેના શરીરપર ધસી ગયો અને તેનાપર બળાત્કાર ગુજારવાની અણીપર આવી ગયો. આ જોઇને મનોહરાએ એક ભયંકર બૂમ પાડીને કહ્યું કેઃ—"બચાવો, બચાવો કોઇ પાપાત્માના પંજામાં સપડાયલી પ્રમદાને બચાવો, તે શીલવ્રતનું ખંડન થતું અટકાવો." આમ કહી તે બેભાન થઇને પૃથ્વીપરં ઢળી પડી.

એવામાં અદશ્યથી કોઇનો ગંભીર અને ભયંકર નાદ સંભળાયો કેઃ—"સાવધાન! શયતાન સોમદત્ત સાવધાન!! એક અનાથ અબળા

પર અત્યાચાર ગુજારતાં પહેલાં તેનો વિચાર કર. જો હવે તેના બળાત્કાર કરીશ તો જીવથી માર્યો જઈશ. જો તું **કલંદરની કટાર** રૂપ ભીષણ છે તો તારી ભીષણતાને વિદીર્ણ કરનાર અમારી પાસે **સંસાર ખાંડાની ધાર** રૂપ એક સાધન તૈયાર છે. તે તીક્ષ્ણ ધારથી તારો ઘાત થશે અને સતીયાંઓનું રક્ષણ કરી શકાશે. માટે જો તારે તારા જીવનની લેશ માત્ર પણ સ્પૃહા હોય તો અહીંથી તારૂં કલંકિત મુખ લઇને સત્વર વિદાય થા. હાલ તને મુક્ત કરવાનું એક ખાસ કારણ છે જે તને આગળ જતાં જણાશે અને તારૂં કેવી કફોડી રીતે મોત થાય છે તે પણ સમજાશે."

ઉપર્યુક્ત અદૃશ્ય વાણી સાંભળીને સોમદત્ત થરથર કમ્પવા લાગ્યો અને તેના ગોગે તેના હાથમાંથી મનોહરાનો હાથ પણ છૂટી ગયો. તે ઉભો ઉભો કોનો અવાજ આવે છે તે જોવા લાગ્યો.



દ્વિતીય પરિચ્છેદ

## અબળાની અદ્ભુત યુક્તિ !

"લુટનેથે જિત્ને લુટે હુકમરાની કે મજે;
અબતો એક ગોશેમેં લેંગે જીન્દગાની કે મજે;
ક્યું કે પહોંચા હય મુસાફિર અપની મન્જીલકે કરીબ;
કિસ્તી એ ઉમરે રવાં પહોંચી હય સાહિલ કે કરીબ."

બેતાબ.

બીજે દિવસે ભૂપકિશોર, **મોહનલાલ**, ગોપાળદાસ અને **ભીમ**-ભાઈ વચ્ચે તરેહ તરેહની વાતો થવા લાગી તથા સહુએ એક મતપર આવી જવાની સલાહ કરવા માંડી. આખો દિવસ બહાર નીકળવાનું અનુચિત ધારીને તેમણે સહુએ એક ભાડાના મકાનમાં ખાવા પીવાનો બંદોબસ્ત કરી લીધો. રથવાળાને દસ રૂપિયા આપીને રવાને કર્યો અને પછી સંધ્યા સમયે એક જંગલ તરફ જવાની ગોઠવણ થવા લાગી. એ જંગલ તે બીજું કોઈ નહિ, પણ જે જંગલમાં તેમને મંત્રી **હરિદત્ત**ની મુલાકાત થઈ હતી તે જંગલ તરફજ અત્યારે તેમનો જવાનો ઇરાદો હતો. ભૂપકિશોરે વિચાર્યું કે **મોહનલાલ**ને એ મકાનમાં મૂકીનેજ પોતાને ત્રણે જણાને તે જંગલમાં જઈ આવવું અને ત્યાંની બધી તપાસ કરી લાવવી. કારણ કે **મોહનલાલ** બહુજ કમજોર છે અને તેનાથી ચાલી શકાય તેમ નથી, તેથી તેને ત્યાં રાખવો એજ વધારે ઉચિત હતો. પરંતુ પુનઃ બધાનો એવો નિશ્ચય થયો કે તેને પણ પોતાની સાથે લઇ જવો અને સહુએ સાથે મળીને જ જવું. આ પ્રમાણે નિશ્ચય થયા પછી કેટલીકવારે રાત પડી ગઇ અને ઘોડા પણ આવી પહોંચ્યા. ત્યાર પછી તેમણે પોતાની સાથે આણેલા સામા-નને તેઓ જે ઓરડામાં ઉતર્યા હતા તેમાં ખાડો ખોદીને દાટી દીધો

અને પોત પોતાના મુખપર ચારે જણાએ ગોપાળદાસની પાસે જે રોગાન હતો તે લઇને ચોપડી દીધો તથા ચહેરામાં પણ અમુક ફેરફાર કરી નાંખ્યો. પછી ગોપાળદાસે એક ગાંસડીમાંથી ચાર જોડ કપડાં બહાર કાઢયાં અને તેમાંથી એક એક જોડ લઇને સહુએ પહેરી લીધી. એ કપડાં મામૂલી નહોતાં, પરંતુ કૃષ્ણપૂરની પલ્ટનવાળા સિપાહીઓના પોશાક જેવા સુંદર પોશાકો હતો. આવો પોશાક ધારણ કરવાનો તેમનો મુખ્ય હેતુ એ હતો કે કદાચ શિવપુરીની સરહદમાં શિવપુરી અથવા કૃષ્ણપૂરના કોઇ પણ સિપાહીઓ તેમને પકડવા માટે આવે તો તેઓ સહજમાં ન ઓળખાતાં પોતાના પરિચયને છૂપાવી શકે તેમજ તેમના હાથમાંથી મુક્તિ પણ મેળવી શકે. વળી રાત્રિનો સમય હોવાથી બીજા કોઇ લૂટારા અથવા ઠગ લોકોનો તેમને અચાનક મેળાપ થઇ જાય તો પણ તેમના તરફથી તેમને વિશેષ ઇજા થવા ન પામે. આવી સર્વ પ્રકારની ચાતુરીથીજ તેમણે સિપાહીઓનો પોશાક ધારણ કરીને બહાર નીકળવાનું ઉચિત ધાર્યું હતું. આ યુક્તિ શોધી કાઢનાર અન્ય કોઈ નહિ પણ તેઓ સર્વમાં ચાલાક ગણાતો બહાદુર ભૂપકિશોર જ હતો.

ચારે જણાએ બરાબર પોશાક પહેરી લીધા પછી, મુખપર બુકાની, કમરપર ભેટ તથા તલ્વાર વગેરે બાંધી લીધાં અને આબેહુબ સૈનિકોનું સ્વરૂપ ધારણ કરી લીધું. ભુપકિશોર અને મોહનલાલ ઘોડાપર સ્વાર થઈને રવાના થયા, ભીમભાઇ અને ગોપાળદાસ ઘરને તાળું વાસી બરાબર ગોઠવણ કર્યા પછી દોડતા દોડતા તેમની પાછળ પાયદળ ચાલવા લાગ્યા. શહેરમાંથી બહાર નીકળ્યા પછી તેમણે સીધો જંગલનો રસ્તો પકડી લીધો. ભૂપકિશોરે પોતાના સોબતીઓને કહ્યું કે;— "જૂઓ, આ વખતે જો હરિદત્ત મળે તો મોહનલાલે અને ભીમભાઇએ તેની સાથે વાતચીત કરવી કે જેથી તે પાપી આપણને સહજમાં ઓળખી શકે નહિ અને તેના યોગે આપણો ભેદ પણ છૂપો

રહેવા પામે. પહેલી વખતે તો મેં અને ગોપાલદાસે તેની સાથે વાત ચીત કરી હતી, તેથી તે અમારી બન્નેની બોલી ઓળખી જાય તો તેમાં કશી નવાઇ નથી. માટે આ સમયે મોહનલાલ અને ભીમભાઇએ તેની સાથે વાતચીત કરવી."

ત્યાર પછી ફરીવાર ભૂપકિશોરે તેમને ઉદ્દેશીને કહ્યું કે;–"તમારી બન્નેની બોલી હજી તેણે સાંભળી નથી, માટે તમે સાવચેતીથી વાતચીત કરીને વમારા સકંજામાં સપડાવી લેજો અને તેને શિવપુરી તરફ રવાના થવાની સલાહ આપશો એટલે માર્ગમાંથી તે એક કંટકરૂપ પુરૂષ પણ ઓછો થશે."

આ પ્રમાણે સલાહ કરી લીધા પછી સહુને સાથે લઇને ભૂપકિશોર ઘણોજ દૂર નીકળી પડયો. હવે જ્યાં આગળ પ્રથમ હરિદત્તની મુલાકાત થઇ હતી તે સ્થળ માત્ર ચાર પાંચ કદમ જેટલું જ દૂર રહ્યું હતું. એવામાં દુર્દૈવ યોગે કહો અથવા તો હરિદત્તના કમનસીબે કહો પણ તે, તે લોકોના જાળમાં આવી ફસાયો. જે સ્થળે પ્રથમ તેની મુલાકાત થઈ તેજ સ્થળે બીજી વાર પણ તેનો મેળાપ થયો. એને પોતાની સન્મુખ ઉભેલો જોઈને મોહનલાલે કહ્યું કે;—"અરે મંત્રીજી! આપ અહીં ક્યાંથી? અમે તો આપની શોધમાં અધમુઆ બની ગયા પણ કોઈ પણ સ્થળે આપનો પતોજ મળ્યો નહિ. છેવટે આખું જંગલ ફરી વળ્યા પછી અત્યારે આપની અહીં મુલાકાત થઈ છે. ઠીક છે એ પણ અમારા સદભાગ્યની વાત છે. જો આપ અહીં ન મળ્યા હોત તો વળી આપની પાછળ પાછળ ફરીને અમારો દમજ નીકળી જાત. પણ હવે એક ક્ષિણનો પણ વિલંબ કર્યા વિના આપ શિવપૂરી ભણી વિદાય થાઓ, મહારાજા ગિરિવરસિંહ આપને માટે અત્યંત આકુળ બની ગયા છે અને ચોવીસે કલાક આપના નામનું સ્મરણ કર્યા છે. તેમણે જ અમને આપની શોધ માટે મોકલી આપ્યા છે માટે જાઓ સત્વર શિવપૂરી ભણી વિદાય થાઓ."

આ સાંભળી હરિદત્ત પ્રથમ તો ઉંડા વિચારમાં પડી ગયો પરંતુ પાછળથી એ લોકોને પલ્ટનના સિપાહીઓ ધારીને બોલ્યો કે;—"કેમ ભાઇ! આમ ગભરાઇ કેમ જાઓ છો? મારે માટે તમે જે તકલીફ ઉઠાવી છે તેનો બદલો હું તમને વખત આવ્યે અવશ્ય વાળી આપીશ એ ખાતે નિશ્ચિંત રહેશો, પણ હા. હવે હું પુછું તેનો જવાબ આપો જોઈએ કે રાજા ગિરિવરસિંહ છે તો મજામાં ને? તેઓ મારાપર કાંઇ ગુસ્સે તો નથી થયા? વારૂ તેમણે અચાનક મારી તપાસ કરી મને બોલાવી લાવવાની તમને શા કારણથી આજ્ઞા આપી?"

મોહનલાલે જવાબમાં જણાવ્યું કે,—"મંત્રીજી! પ્રભુના પ્રતાપે સહુ મજામાં છે, રાજાજી પણ ઘણાજ આનંદમાં છે. તેમણે અચાનક શા કારણથી આપને તેડવા માટે અમને લોકોને મોકલી આપ્યા છે તે સંબંધમાં તો અમે કાંઇ વિશેષ જાણી શકયા નથી. પણ હા—અમે એટલું તો અવશ્ય જાણી શકયા છીએ કે અત્યારે તેઓ આપના માટે ઘણાજ અધીરા બની ગયા છે, આપના જેવા ચાલાક અને કુશળ મંત્રીના અભાવે તેમનાથી એક પણ કાર્ય થઈ શકતું નથી. ગઇ કાલે સાંઝે તેમણે અમને બોલાવીને એવી આજ્ઞા આપી કે;—"જાઓ તમે લોકો ગમે તે સ્થળેથી હરિદત્તને અહીં મોકલી આપો અને તમે લોકો મદન રંજનીનો પતો મેળવી લાવો. હરિદત્તને કહેજો કે, "તમારા વિના આખા રાજ્યનું સત્યાનાશ વળી ગયું છે અને ભયંકર અંધાધૂંદી મચી ગઇ છે. માટે એક પળ પણ નકામી ગાળ્યા સિવાય રાજાના દરબારમાં હાજર થઇ જાઓ. હવે તમને રાજા કોઈ પણ પ્રકારની સજા કિંવા શિક્ષા કરશે નહિ એ નિશ્ચિત માનજો. કારણ કે તમારા અભાવે રાજ્યની કેવી દુર્દશા થઇ રહી છે એ બધી બીના રાજા સારી રીતે જાણી શકયો છે. માટે જેમ બને તેમ જલ્દી કંઇ પણ ભય રાખ્યા વિના શિવપૂરીમાં આવી જાઓ. મેં તેમની તમામ કસૂરોની માફી આપી છે, માટે હવે સંકોચ રાખ્યાવિના ખુશીથી અહીં આવી જાએ

હરિદત્તે કહ્યું;—" વારૂ, હું તો જાઉં છું, પણ તમે એ તો કહો કે રાજાએ શા કારણથી મારા તે ભયંકર ગુન્હાની એકદમ માફી આપી દીધી વારૂ ?"

મોહનલાલે જવાબ આપ્યો:—" તે તો અમે કહી શકતા નથી પણ કદાચ આપની પુરાણી મહોબ્બત યાદ આવવાથી અને આપના વિના રાજ્યનું શાસન બરાબર ન ચાલવાથી રાજાએ આપના તે ગુન્હાની માફી આપી હોય તો તેમાં અચંબો પામવાનું કશું કારણ રહેતું નથી."

હરિદત્તે કહ્યું;–" ખયર ! પણ તમે આજકાલ શિવપૂરીમાં જે બે ચાર મહેમાનો આવ્યા છે તેના સંબંધમાં કાંઈ પણ જાણો છો ખરાં કે ?"

મોહનલાલ બોલ્યો;—" મારા ધારવા પ્રમાણે તો હાલમાં કોઈ મહેમાન આવ્યા હોય તેમ લાગતું નથી, પછી કદાચ મારી અજાણતામાં આવ્યા હોય તો પ્રભુ જાણે !"

ભીમભાઇ તરતજ વચ્ચમાં બોલી ઊઠયો કે;—" તમને તો કાંઇ રાજમહાલયના અંદરના ભાગની ખબર હોય તેમ લાગતું નથી. કાલે રાત્રે મારા દેખતાં એક રથ આવ્યો હતો તેમાં કોઇક બે આબરૂદાર પુરૂષો હતા અને બીજા બે જણા તેમના નોકરો પણ તેમની સાથે હતા. આમાં મંત્રીજીનું અનુમાન બિલ્કુલ ખોટું નથી. મંત્રીજી ! ગઇ કાલે રાત્રેજ રાજા ગિરિવરસિંહને ત્યાં બે મેહમાન આવ્યા છે અને તેઓ રાખના ખાસ મહેલમાંજ ઉતર્યા છે."

મોહનલાલે કાંઇક વિચાર કરીને કહ્યું;—" હા કદાચ તેમ પણ હશે."

ભીમભાઇ મોટેથી કહેવા લાગ્યો કે;—" કદાચ આવ્યા હશે એનો અર્થ શો ? શું હજી તમને મારા બોલવાપર વિશ્વાસ નથી આવતો ? મેં મારી આંખોથી તો તેમને આવતા જોયા છે, કારણ

કે; તે વખતે રાજમહાલયના દરવાંજાના પહેરાના વારો મારોજ હતો અને તેથી હું ત્યાં હાજર પણ હતો. રાજાએ તેમને ઘણું માન આપીને મહાલયમાં ઉતારો આપ્યો હતો એ પણ મેં મારી નજરો નજર જોયું છે તો પછી તેમાં શંકા રાખવાનું કારણજ શું છે ? હું નથી સમજી શકતો કે, તમે એક ચાલાક સિપાહી હોવા છતાં આવી ભયંકર થાપ કેમ ખાઈ જાઓ છો ! ”

તેમનો બન્નેનો વિવાદ વધતો જોઇને હરિદત્ત બોલ્યો કે;—“હશે, હવે એમાં ઝગડો કરવાનું કશું કારણ રહેતું નથી. આ સિપાહી કદાચ તેમના આવવાના સમાચાર નહિ જાણી શક્યો હોય તેથીજ આમ બોલી રહ્યો છે પણ ફિકર નહિ હું હમણાંજ શિવપૂરી ભણી જાઉં છું. જાઓ, તમે પણ તમારા કામમાં લાગી જાઓ અને મદનરંજનીનો પત્તો મેળવીને જલ્દી પાછા આવો. ”

મોહનલાલે કહ્યું;—“હા-હા. અમે આપના કહેવા પ્રમાણેજ કરીશું. પણ પ્રથમ આપ જેમ બને તેમ જલ્દી શિવપૂરી તરફ રવાના થાઓ. આપના વિના રાજા ગિરિવરસિંહના પ્રાણ કંઠે આવી જશે. હા-મને હવે બરાબર યાદ આવ્યું કે ગઇ કાલે સાંઝે અમને જ્યારે રાજાએ પોતાની પાસે બોલાવીને આપનો શોધ કરી આવવાની આજ્ઞા આપી ત્યારે રાજાજીની જોડે જે બે નવીન પુરૂષો બેઠા હતા તેઓ મેહમાનોજ હશે. ”

ભીમભાઇએ કહ્યું કે;—“ હં-હવે તમારો જીવ ઠેકાણે આવ્યો હોય તેમ જણાય છે. જો પ્રથમથી જ વિચાર કરીને બોલ્યા હોત તો આવો વિવાદ કદાપિ ઉપસ્થિત થાત નહિ. પણ હશે હવે જે થઇ ગયું તે ખરૂં. ચાલો હવે આપણે આપણા કાર્ય માટે રવાના થઈએ. ”

હરિદત્તે કહ્યું:—"વારૂ, ત્યારે તમે તમારા કાર્યમાં ગુંથાઓ. હું હમણાંજ શિવપૂરી જાઉં છું."

આમ કહીને હરિદત્તતો શિવપૂરી તરફ રવાના થયો. તેને જતી વેળાયે ભીમભાઈએ બહુજ નમીને સલામ કરી અને પછી હસીને ધીમેથી એક છીંક ખાધી, જેથી સહુને ઘણુંજ હસવું આવ્યું. ભૂપકિશોર પોતાના સોબતીઓને લઇને આગળ વધ્યો.

હવે કદાચ અમારા પાઠકો એવો સવાલ કરશે કે એ લોકોએ હરિદત્તને શા કારણથી આવો દગો દીધો? તો તેનાં કારણો એક નહિ પણ અનેક હતા. પ્રથમ તો હરિદત્ત મહા નીચ પ્રકૃતિનો અને પ્રજા પીડક મંત્રી હતો, એટલે તેના પ્રતિ કોઈ પણ મનુષ્યને જરાય સદ્ભાવ નહોતો. બીજું કારણ એ હતું કે, ભૂપકિશોરના ભાઇ મહેન્દ્ર કુમારની ભાવિ પત્ની મદનરંજનીને દુ:ખ દેવામાં; રાજાના દ્વારા અત્યાચાર ગુજારાવવામાં અને છેવટે પેટીમાં પૂરીને તે બિચારી નિર્દોષ બાળાને જંગલમાં દટાવી દેવાના કાર્યમાં મુખ્ય હાથ એ પાપી હરિદત્તનોજ હતો. ત્રીજું કારણ હરિદત્તે જ રાજકુમારને આફતમાં નાખ્યો છે એવું ભૂપકિશોર, મોહનલાલ આદિ સર્વનું માનવું હતું અને તેથી તેના પ્રતિનું વૈર ગમે તે પ્રકારે વાળવું એ એમનો મુખ્ય ઉદ્દેશ હતો. તે ઉપરાંત એ લોકોને જે જંગલમાં અત્યારે હરિદત્ત હાજર હતો તે જંગલમાં ફરીને કેટલીક છૂપી બાતમીઓ મેળવવાની જરૂર હતી. આ સર્વ કારણોથી તેમણે આ એક નવીન ઉપાય શોધી કાઢ્યો અને હરિદત્તને સમજાવી દીધું કે, રાજા તારાપર અત્યંત પ્રસન્ન છે માટે તને ત્યાં જવામાં કશી અડચણ આવે તેમ નથી. તેમના બોલવાપરથી હરિદત્ત ભોળવાઇ ગયો અને શિવપૂરી તરફ વિદાય થયો. આવી રીતે એ વેશધારક સૈનિકોએ પોતાના માર્ગના કંટકને નાબૂદ કરીને સાફ બનાવી દીધો. તે સાથે તેમનો એવો પણ ઇરાદો હતો કે હરિદત્ત જ્યારે રાજા ગિરિવર સિંહ પાસે જશે, ત્યારે તેનાં કરેલાં પાપની પૂરી સજા મળી

રહેશે અને મંદનરંજનીનું અપહરણ કરવાનો આરોપ મૂકીને તેને કદાચ કારાગૃહમાં પણ મોકલી આપશે. આ પ્રમાણે બધા વિચારો કરીને તેમણે હરિદત્તને તે જંગલમાંથી ખસેડી દીધો.

આ સમયે રાત્રિનો લગભગ પહેલો પ્રહર વીતી જવા આવ્યો હતો. ચાંદની ફેલાતી જતી હતી. અને ક્ષણે ક્ષણે અજવાળું વધતું જતું હતું. તેઓ ચારે જણા ફરતા ફરતા જ્યાં આગળ લીલાવતીએ ઉમાદત્ત તથા નાનાલાલને મુક્ત કરાવવા માટે ખોનું બારણું ખોદી રાખ્યું હતું ત્યાં આગળ આવી પહોંચ્યા. આ સમયે લીલાવતી તેમને બન્નેને પોતાની સાથે લઈને તેઓમાંથી બહાર નીકળી રહી હતી. એવામાં તેમની દૃષ્ટિ પણ લીલાવતી અને તેની સાથેના બે માણસો પર પડી એ જોઇને ભૂપકિશોર તથા મોહનલાલે બન્નેએ પોત પોતાના ઘોડાંઓને એકદમ દોડાવી મૂક્યા અને ચારે બાજૂએ પોતાની તલ્વારો ફેરવતા તેમની પાછળ પડયા. આ જોઈને નાનાલાલ ભયથી થર થર કંપવા લાગ્યો. તેણે જાણ્યું કે પૂર્વોક્ત લૂટારાઓજ આ તરફ આવી રહ્યા છે. આ જોઈને લીલાવતીએ કહ્યું કે;—"નાનાલાલ. ડરવાનું કાંઇ કારણ નથી એ લોકો પેલા લૂટારા હોય તેમ જણાતું નથી પણ કદાચ કોઇ વટેમાર્ગુ હશે. માટે શાંત થા ફિકર ન કર."

જે દિવસે સોમદત્ત કુમારને કૂવામાં ધકેલીને મદનરંજનીને લઈ ગયો હતો, તેને દસમે દિવસે ભુપકિશોર, મોહનલાલ, આદિ જંગલમાં આવી પહોંચ્યા અને સંયોગના યોગે તેજ દિવસે લીલાવતી પણ ઉમાદત્ત અને નાનાલાલને પેલા જંગલીઓના કેદખાનામાંથી છોડાવીને અહીં આગળ લઈ આવી. ઉમાદત્ત પ્રથમ તો કેટલાક દિવસ સુધી કૃષ્ણપૂર, બળભદ્રપૂર અને કેટલીક રાજધાનીઓમાં ભટકતો ફર્યો અને ત્યાર પછી જંગલીઓના ફન્દામાં ફસાઈ ગયો હતો એથી એને પણ આજે ઘેરથી નીકળ્યાંને દસ દિવસ થઈ ગયા હતા.

હજી ભૂપકિશોર અને તેના સોબતીઓ, લીલાવતી, ઉમાદત્ત

અને નાનાલાલની પાસે પણ પહોંચ્યા નહેતા, એવામાં તો ઉત્તર દિશામાંથી એક પુરૂષ દોડતો દોડતો તે તરફ આવતો જણાયો, જે એ વખતે આ પ્રમાણે બૂમો પાડીને કહી રહ્યો હતો કે,–" હેં–હેં! આ શું કરો છો? મુસાફરોને સતાવો છો? નિર્બળ મનુષ્ય પર અત્યાચારની તલ્વાર ચલાવો છો. સબૂર કરો જરા વાર સબૂર કરો અને નિઃશસ્ત્ર પુરૂષ અથવા અબળાપર જુલ્મ ન ગુજારો."

આ અવાજ સીતારામનો હતો. તે અત્યારે પોતાના પુત્ર નાનાલાલના આવવાની વાટ જોતો આ જંગલમાં ઉભો હતો, એટલે એમને બધાંને જોતાંની સાથેજ તે ઉપર પ્રમાણે બૂમો પાડતો તેમના તરફ દોડી આવ્યો. નાનાલાલ પોતાના પિતાને પોતાની સન્મુખ આવેલો જોઇને ઘણોજ રાજી થયો અને તેની કોટે વળગી પડયો. ત્યાર પછી લીલાવતીએ ઉમાદત્તને કહ્યું કે;—" ઉમાદત્ત, આમ ભયભીત કેમ બની જાય છે? આ લોકો લૂટારા નથી પણ કોઇ લશ્કરના સિપાહીઓ હોય તેમ જણાય છે. બીજી તરફ ભૂપકિશોર, મોહનલાલ અને તેના સોબતીઓએ જ્યારે જોયું કે, એ લોકોની સાથે એક પુરૂષ (લીલાવતી) ઉઘાડા શરીરે એક પ્રકારનું વિચિત્ર રૂપ ધારણ કરીને ઉભેલો છે ત્યારે તેમને ઘણીજ અજાયબી થઇ. ગોપાળદાસે તેમની પાસે જઈને તરતજ તેમને સવાલ કર્યો કે;—' તમે લોકો ક્યાંના વતની છો અને ક્યાંથી આવી રહ્યા છો?"

ઉમાદત્તે જવાબ આપ્યો કે;—" અમે સર્વે શિવપૂરીના રહેવાસી છીએ. કેટલાક દિવસ પહેલાં એક ભારી મુસીબતમાં આવી પડયા હતા ત્યાંથી છૂટીને હવે ઘર તરફ પાછા જઈ રહ્યા છીએ."

ગોપાળદાસે ફરીવાર પૂછ્યું કે;—" આ નાગો પુરૂષ કોણ છે અને તમને તેની મુલાકાત ક્યાંથી થઈ છે?"

આ સાંભળીને તે નાગા પુરૂષે એટલે કે લીલાવતીએ ગોપાળદાસને ઉદ્દેશીને કહ્યું કે;—" એને શું પૂછો છો? મારા સંબંધમાં જે

કાંઇ પૂછવું હોય તે મને પોતાનેજ પૂછોને, એટલે હું તરતજ તમારી બધી શંકાનું નિવારણ કરી આપીશ. ”

ગોપાળદાસે કહ્યું કે;–“ વારૂ ત્યારે તમેજ કહો જોઈએ કે તમે આમ નાગા પૂગા કેમ રહો છો? ”

લીલાવતીએ જવાબ આપ્યો;–“ અમારી ખુશીથી ! ”

“ તમારી એ ખુશીનું કાંઈ કારણ તો હોવુંજ જોઈએ ને? ” ગોપાળદાસ બોલ્યો.

“ તમારે એ કારણ પૂછવાની શી જરૂર પડી છે તે પણ મારે જાણવું જોઇએ ને. ” લીલાવતીએ એક પ્રકારનો નેત્ર કટાક્ષ કરીને કહ્યું.

“ જો જરૂર ન હોય તો વિના કારણ કોઈ પૂછવાની તકલીફ પણ લે ખરૂં કે ? ” ગોપાલદાસે કહ્યું.

“ કદાચ તે કારણ તમને કહેવા જેવું ન હોય તો ? ”

“ તો પણ તમારે તે અવસ્ય કહેવુંજ પડશે. ”

“ શું હું નહિ કહું તો તમે મારા પર બળાત્કાર કરશો ? મારીને પીણ કહેવરાવશો ? ”

“ હા—તેમજ થશે. ”

“ તેમ છતાં પણ નહિ કહું તો તમે મને શું કરશો વારૂ ? ”

“ તમને પકડીને અમારા રાજા પાસે લઇ જઇશું કારણ કે અમને તમારાપર પૂરતો શક છે. ”

“ કયા રાજા પાસે મને લઇ જવાનો તમે વિચાર રાખ્યો છે વારૂ ? ”

“ અહીંના રાજા ગિરિવરસિંહ પાસે. ”

“ અરે! એમાં તમારી મોટી નહિ પણ જબરી અરે ભૂલ્યો તેથી પણ જબરી ભૂલ થાય છે. અહીંનો રાજા તો હું પોતેજ છું. મારા સિવાય આ દુનિયામાં બીજો કોઈ રાજાજ નથી કે જે મને પક-

ડીને લઇ જઈ શકે. કોઇ પણ રાજા મને કશી ઇજા પહોંચાડી શકે એવી મારી માન્યતા નથી. હું સર્વ સતાધીશ સમ્રાટ્રોનો સમ્રાટ્ છું, દુનિયામાં પ્રભુથી બીજો નંબર મારો પોતાનોજ છે."

"તમારી એ બધી વાતો સાથે અમારે કશોય સંબંધ રાખવાની ઇચ્છા નથી અમે તો તમને માત્ર એટલુંજ જણાવવા માગીએ છીએ કે, જો તમે આજે તમારા આ જંગલમાં આવવાનું ખરૂં કારણ અમને નહિ જણાવો તો તેનું પરિણામ તમને અને તમારા આ સર્વે સોબતીઓને પણ ભયંકર જ ભોગવવું પડશે. રાજાના હુકમનું અપમાન કરવામાં કશો સાર નથી."

"હું હમેશાં આ જંગલમાં ભટકયા કરૂં છું અને આ જંગલ એજ મારૂં ઘર છે."

"તમે કોઇને અહીં આવતા જોયા છે ખરા કે?" ભૂપકિશોરે વચ્ચમાંજ પ્રશ્ન કર્યો.

લીલાવતીએ ભૂપકિશોરના શરીર તરફ બારીકીથી તાકીને જોયા પછી કહ્યું કે;—"પ્રથમ એ કહો જોઈએ કે અત્યારે તમે બધા કોની તપાસમાં નીકળ્યા છો વારૂ? હું અહીંના દરેક આવતા જતા પ્રવાસીઓને ઘણીજ સારી રીતે ઓળખું છું."

મોહનલાલે કહ્યું કે;—"વારૂ, તમે અહીં બે રાજકુમાર તથા બે અબળાઓને કદાપિ ફરતી અથવા શિકાર કરતી જોઈ છે ખરી કે? તેઓ ઘણે ભાગે રાત્રિના વખતેજ આ તરફ આવતાં હતાં એટલે જો તમારા જાણવામાં હોય તો જલ્દી જણાવી ઘો."

લીલાવતીએ મોહનલાલના તરફ પણ બરાબર નજર કર્યા પછી હસતાં હસતાં કહ્યું કે;—"હા હા. મેં કેટલાક દિવસ પહેલાં બે રાજકુમારોને જોયા હતા તેમાંના રાજકુમારનું નામ તો 'મહેન્દ્ર'કુમાર હતું અને તે ઘણોજ ચાલાક તથા રૂપાળો યુવક હતો, મેં મારી જીંદગીમાં તેના જેવો કોઇ ખૂબસૂરત યુવકજ જોયો નથી."

"મહેન્દ્રકુમાર" નું નામ સાંભળતાંની સાથેજ તેઓ સર્વે ચમકી ઉઠયા અને ત્યાર પછી તેમનામાંના ભૂપકિશોરે ઉતાવળથી પૂછ્યું કે;—"શું તમે કુમારશ્રીને ઓળખો છો? હમણાં તેઓ કયાં છે વારૂ? તેમને અહીં આવ્યાંને કેટલાક દિવસ થયા હશે અને તેઓ અહીંથી નીકળીને કઇ તરફ ગયા છે તે બધી બીના તમે જાણો છો ખરા કે?"

લીલાવતીએ કહ્યું કે;—"એનો જવાબ તો હું તમોને પછીથી આપીશ, પરંતુ પ્રથમ તમે એ જણાવો જોઇએ કે તમારૂં સ્થાન કયાં છે અને તમારા લોકોનાં નામ શાં શાં છે વારૂ."

ભૂપકિશોરે જવાબ આપ્યો કે;—"અમે બધા કૃષ્ણદુર્ગના નિવાસીઓ છીએ અને—"

"નહિ—નહિ, ખરૂં કહો. હવે જૂઠું ન બોલો હું તમને સારી રીતે ઓળખી ગયો છું." લીલાવતીએ વચ્ચમાંજ એકદમ ઉતાવળથી કહી નાંખ્યું.

વાતોનો અનુક્રમ જાળવી રાખવાના હેતુથી અમે વચ્ચમાં એટલું લખવાનું ભૂલી ગયા કે જયારે લીલાવતી અને ગોપાળદાસ વચ્ચે વાતચીત ચાલી રહી હતી ત્યારે લીલાવતીએ ઉમાદત્તને ઇશારો કરી દીધો હતો એટલે તે સીતારામ તથા નાનાલાલને સાથે લઇને તરતજ શિવપૂરી તરફ ચાલ્યો ગયો હતો.

ત્યાર પછી ભૂપકિશોરે લીલાવતીને ઉદ્દેશીને કહ્યું કે;—"અમને તમે શી રીતે ઓળખી ગયા વારૂ, તે વિષયમાં કાંઇક કહો તો ખરાં કે જેથી અમારી શંકાનું નિવારણ થઇ શકે."

લીલાવતીએ જવાબમાં જણાવ્યું કે:—"તમારૂં નામ તો ઘણું કરીને ચંદ્રકળા છે અને તમે કૃષ્ણપૂરના રાજાની કન્યા છો. કેમ મારૂં આ અનુમાન ખરૂં છે કે નહિ વારૂ?"

ભૂપકિશોરે અજાયબીથી લીલાવતીના મુખ તરફ જોઇને કહ્યું કે;—"બસ બસ, હવે રહેવા દો. હવે તમે તમારી વાત અમારાથી

ન છૂપાવતાં નિર્ભયતા પૂર્વક જણાવી ઘો. પ્રથમ એ કહો કે તમે અમને ક્યાં આગળ જોયાં હતાં કે આમ સહજમાંજ અમને જોતાંની સાથે તમને અમારો પરિચય મળી ગયો ? તમારી આવી ચાલાકી જોઈને અમને ખરેખર અત્યંત આશ્ચર્ય થાય છે.

લીલાવતી બોલી કે;–" મેં તમને સહુને બળભદ્રપૂરમાં જોયાં હતાં અને ત્યારથીજ હું તમને સારી રીતે ઓળખું છું. " ત્યાર પછી મોહનલાલના તરફ આંગળીનો ઇશારો કરીને તેણે કહ્યું કે;– " કહો તો આનું નામ પણ તમને હમણાંજ કહી સંભળાવું."

ભૂપકિશોરે કહ્યું કે;—" ના–ના. તેમનું નામ જણાવવાની કશી જરૂર નથી. હું તમને ઓળખતી નથી એથી મારા મનમાં ઘણીજ શંકા થયા કરે છે. પણ ખયર ! તમે હવે કુમારશ્રીના જે કાંઇ હાલ હવાલ જાણતા હો તે અમને જલ્દી કહી સંભળાવો કે જેથી અમે તેમનો જલ્દી પતો મેળવી શકીએ. તેઓ અત્યારે કોઈ પણ પ્રકારની આફતમાં તો નથી આવી પડયાને ? "

લીલાવતીએ કહ્યું;—" તેઓ અત્યારે આનંદમાં છે તેમના માટે તમે નિશ્ચિંત રહો. ઇશ્વર કૃપાથી તેમને કોઈ પણ પ્રકારની ઈજા આવી નથી. મેં તેમનો પતો મેળવવા માટે ઘણી મેહનત કરી છે અને હજી પણ કરૂં છું, પરંતુ મારા દુર્ભાગ્ય યોગે તેમનો કશો પણ પતો મળી શક્યો નથી. પણ એથી તમે જરા પણ ગભરાશો નહિ. જ્યાં સુધી મારા જીવમાં જીવ હશે ત્યાં સૂધીતો હું રાજકુમારનો પતો મેળવ્યા વિના જંપીને બેસીશ નહિ."

ભૂપકિશોરે પૂછ્યું કે;—" વારૂ, મદનરંજનીના સંબંધમાં તમને કાંઈ બાતમી મળી છે ખરી કે ? "

લીલાવતીએ જવાબ આપ્યો કે;–" હા, હું તેના વિષયમાં બધી બાતમી મેળવી આવી છું. તે અત્યારે રામનગરની રાણી સાવિત્રીના બન્દીખાનામાં કેદ થયેલી છે."

ભૂપકિશોરે કહ્યું કે;—" બેશક, આપની આ વાત તદ્દન ખરીજ હશે. અમે લોકો તમારાં દર્શનથી ઘણાજ ખુશી થયા છીએ. હવે તમે કૃપા કરીને તમારો પરિચય આપો કે તમારૂં નિવાસસ્થાન ક્યાં છે તથા રાત્રિના સમયે આમ નાગું શરીર રાખીને રખડવાનું શું કારણ છે? તમારૂં નામ જે કાંઈ હોય તે પણ સત્વર જણાવવાની કૃપા કરો. "

લીલાવતીએ કહ્યું કે;—" મારૂં નામ લીલાવતી છે અને હું—"

ભૂપકિશોરે ઉતાવળથી લીલાવતીની ચિબૂક પકડીને હસતાં હસતાં કહ્યું કે;—" ના, કદાપિ નહિ. હું તમારા કહેવા પર વિશ્વાસ રાખી શકતી નથી. તમે મારાથી અત્યારે તમારૂં નામ છૂપાવતા હો તેમ જણાય છે. હું એટલું તો અવશ્ય જાણી શક્યો છું કે આપ પુરૂષજ છો પણ અબળા નથી. અબળાનું નામ આપીને તમે મને છેતરવાનો જે પ્રયત્ન કરો છો તે વ્યર્થ છે. "

લીલાવતીએ જોરથી હસીને તથા ભૂપકિશોરના મસ્તકપર હાથ મૂકી ઘણાજ પ્રેમ સહિત કહ્યું. કે;—" શાબાશ, હું તમારા પર ઘણીજ પ્રસન્ન થઈ છું, મેં તમારી તપાસ કરાવી હતી. ખરેખર હું પુરૂષજ છું અને મારૂં નામ કેદારરાય છે! "

ભૂપકિશોર કાંઇક વિચાર કરીને બોલ્યો કે;—" કેદારરાય! મેં અત્યાર સુધી તો કોઇ કેદારનાથ નામના માણસનું નામ પણ સાંભળ્યું નથી અને હું તેને ઓળખતો પણ નથીં. તમને આ પહેલાં મેં કદાપિ જોયા હોય તેવું મને સ્મરણ પણ રહ્યું નથી. "

કેદારરાયે કહ્યું કે;—" તમે મને ક્યાંથી જોઇ શકો અથવા તો મારૂં નામ પણ તમારા જાણવામાં શી રીતે આવી શકે? જ્યારે મહારાજ " શ્રી દત્તજી " કુમાર મહેન્દ્ર, તમારી માતા અને તમે બળભદ્રપૂર ગયાં હતાં, ત્યારે મેં તમને સર્વને ત્યાં જોયાં હતાં. પણ એ વાતને આજે ઘણાં વર્ષ થઇ ગયાં છે તમે અને કુમાર ત્યારે નાનાં

નાનાં હતાં, રાજા શ્રીદત્તજી મને સારી રીતે ઓળખતા હતા અને મને બહુજ ચહાતા હતા. હાય! હું તેમના મૃત્યુ સમયે પણ કૃષ્ણપૂર ના પહોંચી શકયો. તેઓ મારા પરમ મિત્ર હતા અને હું પણ તેમનાપર ઘણુંજ હેત રાખતો હતો.

ભૂપકિશોર કહ્યું:—"ત્યારે તો મારા ધારવા પ્રમાણે તમે મારા પિતાના કેટલાક ગુપ્ત ભેદોને પણ સારી રીતે જાણતા હશોજ?"

"હા, ઘણીજ સારી રીતે જાણું છું. આમ આવો તમને તેમના કેટલાક ભેદો કહી સંભળાવું."

એમ કહીને કેદારરાય ભૂપકિશોરને થોડેક દૂર લઈ ગયો અને તેના કાન પાસે મુખ રાખીને ધીમેથી કાંઇક વાર્તા કહી દીધી. આથી ભૂપકિશોર ઘણોજ ખુશી થઇને બોલી કે;—"બસ હવે અમને તમારાપર પૂરતો વિશ્વાસ બેસી ગયો છે, આપની પરીક્ષા લેવાની હવે કાંઇ જરૂર નથી. આપ અમારા પિતા સમાન છો."

કેદારરાય ખરી રીતે એક ખરો મર્દ હતો, પરંતુ એણે ઉમાદત્તને પોતાનો એ ભેદ જાહિર ન કર્યો. કારણ કે, તે પ્રથમથી જ તેને અબળા સમજી રહ્યો હતો અને તેને ઓળખી શકયો નહોતો. કેદારરાયે પણ એ ભેદને ખોલ્યો નહિ. અને પોતાના નામને પણ ખુલ્લું પાડયું નહિ. ભૂપ કિશોર અને તેના સોબતીઓને કેદારરાયે પોતાનો તથા ઉમાદતનો ઘણોખરો વૃત્તાંત કહી સંભળાવ્યો અને બહુજ ધીરજ આપીને કહ્યું કે, તમે કોઇ પણ જાતની ચિંતા ન કરો, મને જે કામ બતાવવા જેવું હોય તે ખુશીથી બતાવો. હું મારૂં તન તોડીને પણ તે કામ કરી આપીશ. તમારી દરેક જાતની સેવા ઉઠાવવાને તૈયાર છું, તમે જરા પણ ગભરાઓ નહિ. તમારા શુભ દિન પણ અવસ્ય આવશે જ. આ દુનિયામાં દુઃખના દિવસો કાયમ રહેતા નથી. હુ પણ તમને દરેક રીતે સહાયતા આપીશ. જ્યારે જ્યારે તમને મારો ખપ પડે ત્યારે મને આ જંગલમાં આવી મળજો. આ જંગલ જ મારૂં નિવાસ સ્થાન છે. જ્યારે કુમારનો પત્તો મળે ત્યારે મને અવસ્ય આ સ્થળે ખબર મોકલાવી દેજો."

ભૂપકિશોરે વિચાર્યું કે, કેદારરાયને પોતાની સાથે પોતાના મકાન પર લઈ જઇએ, પરંતુ તેણે તેમ કરવાનું કબૂલ્યું નહિ અને તે સંબંધી કશો જવાબ પણ દીધો નહિ. પછીથી ભૂપકિશોરનો બહુ જ આગ્રહ જોઇને તેણે ટુંકામાં જણાવ્યું કે, મારે અહીં કેટલાંક ખાસ જરૂરી કામો હોવાથી હાલ તરત મારાથી આ જંગલમાંથી કોઈ પણ પ્રકારે બહાર નીકળી શકાય તેમ નથી. હું જ્યારે મારૂં કામ પૂરૂં કરી લઇશ ત્યાર પછી તમે કહેશો ત્યાં અવશ્ય આવીશ જ."

ત્યાર પછી કેદારનાથે ભૂપકિશોરને બીજી કેટલીક જરૂરની વાતો પણ સમજાવી દીધી. પરંતુ તેનો ઉલ્લેખ અત્યારે કરવાની કશી અગત્ય જણાતી નથી. ભૂપકિશોરના પૂછવાથી કેદારરાયે સોમદત્તના સંબંધની ઘણીખરી હકીકત કહી સંભળાવી. તેથી ભૂપકિશોર ઘણો જ ગુસ્સે થયો. કેદારરાય પણ સોમદત્તની બદમાશી પર ગુસ્સે થઇને તેને અત્યંત ધિક્કારવા લાગ્યો તથા તેનાપર ગાળોનો વર્ષાદ વર્ષાવવા લાગ્યો. જ્યારે રાત્ર વિશેષ વીતી ગઈ, ત્યારે કેદારરાયે એ લોકોના મકાનનો પત્તો પૂછી લઇને તેમની પાસેથી વિદાયગીરી લીધી અને પછી તે એક તરફ ચાલ્યો ગયો. ભૂપકિશોર અને મોહનલાલ પુનઃ પોતપોતાના ઘોડાપર સ્વાર થઇ ગયા. ગોપાળદાસ અને ભીમભાઈ પ્રથમની માફક પાયદળ ચાલી નીકળ્યા. રસ્તામાં તેમની વચ્ચે તરેહ તરેહની વાતો થવા લાગીઃ—

પ્રથમ ભૂપકિશોર બોલ્યો કે;—" એ વિચિત્ર મનુષ્ય કોણ છે ? મને ઘણી જ અજાયબી થાય છે કે એ ઘણીજ સરળતાથી આપણ સર્વને ઓળખી ગયો અને આપણામાંથી તો તેને કોઇ પણ ઓળખી જ ન શક્યું."

મોહનલાલે કહ્યું કેઃ—" મને પણ બિલકુલ યાદ આવતું નથી કે મેં તેને કદાપિ જોયો હોય પણ હશે હવે તે સંબંધી ઝાઝા વિચારો કરવાની કાંઈ જરૂર નથી. તે આપણો હિતેચ્છુ છે એટલે ચિંતા કરવાનું કશું કારણ રહેતું નથી.

ગોપાળદાસ પણ પોતાની બુદ્ધિ દોડાવીને કહેવા લાગ્યો કેઃ— "આપણને તે શી રીતે યાદ આવી શકે ? એના મળ્યાને પણ આજે

ઘણા દિવસ વીતી ગયા છે એટલે આપણે તેને સહજમાં ક્યાંથી ઓ- ળખી શકીએ? પણ હા—તેણે તો આપણને બહુ જ સહેલાઇથી ઓળખી લીધા છે. એ જોઇને મને તો ખરેખર નવાઇ જ લાગે છે. આશા છે કે કેદારરાય તરફથી આપણને ઘણી મદદ મળી શકશે. બસ, આજે આપણી અહીંની યાત્રા સફળ થઈ છે.”

ભૂપકિશોર બોલ્યો કે;–પણ હવે એ બધી વાતોનું વિસ્મરણ કરીને સહુથી પ્રથમ તો આપણે રાજકુમારનો પત્તો મેળવવો જોઇએ. તેના વિના આપણું જીવવું પણ નકામું છે. અને તે સાથે મદનરંજનીને છોડાવી લાવવાની પણ પરમ આવશ્યક્તા છે. કારણ કે, તેનો બરાબર પત્તો મળી ગયો છે. કુમારશ્રી એને બહુ જ ચાહે છે અને એને માટે એમણે આટલાં કષ્ટો સહન કર્યાં છે એમાં તો જરા પણ શંકા જેવું નથી. એટલા માટે પ્રથમ તો મદનરંજનીને લઈ આવવી જોઇએ. તે હમણાં ઘણીજ દુઃખમાં પડી હશે તેનાપર અનેક જુલ્મો ગુજારાતા હશે. સાવિત્રી સાથે એને કોણ જાણે શી દુશ્મની હતી કે તેણે તે બિચારી નિર્દોષ બાલિકાને કેદ કરી રાખી છે. તેનો ભેદ કેદારરાયને પૂછવો જોઇશે, પરંતુ મદનરંજની અત્યારે બુરી જગ્યાએ પડી છે તેથી તેને છોડાવી લાવવાનું કામ સહેલું નથી. ખેર! આપણે તેને છોડાવી લાવવાનો ગમે તે બંદોબસ્ત કર્યા સિવાય ચાલે તેમ નથી તે નથીજ. ચાલો હવે સમય ઘણોજ વીતી જવા આવ્યો છે.”

ગોપાલદાસે કહ્યું;–“ એ કાર્ય કરી લાવવાનો ભાર મને સોંપો.”

ભૂપકિશોર બોલ્યો કે;–“ એમ કરવામાં પણ કશી અડચણ નથી. પછીથી જોઇ લઇશું.”

રસ્તામાં વધારે વાતચીત કરવાનું અયોગ્ય ધારીને તેઓ બધા ચૂપચાપ થઇ ગયા અને માલીટોલાવાળા મહોલ્લામાં આવેલા પોતાના મકાનમાં આવી પહોંચ્યા. ત્યાર પછી લશ્કરી પોશાક ઉતારી નાંખીને તેઓ બધા ભેળા મળીને સલાહ કરવા લાગ્યા.

—(૦)—

<u>તૃતીય પરિચ્છેદ</u>

# મદનરંજનીનો ઉદ્ધાર.

યહ કૌન જાને કે કલ કીયા કયા ઔર આજ માલિક વોહ ક્યા કરેગા;
કિસે બિગાડે કિસે સંવારે કિસે લુંટાવે કિસે ભરેગા;
કિસીકે ઘર કૌન હોવે પયદા કિસીકે ઘર કૌનસા મરેગા;
કિસીકો હરગિજ઼ ખ઼બર નહીં હય કે કયા કીયા હય ઔર ક્યા કરેગા.
પડે ભટકતે હય લાખો કાના કરોડોં પંડિત હજારો સ્યાને;
જો ખુબ દેખા તો યાર આખ઼િર ખ઼ુદાકી બાતેં ખ઼ુદાહી જાને.

**નઝીર**

સવાર થવા આવ્યું હતું, તારાઓ નજરોથી છૂપાઇ ગયા હતા, સૂર્યનાં કિરણો નીકળતાં આવતાં હતાં. ધીમે ધીમે વ્હેતી હવા હરિયાળાં અને ફાલ્યાં ફૂલ્યાં વૃક્ષો તથા કોમળ પત્રોના મધ્ય ભાગમાં જઇને ફૂલોની કળિઓ સાથે કલ્લોલ કરી તેને ખીલાવવાનો પ્રયત્ન કરી રહી હતી, વિકસેલાં પુષ્પોનો પરાગ કુદરત દેવીના પટપર પથરાઇને એક જાતની મધુરી ખુશબો આપી રહ્યો હતો. રામનગરના પહાડી પ્રદેશમાં વસતાં નાનાં નાનાં પક્ષિયો પોતપોતાના માળામાંથી બહાર નીકળીને એક પ્રકારનું મૃદુ મંજુલ ગાન ગાતાં ગાતા મહારાણી સાવિત્રીના પ્રેમ બાગની શોભાને વધારી રહ્યાં હતાં. આ મનોહર સવારનો સમય એવો સોહામણો ભાસતો હતો કે, દરેક પ્રાણીના હૃદયમાં જાણે એક પ્રકારનો આનંદ ઉભરાઇ જતો હોયની ! પ્રત્યેક જીવો જાણે મગ્ન બની ગયા હોયની ! એવો આબેહુબ ચિતાર દેખાતો હતો. જે બાગમાં રાણી સાવિત્રી બેઠી હતી, ત્યાંના પ્રત્યેક પક્ષી અને પ્રત્યેક મનુષ્ય આનંદના રાજ્યમાં વિહાર કરી રહ્યાં હતાં, પરંતુ તે બાગની સ્વામિની એક પાટલી પર બેસીને ચિંતાના ઉંડા સમુદ્રમાં ગોથાં ખાઇ રહી હતી. પ્રિય વાચક ! જ્યારે સમસ્ત વિશ્વ આનંદ મગ્ન બની ગયું

હતું, ત્યારે માત્ર રાણી સાવિત્રી એકલી જ શા માટે ચિંતાતુર બની ગઈ હોવી જોઈએ? આવો આપણે એકવાર તેની ચિંતાનું કારણ શું હતું તેની તપાસ કરી આવીએ.

આ પ્રેમબાગ પણ ચોરબાગની પેઠે કિલ્લાથી ઘેરાયલો હતો અને દરેક જાતની સજાવટથી શણગારેલો હતો. એની શોભામાં કશી મણા રહેવા દીધી નહોતી. રાણી સાવિત્રીને જ્યારે એકાંતમાં બેસીને કાંઈ પણ વિચાર અથવા સલાહ કરવી હોય તો ઘણે ભાગે તે આ સુંદર અને શોભિતા બાગમાં જ આવતી હતી. બાગ ઘણોજ રમણીક હતો. તેની શોભા પણ તેવીજ મનને મોહાવનારી હતી. એ બાગ ચોરબાગથી લગભગ બસો કદમના અંતર પર દૂર આવેલો હતો. ચોરભાગ ઉત્તર દિશામાં હતો, પ્રેમ બાગ દક્ષિણ દિશામાં આવેલો હતો. એ બાગને બે દરવાજા હતા. એક પશ્ચિમ દિશામાં આવેલા એક મહેલમાં જતો હતો અને બીજો પૂર્વ બાજૂમાં આવેલો હતો અને એ સરિઆમ રસ્તાના નામથી ઓળખાતો હતો. એ બાગની લંબાઇ ચોર બાગનાથી કાંઇ ઓછી નહોતી. પરંતુ પહોળાઈ સહજ ઓછી હતી. જેવી રીતે ચોર બાગને ફરતી ચારે બાજૂએ ઉંચી ઉંચી દીવાલો આવેલી હતી અને તેના ઉપરના ભાગમાં કાચના કકડા જડી લેવામાં આવ્યા હતા, તેવીજ રીતે આ બાગની પણ રચના કરવામાં આવી હતી. બાગની પશ્ચિમ બાજૂના દરવાજા પાસે એક બંગલો આવેલો હતો કે જેની રચના ઘણીજ ઉત્તમ પ્રકારની કરવામાં આવી હતી. અને ચારે બાજૂએ પાંચ પાંચ દરવાજા વાળા દાલાનો અથવા વરંડાઓ આવેલા હતા અને તેની અંદર પત્થરની જે ચિત્રકળા કાઢવામાં આવી હતી તેની શોભાની બહાર તો કાંઇ ઓર જ હતી. એ જોતાંજ માનવી બુદ્ધિની કુશળતાનો સારો પરિચય મળી શકતો હતો અને તે સાથે તેના બનાવનારની પ્રશંસા કરવાનો પણ જોનારના હૃદયમાં ઉભરો ઉભરાઈ આવ્યા વિના રહેતો નહોતો.

દાલાનના મધ્ય ભાગમાં એક સુંદર ઓરડો હતો અને તેની ચારે બાજૂના દરવાજા ખુલ્લા રહેવાથી તેમાં પુષ્કળ હવા આવી શકતી હતી. બંગલાના ઉપરના ભાગપર તરેહ તરેહનાં ફૂલોની વેલો ચઢાવી દેવામાં આવી હતી, જે ઘણીજ સુંદર અને નયનને આનંદ આપનારી ભાસતી હતી. જે દરવાજો બાગના સરિઆમ રસ્તા તરફ અથવા તો બાગની પૂર્વમાં આવેલો હતો, તે એ બંગલાથી લગભગ પાંચસો છસો કદમ દૂર થતો હતો. એ દરવાજો હમેશાં અંદરથી બંધ રહેતો હતો અને તેના બહારના ભાગમાં દશ સિપાહીઓનો પહેરો કાયમ રહેતો હતો. પહેરો રાખવાનું કારણ એ હતું કે એ બાગ રાણી સાવિત્રીના ખાસ મહેલની સાથે જોડાયલો હતો અને ઘણે ભાગે મહારાણી તે મહેલમાં જ રહેતી હતી.

એ બાગના બંગલામાં આ સમયે રાણી સાવિત્રી બેઠી બેઠી કાંઇક ઉંડા વિચારો કરી રહી હતી. તેના મુખપર મલિનતાની છાયા છવાઈ ગઇ હતી અને અત્યારે તેણે પોતાની પાસે એક પણ મનુષ્ય કે દાસી વગેરે કોઇને રહેવા દીધું નહોતું. કોઇ વેળાએ એની આંખો-માંથી આંસૂનાં બિન્દુઓ ખરી પડતાં હતાં તો કોઇ વેળાએ ક્રોધથી એનો ચહેરો લાલચોળ બની જતો હતો. તથા તે કોણ જાણે કેવા પ્રકારનો બકવાદ કરવા માંડતી હતી. પળે પળે એના મુખના ભાવો બદલાઈ જતા હતા. આજે મહેન્દ્ર કુમારને રાણી સાવિત્રીને ત્યાં આ-વ્યાંને બીજો દિવસ થઇ ગયો હતો, પરંતુ તે આ સમયે ચોરબાગમાં હતો, પ્રેમ બાગમાં તેણે અદ્યાપિ પગ પણ મૂક્યો નહોતો. જ્યારે રાણી સાવિત્રીને એકલી બેઠાંને ઘણો વખત વીતી ગયો, ત્યારે બાગનો પશ્ચિમ બાજૂવાળો દરવાજો કે જે બારોબાર મહેલમાં જ સીધો આવતો હતો તે ઉઘડ્યો અને તેમાંથી એક રમણી નીકળીને તેના તરફ આવતી જણાઇ, તેને છેક નજીકમાં આવેલી જોઇને સાવિત્રિએ ઉતાવળથી પૂછ્યું કે;—" કેમ સુશીલા! તેં તો આવવામાં ઘણીજ વાર લગાડી. હું તો તારી વાટ જોઇ જોઇને છેક થાકી જ ગઇ!"

સુશીલા પણ રાણી સાવિત્રીની વડી અને મ્હોંએ ચઢેલી દાસી-ઓમાંની એક હતી અને એનો દરજ્જો પણ પ્યારી અને ભામાની બરાબર જ ગણાતો હતો.

તે સુશીલાએ પ્રણામ કરીને બહુજ ધીમા અવાજથી કહ્યું કે;– " માતા! મને દીવાનજીને ત્યાં જરા વાર લાગી ગઈ, હજી હું હમણાં ત્યાંથીજ બારોબાર અહીં ચાલી આવું છું. કહો જોઇએ રાજરાણી! આ દાસીને શી આજ્ઞા છે વારૂ ? "

સાવિત્રીએ કહ્યું કે;—" શું આજ્ઞા આપું, તારૂં કપાળ ? તું જ્યાં જાય ત્યાં ભવના ભવ ગાળી આવે એ તે કેમ પાલવે ? દીવા-નજીને ત્યાં અત્યાર સુધી તેં શું કર્યું વારૂ? એવું તે શું મહાભારત કામ આવી પડયું હતું કે તું ત્યાં આગળ કલાકોના કલાક ગાળી આવી?"

" માતા! આમ ગુસ્સે કેમ થાઓ છો? આપે પોતે જ મને દીવાનજીને ત્યાં આપના ખાસ ખાનગી કામ માટે મોકલી હતી અને કેમ ભૂલી જાઓ છો? હજી મને ત્યાં ગયાં તે એક કલાક તો પૂરો થયો પણ નથી ત્યાં આટલા બધાં ચીડાઇ શા માટે જાઓ છો વારૂ?"

" હા. હા. હવે મને યાદ આવ્યું. એમાં તારો કશોય દોષ નથી. આ દુષ્ટ ડાકિની રૂપ ચિન્તાએ મને એવી ઘેલી બનાવી દીધી છે કે પીટયું મને કાંઇ યાદ પણ રહેતું નથી."

" વારૂ એવી તે શી ચિંતા આપના શિરપર આવી પડી છે કે આપ આમ છેક ભાન ભૂલાંજ બની ગયાં છો ? કૃપા કરીને આપની તે ચિંતાનું કારણ દર્શાવશો તો હું પણ મારાથી બની શકશે તેટલો ભાગ લઇને આપની ચિંતાનું નિવારણ કરવાનો યત્ન કરીશ. "

" દાસી ! હું તને મારી ચિંતાનું કારણ શું કહું ? તારાથી કાંઈ તે ચિંતા મટી શકે તેમ છે કે હું તને જણાવીને કાંઇક નિશ્ચિંત પણ થઇ શકું ? જોને અત્યારે મારા મનમાં સેંકડો વાતો સાંભરી આવી છે. દુષ્ટ સોમદત્તે એવો ફંદો ફેલાવ્યો છે કે જેનો પતો મેળ-

વવો પણ મહા મુશ્કેલ છે. જો સોમદત્ત મદરંજનીને લઈ ગયો હશે તો પછી પ્યારી અને ભામા તેનો પતો પણ શી રીતે મેળવી શકશે? જ્યાં સુધી મદનરંજની અહીં આવી શકશે નહિ, ત્યાં સુધી મારાથી પણ કાંઈ થઈ શકશે નહિ. કારણ કે, કુમારશ્રી મારા કરતાં તેને વધારે ચાહે છે અને તેના પ્રેમ માટે મતવાલા બની ગયા છે. હું જેટલી કુમારશ્રીને ચાહું છું તેટલાજ કુમારશ્રી તેને ચાહે છે. જ્યારે હું તેમને મારાથી અલગ કરવા ઇચ્છતી નથી, ત્યારે તેમને મદનરંજનીનો મેળાપ પણ મારે બહુજ જલ્દી કરાવી આપવો જોઇએ. કારણ કે, તેમનાથી મદનરંજનીનો વિયોગ પણ કેટલોક સહી શકાય? તેમનાથી તેના વિના એક પળ પણ રેહી શકાતું નહિ હોય, જો હવે મારે મારી મતલબ સાધવી હોય તો કેવળ મદનરંજની દ્વારાજ તે સાધી શકાય તેમ છે. માટે ગમે તે પ્રકારે તેનો જલ્દી પતો મેળવી લાવવો જોઇએ."

આ સાંભળીને સુશીલાએ કહ્યું કે;—" હું પણ નથી સમજી શકતી કે પ્યારી અને ભામા બન્ને જણીઓ અત્યાર સુધી ક્યાં રોકાઈ ગઈ. શું તેઓ હરામી સોમદત્તના સકંજામાં તો નહિ સપડાઈ ગઈ હોય ને! તે પાપી મહા ચાલાક અને લુચ્ચો હોવાથી તેગને પણ ફસાવી દે તો તેમાં કાંઇ અજાયબી જેવું નથી."

સાવિત્રીએ કાંઇક વિચાર કરીને જણાવ્યું કે;—"અજાયબી તો માત્ર એજ છે કે હજી સુધી તેમનો કશોય પતો પણ મળ્યો નથી, જો મદનરંજની આવી જાય તો કુમારશ્રીનું મન પણ અહીં ચોંટી જાય અને મારી મનોકામના પૂરી થાય. તેના આવ્યા પછી હું કુમારને જોઇએ તેટલા દિવસ રોકી શકીશ. પણ તે પહેલાં મારાથી કાંઇ પણ થઈ શકશે નહિ. તેમ છતાં પણ કુમારશ્રી જરા હઠીલા હોવાથી તેમને રોકતાં પણ મહા મુશીબત વેઠવી પડશે. લે મને ડરાવવાથી ધમકાવવાથી, લાલચ આપવાથી અથવા તો ખુશામત કરવાથી પણ

કાંઈ વળી શકશે નહિ. પણ હા. એ તો કહે કે, જો મદનરંજની આવી જશે તો પણ કુમારશ્રીની માતા શ્રીમતી અને તેમની ભગિની ચંદ્રકળાને આપણે અહીં શી રીતે લઇ આવી શકીશું વારૂ ? તેમના ન આવવાથી પણ મારૂં એક મહાન કાર્ય અટકી પડશે. કુમારીશ્રીએ મારી સાથે લગ્ન કરવાનો ભાર તેમના શિરપર મૂક્યો છે. માટે તેમને પણ ગમે તે ઉપાયે અહીં લાવવાજ જોઇએ."

સુશીલાએ કહ્યું કે—" આપ એની ફિકર ન કરો, તેમને હું પોતે લઇ આપીશ. જો કુમારશ્રી અહીં થોડા દિવસ રોકાઈ જશે, તો પછી તેમને તેડી લાવવામાં કાંઈ પણ મુસ્કેલી નડશે નહિ."

સાવિત્રીએ કહ્યું કે;—" મદનરંજની આવશે ત્યાં સુધી તો રાજકુમાર અવસ્ય અહીં રોકાશે જ, પરંતુ ત્યાર પછી શું થશે તે વિષયમાં મારાથી કાંઇ પણ કહી શકાતું નથી. હાય પ્યારી મદનરંજની હવે મારી બધી બાજી ફક્ત તારા હાથમાં જ છે. જો તું અહીં આવી જઈશ તો હું તારો મોટો પાડ માનીશ તને, મારી સહોદરા તરીકે માન આપીશ તથા તારી સેવા ઉઠાવવામાં હું મારા પોતાનો મહાભાગ્ય માનીશ. પરંતુ સુશીલા, સાંભળ, મારે તને એક એ વાત કહેવાની છે કે, જ્યાં સુધી રાણી શ્રીમતી અને ચંદ્રકળા અહીં ન આવે ત્યાં સુધી મદનરંજનીને કુમારથી છૂપાવી રાખવી જોઇશે; કારણકે, કદાચ એના અનુપમ રૂપને જોઇને તેઓ કદાચ એવો નિશ્ચય કરી બેસે કે મદનરંજનીને લઇ કૃષ્ણપૂર તરફ પોતે ચાલ્યા જાય અને મને વાયદો બતાવે તો પછી મારી બધી મહેનત અફળ જાય તેવી સંભાવના છે. જો કુમાર ચાલ્યા જાય તો હું શું કરૂં ? પણ હા. જો કુમારશ્રીની માતા તથા બ્હેન આદિ અહીં આવી જશે તો પછી મારો મનોરથ કદાપિ વિફળ થશે નહિ. તે ઉપરાંત મેં એક બીજી પણ ચાલાકી ખેલી છે કે જેથી કુમારશ્રી અહીંથી એક ડગલું પણ ખસી શકે તેમ નથી. મારી એ ચાલાકીના પરિણામે તેમને અવસ્ય અહીં

રહેવું જ પડશે અને તેથી મારી વાંચ્છના પૂરી કરવામાં મને કશી પણ અડચણ નડશે નહિ. ”

સુશીલાએ સવાલ કર્યો કે;—“ વારૂ મહારાણી સાહબા ! આપે એવી તે શી ચાલાકી ખેલી રાખી છે કે જેથી કરી રાજકુમારને અહીં રોકાવું જ પડશે અને તેમનાથી અહાંથી નહિ નીકળી શકાય ? મને તો લાગે છે કે, આપે કોઇ મોહિની વિદ્યાનો આશ્રય લીધો હશે. પણુ હા, આપના જેવી ચપળ ચપળાઓને મોહિનીની પણ શી જરૂર પડે વારૂ ? આપની બોલીમાં જ અજબ મોહિની સમાયલી છે. આપના શરીરમાં જાદુની અસર છે. આપની શાંકડી આંખડીમાં પણ અજબ જાદુ સમાયલો છે, એટલે ભોળા હૃદયના રાજવીને અહીંથી ખસવાનું મન પણ શી રીતે થાય ? કોઇએ ખરૂં જ કહ્યું છે ને કે લલનાના લાવણ્યથી અથવા કામિનીના રૂપજાળથી કોઈ પણ પુરુષ પરાધીન થયા સિવાય રહેતો નથી. આપ પણ આપના રૂપના મોહિનીમંત્રથી રાજકુમારને મુગ્ધ કરવાના નિશ્ચયપર આવ્યાં હો એમ લાગે છે. ”

“ નારે ઘેલી, આમ કહેતાં તને શર્મ પણ નથી આવતી ? આ રાજકુમાર ક્યાં ભોળા ભટ્ટ છે કે સહજમાં છેતરાય જાય. એમનો પોતાના દિલપર એવો સખ્ત કાબૂ છે કે, કદાચ સુરપતિની કોઈ અપ્સરા આવે તો પણ તેઓ લોભાય તેવા નથી. લક્ષ્મીની લાલચથી પ્રણયના સૂત્રમાં બંધાય જાય એવા એ લોભી પણ નથી. એ કાંઇ સાધારણ શિકાર નથી કે સહજમાંજ સપડાઇ જાય. પણ મૃગરાજ કેસરીને પકડતાં જેટલી મુશીબત પડે તેટલીજ મુશીબત તેમના દિલને આપણા કાબૂમાં લાવતાં આપણુને ભોગવવી પડશે. એ કાંઈ મિષ્ટાન્ન ખાવાનું કામ નથી પણ લોઢાના ચણા ચાવવાના છે. સમજીને ગમાર દાસી ? ”

“ જી હા. એતો સમજી. પણ ત્યારે આપે બીજી શી યુક્તિ

શોધી કાઢી છે ? સિંહરૂપ રાજકુમારને સપડાવવા માટે ક્યા પાંજરાને તૈયાર કરી રાખ્યું છે વારૂ ?” સુશીલાએ સહજ હસીને પૂછ્યું.

“ સાંભળ, મેં તેમને એમ કહી દીધું છે કે, સોમદત્તને કેદ કરી લાવવા માટે કેટલાક અનુચરોને મોકલી આપ્યા છે. પણ સુશીલા! ખરી રીતે મેં એ અનુચરોને સોમદત્તને પકડી લાવવા થાટે મોકલાવ્યા નથી, પરંતુ માત્ર ત્યાંની હીલચાલ જોવા માટેજ મોકલાવ્યા છે. પ્રથમનો મને સોમદત્તને કેદ કરી લાવવાની ઇચ્છા થઇ હતી, પરંતુ પાછળથી એક નવીન વિચાર આવતાં જણાયું કે, એમ કરવામાં મારી એક ભારી ભૂલ થાય છે. કારણ કે જો હું સોમદત્તને કેદ કરીને અહીં બોલાવી લઇશ તો પછી કુમારશ્રી તત્કાળ અહીંથી ચાલ્યા જશે અને મારા મનની મનમાંજ રહી જશે. પણ જ્યાં સુધી સોમદત્ત કેદ નહિ થાય ત્યાં સુધી કુમારશ્રીને કોઇ પણ બ્હાનું બતાવીને પણ હું અહીં રોકી શકીશ તથા તેમના સહવાસના આનંદનો ઉપભોગ પણ કરી. શકીશ. હું તેમને એમ પણ સમજાવી દઇશ કે જ્યાં સુધી.તમારો પ્રબળ શત્રુ સોમદત્ત કેદ ન થાય અથવા તો તમારા કબ્જામાં ન આવે ત્યાં સુધી તમારે માટે કૃષ્ણપૂર જવું તે ઘણુંજ જોખમ કારક છે. કારણ કે તે તમને મારવા માટે જ આતુર થઈ જશે અને વખતે આવ્યે દગો દઇને મારી પણ નાંખશે, માટે તમે કૃપા કરીને સોમદત્ત સપડાતાં સુધી અહીંજ રોકાઇ જાઓ ઇશ્વિર જ્યારે તમને સારા દિવસો દેખાડે, ત્યારે ઘણીજ ખુશીથી જજો. ” આ પ્રમાણે કપટજાળ બિછાવીને હું તેમને મારા મહાલયમાંથી બિલ્કુલ બહારજ નીકળવા દઇશ નહિ. સોમદત્તને તો હું જ્યારે ધારૂં ત્યારે કેદ કરીને મારા બન્દીખાનામાં લાવી શકું તેમછું, તેને માટે મને બિલ્કુલ મુશ્કેલી નડે તેમ નથી. તેની પાસે જેટલી ફોજ છે તેનાથી દસગણી ફોજ તો અત્યારે મારે ત્યાં પણ તૈયાર છે એટલે તે ચાંડાલ મને કોઈ પણ રીતે હરાવી શકે તેમતો નથી જ. મારો માત્ર એજ ઇરાદો છે કે કુમારશ્રી અહીં

રહીને સુખ ભોગવી શકે તથા પાપી સોમદત્તની દગાબાજીમાંથી પોતાના પ્રાણુ બચાવી શકે. એ શિવાય બીજી એ ઇચ્છા છે કે મને પોતાની પ્રેમભાગિની બનાવીને સદાને માટે સુખી કરે કુમારશ્રીને થોડા દિવસને માટે થોડું ઘણું નુકશાન તો અવશ્ય વેઠવું જ પડશે. પણ તેની હરકત નહિ. સોમદત્તને થોડા દિવસ રાજ્યની મજા લેવા દેવી એવી મારી ખાસ ઇચ્છા છે અને તેમાં ખાસ એક હેતુ સમાયલો છે તે હેતુ એ છે કે તે પાપી પોતાના રાજત્વકાળમાં કેવા કેવા અત્યાચારો ગુજારે છે, પ્રજામાં કેવોક અનાચાર ચલાવે છે તથા ધર્મ અને જાતિનું કેવી રીતે ખૂન કરી બતાવે છે, એ જોવાની મારી પ્રબળ ઇચ્છા છે. પછીથી બધુંયે જોયું જશે! જ્યારે કુમારશ્રી મારી પ્રાર્થનાનો સ્વીકાર કરી લેશે ત્યારે હું તેમને તરતજ સોમદત્તના હાથમાંથી કૃષ્ણુપૂરનું રાજ્ય છીનવી લઇને તેનો બધો અધિકાર અપાવી દઇશ."

આમ કહીને તેણે પુનઃ એક ઉંડો નિઃશ્વાસ નાખીને કહ્યું કે;—"કમ્બખ્ત પ્યારી અને ભામાએ તો અત્યાર સુધી કશો જવાબજ ન આપ્યો. તેમજ મદનરંજનીનો કાંઇ પણ પત્તોજ ન મેળવ્યો. કોણુ જાણે તેઓ જીવે છે કે મરી ગઇ છે તે પણુ—"

"હા. હા. તેઓ ઘણી જ ચાલાક છે, બડી ખંધીઓ છે. પણુ સારૂં થયું કે સંભારતાંની સાથે જ તેઓ અહીં આવી પહોંચી. તેમની આવરદાતો ઘણીજ લાંબી હોય તેમ જણાય છે ને શું! પણ મહારાણી સાહબ! જરા આમ આંખો ઉઘાડીને જૂઓ તો ખરાં કે તેઓ બન્ને આ ત્રીજી કઇ શુભ મૂર્ત્તિને પોતાની સાથે લેતી આવી છે. મને તો લાગે છે કે આપ જેને થોડીવાર પહેલાં યાદ કરતાં હતાં તેજ મનોહારિણી મદનરંજનીને પોતાની સાથે લેતી આવી છે." આમ કહેતી કહેતી પ્યારી અને ભામા, મદનરંજનીને પોતાની સાથે લઇને મહારાણી સાવિત્રીના બંગલામાં આવી પહોંચી. અચાનક તેમને આવી ચડેલી જોઈ મહારાનીએ સહજ ચમકીને કહ્યું કે;—" ઓહ ! મારી

મનભાવના પ્યારી ભામા આવી પહોંચીને શું. ” ત્યાર પછી મદનરં-જનીના મુખ સ્હામું જોઇને તેણે કહેવા માંડયું કે;—“ અહો ! આ ચંદ્રમાને લજાવનારી, મનને લલચાવનારી, પુરુષના ચિત્તને લોભાવનારી લાવણ્યમયી મદનરંજની પણ તેમની સાથે જ આવી છે. અવસ્ય એ લલના કુલની શોભારૂપ મદનરંજની છે. અહા ! શું એનું સુંદર રૂપ છે. જાણે એતો રૂપ રૂપના અંબારજ હોયની ! એવું જણાય છે.” આમ કહીને તે બેઠી હતી ત્યાંથી ઉભી થઇ અને પછી ઘણાજ પ્રેમ અને સત્કારની સાથે મદનરંજનીના ગળાં સાથે વળગી જઇને કહેવા લાગી કે;—“ આવો બ્હેન, બિરાજો ! તમારે માટે ઘણોજ પરિશ્રમ વેઠવો પડયો છે તો ક્ષમા કરશો ! વારૂ અમારા પ્યારા મહેન્દ્રકુમારને તમે ક્યાં મૂકી આવ્યાં ? કહો તમારૂં ચિત્ત તો પ્રસન્ન છે ને ?”

મદનરંજનીએ શર્માઇને ધીમા અવાજે જવાબ આપ્યો કે;—“ હા બ્હેન ! આપની કૃપાથી આનંદમાંછું. આપે મારાપર જે ઉપકાર કર્યો છે તેનો બદલો મારાથી કદાપિ વાળી શકાય તેમ નથી.”

ત્યાર પછી સાવિત્રીએ પ્યારી અને ભામાને ઉદ્દેશી પૂછ્યું કે;—આ બ્હેનને માટે પાલખી વગેરે કોઈ પણ વાહનનો બંદોબસ્ત કર્યો હતો ખરો કે ? મારી પ્યારી બ્હેનને કોઈ પણ જાતનું દુઃખતો નથી વેઠવા દીધું ને ? આજે મારા ભાગ્યનો ઉદય થયો કે હું આવી સુંદર, શીલવતી, રૂપવતી અને ગુણવતી કુમારી મારી સમક્ષ ઉભેલી જોઇ રહી છું. હમણાં તમારા વિષયની જ વાતચીત ચાલી રહી હતી, એવામાં તો તમે બધી આવી પહોંચી. જો આજે તમે મારી પાસે ન આવી પહોંચી હોત તો મારી શી દશા થાત તે કેવળ મારૂં મનજ જાણે છે. હું રાત્રિ દિવસ તમારા નામની જ માળા જપ્યા કરતી હતી. પણ સારૂં થયું કે ઇશ્વરે મારા પર દયા લાવીને આ દયાળુ કન્યાને પણ તમે તમારી સાથે લાવી શકી અને મને તેનાં પવિત્ર દર્શનનો લાભ પણ અપાવી શકી.”

મહારાણી સાવિત્રીની વાત સાંભળીને ભામા બોલી કે;—"શ્રીમતી મહારાણી શ્રી! આજની આખી રાત માર્ગમાં ચાલી ચાલીનેજં વીતાડી છે. ખાવાનું ખાધું નથી, જળ પીધું નથી અને કોઇ પણ સ્થળે આગમ પણ લીધો નથી અમે તો કુમારની પાછળ દુઃખ ભોગવી ભોગવીને અધમુઈ થઇ ગઇ છીએ. પણ હવે રામનગરમાં આવતાં અમારા જીવમાં કાંઇક જીવ આવી શકયો છે. રાજનંદિની મદનરંજની બા. પણ બહુજ થાકી ગયાં હશે માટે તેમને સારૂ નહાવા ધોવાનો તથા ખાવા પીવાનો સત્વર બંદોબસ્ત કરો. અમારે તો ગમે તેમ ચાલ્યું જશે.

ભામાની આ વાત સાંભળીને પ્યારીએ તેની ખૂબ મશ્કરી કરી એથી મદનરંજનીને પણ મનમાં હસવું આવી ગયું. કારણ કે, સોમદત્તને દગો દેવા માટે ભામાએ બુદ્ધીનું રૂપ ધારણ કર્યું હતું. પરંતુ રાણી સાવિત્રી અને દાસી સુશીલા તેનો કાંઇ પણ ભેદ સમજી શકી નહિ. તેમના પૂછવાથી ભામાએ થોડી ઘણી બીના ટુંકામાં કહી સંભળાવી અને પછી તે બોલી કે;—" પ્રથમ આપ મદનરંજનીને આરામનો બંદોબસ્ત કરાવી આપો એટલે પછી નિશ્ચિંતતાથી બીજી બધી વાતો કરીશું"

આ સાંભળીને સાવિત્રીએ સુશીલાને કહ્યું કે,—" આ જોડેના ઓરડાને સત્વર સાફ કરાવી નાંખ અને પછી આરામની બધી વસ્તુઓ લાવીને ક્રમવાર ગોઠવી આપ એટલામાં હું બીજી એક દાસીને કહીને જમવાનો બધો બંદોબસ્ત કરાવી લઉં છું. પણ જો જે કે એમને કોઈ પણ જાતની મુંજવણ અથવા તકલીફ ન પડે તેની ખાસ સંભાળ રાખજે. મદનરંજની બ્હેનની સેવાનો ભાર હાલ તરત તને સોંપવામા આવે છે માટે તેમાં કોઇ પણ પ્રકારની કચાશ રહેવા દઇશ નહિ અને તેમને આ સ્થળ અજાણ્યું છે એવો ભાસ પણ ન થાય તેની ખાસ કાળજી રાખજે.

મહારાણીની આજ્ઞા મળતાંની સાથેજ સુશીલા ચાલી ગઈ અને

ત્યાર પછી સાવિત્રીએ ભામાને ઉદ્દેશીને કહ્યું કે;—" ભામા, હવે તું તારો બધો વૃત્તાંત કહી સંભળાવ જોઇએ. "

ભામાએ હરિદત્તની બદમાશી અને તેની સાથે પ્યારીની લડાઇની બધી બીના તેને કહી સંભળાવી. રાણી સાવિત્રી મદનરંજનીને સંબોધીને ઘણાજ પ્રેમથી કહેતા લાગી કે;—" હાય મારી આ મૃગનયનીને કમ્બખ્ત હરિદત્તે કેવી આફતમાં નાંખી દીધી ? ખરેખર તે મનુષ્ય નહિ, પણ જીવતો નરપિશાચ છે. રાજા મહારાજાનાં સંતાનોની દુર્દશા કરનાર તેવા કારસ્થાની કાપુરુષોજ હોય છે. જેવી રીતે નરાધમ સોમદત્તે રાજકુમારની સાથે દગાબાજી કરીને તેમને દુઃખ દેવામાં કશી ન્યૂનતા રાખી નથી, તેવીજ રીતે રાજબાળા મદનરંજનીને પીડવામાં તથા દુઃખ આપવામાં તે શયતાનના શાગિર્દ હરિદત્તે પણ કસાઇનું રૂપ ધારણ કરીને તેને રીબાવવામાં જરા પણ દયા દર્શાવી નથી. પરંતુ પરમાત્મા ઘણો દયાળુ છે, પરમ ન્યાયકારી છે. તેની શક્તિ અપાર છે. દુઃખીયાંનો ખરો બેલી તે ભગવાનજ છે. તેની લીલાનો પાર પામવાની શક્તિ કોઇ મોટામાં મોટા પંડિતોમાં પણ નથી. અને એટલા માંટેજ એક કવિયે કહ્યું છે તે બરાબરછે કે ઇશ્વરની ગતિ ઇશ્વિર જાણેછે. તેમજ—

" ફલક જો કહેને કો દૂર હયગા જ઼મીકા અબ ય્હે જો બિસ્તરા હય;
ખડે઼ હંય લાખોં પહાડ઼ જિસપર ફ઼લકસે સર જિન્કા જા લગા હય;
હજા઼રોં હિકમતકા એક બિછૌના ય્હે પાની ઉપર જો બિછ રહા હય;
બહોત હ઼કીમોને ખા઼ક છાની કોઈ ન સમઝા ય્હે ભેદ ક્યા હય;
પડે઼ ભટકતે હય લાખોં દાના કરોડોં પંડિત હજારોં સિયાને;
જો઼ ખુબ દેખા તો યાર આખિ઼ર ખુ઼દાકી બાતેં ખુ઼દાહી જાને. "

ત્યાર પછી તેણે પ્યારીના તરફ ઇશારો કરીને કહ્યું કે;—" હું આનાથી ઘણીજ ખુશી થઈ છું. એણે તે પાપીની કરણીની મજા ખૂબ સારી રીતે ચખાડી આપી છે. પ્યારી ! હું તને તારી આ બહાદુરી માટે ધન્યવાદ આપું છું તારૂં આ કાર્ય જોઇને મને ઘણોજ આનંદ

થયો છે અને તેના બદલામાં હું તને એક ઘણું મોટું ઇનામ આપવા ની ઇચ્છા ધરાવું છું. "

પ્યારીએ હમામવાળા મકાનમાં સોમદત્તનાં જે કપડાં તથા તલ્વાર વગેરે ઉતારી લીધું હતું તે બધું મહારાણી સમક્ષ મૂકીને હસતા હસતાં કહ્યું કે;–" જૂઓ ! મહારાણી સાહબ ? આપને માટે હું આ એક અમૂલ્ય ઉપહાર લેતી આવી છું. "

સાવિત્રીએ કહ્યુ કે;—" અરે આ શું ? હરિદત્તનાં કપડાં અને તેની અભિમાનના આકાર રૂપ આ કૃપાણને પણ છીનવી લાવી ? શું તેને તેં તદ્દન વસ્ત્ર વગરનો બનાવીને જ ઘર ભણી વિદાય કર્યો ? વાહરે ચાલાક ચપળા ! તને એ તારી બૃહસ્પતિના જેવી બુદ્ધિને પણ ખરેખર ધન્યવાદ ઘટે છે, આ પરથી જણાય છે કે તું બળહીન અબળા નહિ, પણ અસીમ પરાક્રમ શાલિની પ્રમદા છે. ધન્ય છે તારી વીરતાને ! હું આજે તારી બહાદુરી પર આશ્ચર્યિત બની ગઇ છું. રીદા રીદા થઈ ગઈ છું. જે કામ એક બળવાન પુરુષ પણ ન કરી શકે તે તેં ઘણી જ સહેલાઇથી કરી આપ્યું છે એ જોઇને મારા આનંદનો અવધિ થાયછે."

ભામા વચ્ચમાંજ બોલી ઉઠી કે;–રાજેશ્વરી ! આપે પ્યારીની જે પ્રશંસા કરી તે કાંઈ ખોટી તો નથીજ. પરંતુ તેમાં આપની સહજ ભુલ થઇ છે. આ કપડાં તથા તલ્વાર મંત્રી હરિદત્તનાં નથી. પણ એતો પ્યારીના આશિક યાર, હૃદયના હાર, દિલના દિદાર રૂપ સોમદત્તની ઇજ્જતનો નમૂનો છે, નમૂનો. પ્યારી પોતાના પ્રેમિકની યાદગીરી ન ભૂલી જવાય તેટલા માટે તેનો આ શોભિતો શણગાર સાથે લેતી આવી છે સમજ્યાંને મારાં વ્હાલાં રાજરાણી ?"

આ સાંભળીને પ્યારી ભામાપર ઘણીજ ગુસ્સે થઈ અને ગુસ્સાના આવેશમાં આવીનેજ કહેવા લાગી કે;—" ભામા, તું તદ્દન બેશર્મ છે, બિલ્કુલ બુદ્ધિહીન છે. શું તને ક્યાં આગળ કોનો ભેદ છૂપાવી રાખવો જોઇએ તેનું બિલ્કુલ ભાન પણ નથી. જો હવે પછી એવી મશ્કરીની

વાર્તા કરીશ તો યાદ રાખજે કે પછી તારે અને મારે બિલકુલ નહિં બને. હું તને આ છેલ્લીવારની સૂચના આપી દઉં છું, માટે બરાબર સમજી રાખજે કે હવે પછી આવું ન થવા પામે. ”

ભામાએ તેની વાતને અધ્ધર ઉડાવતાં હસીને ફરીવાર કહી સંભળાવ્યું કે;—“ શું તારૂં નામ લેવામાં અમે કાંઈ કોઇ પણ જાતની ચોરી કરીએ છીએ. તું સોમદત્તને ચાહે છે, સોમદત્ત તારો આશક છે અને તું તેની મધુરી માશુક છે એતો બા સાહેબ પણ ઘણીજ સારી રીતે જાણે છે. તું તારા પ્રેમને હવે છૂપાવા માગે છે પણ બાઈ! ક્યાંઇ છાબડે ઢાંક્યા સૂર્ય ઢંકાતા હશે ખરા કે ? નાહક હવે આમ ગુસ્સે શા માટે થાય છે. ચ્હાવું અને ચ્હેવું એતો આ દુનિયાનો ધર્મ છે. એમાં તું કોઈ પણ પ્રકારની નવાઇ નથી કરતી. અમે તો માત્ર આનંદની ખાતરજ સહજ વાત કરીએ છીએ તેમાં તું આટલી બધી ચીડાઈ શા માટે જાય છે? ”

“ ભામા તું તારા નામ પ્રમાણે ભામટી છે તને બિલકુલ દુનિયાનું ભાન જ નથી. હું તને હજી પણ કહું છું કે તું તારી આ પંડિતાઇને છોડી દે નહિ તો આનું પરિણામ અવશ્ય કાંઇક જૂદું જ આવશે. મારી ધીરજની મર્યાદા તૂટી જશે તો પછી મારાથી તને વખતે બે ચાર લપડાકો પણ ચોડી દેવાશે. માટે સીધી રીતે ચૂપ ચાપ બેસી રહે અને તારી સવા હાથની જીભડીને સંભાળી લે. મહારાણી સાહેબ સમક્ષ મને તારાપર હાથ ચલાવતાં જરા શર્મ આવે છે નહિ તો અત્યાર સૂધીમાં મેં તને તારી બેવકુફાઇનું ફળ ક્યારનુંય ચખાડી આપ્યું હોત પ્યારી બોલી.

સાવિત્રી આ વાદવિવાદ જોઇને ઘડીક તો પોતાના મનમાં ખુશી થઇ પણ જ્યારે તેને વાત વધી જશે અને પરિણામ ભયંકર આવશે એવું માલૂમ પડયું. ત્યારે તેણે હસીને પ્યારી તથા ભામા બન્નેને ઉદ્દેશીને કહ્યું કે;—“ પ્યારી તથા ભામા હવે તમે તમારા ઝગડાને

આટલેથીજ અટકાવો. મને તમારી આ રીત ભાત બિલકુલ પસંદ પડતી નથી. વારૂ ભામા, એ વાતને બાજૂએ મૂકીને હું કહું તેનો જવાબ આપ જોઇએ. કહે ત્યાર પછી જંગલમાં તમારે માગે શી શી મુશીબતો પડી વારૂ ?"

ભામાએ પોતાને બુઢ્ઢી બનવાની તથા પ્યારીને ગોમતી બનાવવાની, સોમદત્તને હમામ ખાનામાં નહાવાનું બહાનું કાઢીને લઇ જવાની તથા તેનાં કપડાં ઉતરાવીને ધોળા મસાલાથી તેના માથા તથા શરીરના તમામ વાળો ઉખેડી નાંખીને હમામખાનામાં પૂરી આવવાની બધી વાતો આદિથી અંત પર્યંત કહી સંભળાવી. આ સાંભળીને સાવિત્રી તો હસી હસીને લોટપોટ બની ગઈ.

ત્યાર પછી પ્યારી બોલી કે;—" કુમારશ્રી તે કૂવામાં પડયા છે એ વાત તો મારા ધારવા પ્રમાણે આપના જાણવામાં આવી ગઇ હશે."

આ વાત સાંભળીને સાવિત્રીએ પ્યારીના તરફ આંખનો ઇશારો કરીને ચૂપ રહેવાનું કહ્યું. પરંતુ મદનરંજનીથી તે ઇશારાનો કશોય હેતુ સમજી શકાયો નહિ. તેણે સાવિત્રીને ઇશારો કરતી જોઇ લીધી હતી, પણ તેનાથી તે સમયે તે ઇશારાનું કારણ પૂછવાનું સાહસ થઈ શક્યું નહિ ?

સુશીલાએ કેટલીક દાસીઓ દ્વારા એ બંગલાની વચ્ચેનો એક સુંદર ઓરડો સાફ કરાવી લીધો અને તેમાં અયશ આરામની બધી વસ્તુઓ બરાબર ગોઠવી દીધી. સુંદર સુંદર કુર્સીઓ, પલંગ, કોચ, ગાદી. તકિયા આદિ સર્વે ઉપભોગનાં સાધનોનો તે ઓરડામા સમાવેશ કરવામાં આવ્યો. રાણી સાવિત્રી એવા ખ્યાલથી પ્યારી અને ભામાને પોતાની સાથે લઇને પોતાના ખાસ મહેલ તરફ ચાલી ગઇ કે, જો હું અહીં રહીશ તો મદનરંજનીને આરામ ભોગવતાં સહજ શર્મ આવશે અને તે બરાબર આરામ ભોગવી શકશે નહિ, આ સમયે મદનરંજનીને પાસે માત્ર એકલી સુશીલાજ રહી ગઈ. એ ત્રણ ઘડી

પછી સુશીલા પણ એમ કહીને ચાલી ગઇ કે;—"મદનરંજની બ્હેન ! આપ જરા વાર આરામ કરી લ્યો. એટલામાં હું આપને માટે ન્હાવા ધોવાનો બધો બંદોબસ્ત કરીને હમણાં જ આપની પાસે આવી પહોંચું છું. અને ન્હાવાની બધી સગવડ કરી આપું છું."

હવે એ ઓરડામાં માત્ર એકલી મદનરંજનીજ રહી ગઇ. તેને ત્યાં રહેવાનું બિલ્કુલ પસંદ પડતું નહોતું. પરંતુ બિચારીને વિવશ થઇને ત્યાં રહેવાનો તેને સ્વીકાર કરવો પડયો હતો. સોમદત્તે તેને ડરાવી ધમકાવી તથા ફોસલાવીને હંમામવાળા મકાન સુધી તો લઇ આવ્યો હતો અને ત્યાર પછી પ્યારી તથા ભામા તેને પોતાની વાતોમાં ભરમાવીને અહીં રાણી સાવિત્રીના જાળમાં ફસાવી દીધી. અત્યાર સુધી તો વાતચીતમાં તેનું ચિત્ત ગુંથાયલું રહેવાથી તેને કાંઇ વધારે દુઃખ લાગ્યું નહિ, પરંતુ જ્યારે તે એકલી પડી ત્યારે ધીમે ધીમે તેને પાછળનાં બધાં દુઃખો યાદ આવવા લાગ્યાં. તેના હૃદયપર વારંવાર આઘાતો થવા લાગ્યા અને તે બેચેન થઇને વિચારવા લાગી કે;—"અહીં કયાંથી આવી ચઢી ? હવે મને મારા મનમોહન મહેન્દ્રના દર્શન પણ શી રીતે થઇ શકશે ? હાય ! જેમણે મારે વાસ્તે અનેક દુઃખો ઉઠાવ્યાં, મરણના મુખમાં પ્રવેશ કરતાં પણ જરા પણ આનાકાની ન કરીને પ્રિય પ્રિતમનાં હું દર્શન પણ ન કરી શકી ? મારા જેવી હત ભાગિની આ દુનિયામાં બીજી કોણ હશે ? હવે મને મારા હૃદયના વિશ્રામ રૂપ રાજકુમાર ક્યારે મળશે ? તેઓ અત્યારે કોણ જાણે ક્યાં હશે ? મારાથી તેમનો શો અપરાધ થયો છે ? આ સર્વ આફતો લાવી મૂકનાર દુષ્ટ પાપાત્મા હરિદત્ત જ છે. તે પાપાત્માએજ મને આ પ્રમાણે પીડિત બનાવી છે"

"અરેરે ! સંસારનાં મનુષ્યો પણ કેવાં સ્વાર્થાંધ હોય છે. તેમને પોતાનો સ્વાર્થ સાધતી વેળાયે બીજાના દુઃખની કલ્પના પણ રહેતી નથી. જે કાર્ય કરવા માટે શયતાનના નામને લજાવનારાં સ્વાર્થી મનુષ્ય

અકૃત્ય સહજમાં કરી નાંખે છે. સુધાની ધારા વહાવતા અને સુખના તરંગો ઉછળાવતા પુણ્યમય વિશ્વમાં હળાહળનો સંચાર કરનાર, દુઃખનો દાવાનલ પ્રકટાવનાર, અને ત્રાસનો કેર વર્ત્તાવનાર જો કોઇ વિદ્યમાન હોય તો તે કેવળ સ્વાર્થ પરાયણ મનુષ્યો જ છે. સ્વાર્થી મનુષ્યને બીજાનું સર્વસ્વ છિન્ન ભિન્ન થાય, તેનાં કાળજાં છેદાય જાય તો પણ જરાય દયા આવતી નથી. તેઓ પાપીઆઓજ આ દુનિયાના બારરૂપ છે."

• હરિદત્ત પણ તેવાજ પ્રકારનો એક પાપ પ્રચારક શયતાન છે, તેણે મને એક ઘાતકીમાં ઘાતકી ગણાતી સજા આપી છે. પેટીમાં પૂરીને જંગલમાં દાટી દેવા સુધીની નિષ્ઠુરતા ચલાવી છે. હાય ! ઇશ્વર ! ! તારા ન્યાયી રાજ્યમાં તું આવા અધમ અનર્થો શા કારણથી થવા દે છે ! તારાં નિરપરાધી અને નિર્દોષ બાળદોની કત્લ આવા શયતાનો દ્વારા શા માટે કરાવે છે ! હરિદત્ત હેવાન છે, મનુષ્ય નથી. જો તે પાપીઆએ મને આવું દુઃખ ન દીધું હોત તો કુમારશ્રીને કૂવામાં પડવાનો પ્રસંગ પણ ન આવત અને અત્યારે મારે બીજી રાણીના આશ્રયમાં રહેવું પડયું છે તેમ પણ કદાપિ ન બનત. મારાપર જે જે આફતો આવી છે તે સર્વનું મૂળ કારણ દયાહીન, મમતાહીન અને મનુષ્ય પ્રેમથી વિહીન બનેલો પશુ હરિદત્ત જ છે. તેનાં કાળાં કામનો અવધિ થયો છે. તે દુષ્ટે મારા પિતાની મતિમાં વિકાર કરી નાંખ્યો છે અરે તેમના વિચારોને પણ છેક ભ્રષ્ટ બનાવી દીધા છે. હાય હાય ! મારી માતાની શી સ્થિતિ હશે ! તેના પર શાં શાં દુઃખો આવ્યાં હશે? મારા પિતાએ તેનાપર કેવો અત્યાચાર ચલાવ્યો હશે? મારાથી તો આ સર્વ બાબતોનો કશો વિચાર પણ કરી શકાતો નથી"

"હાય ! હવે કુમાર શું કરતા હશે? તેમની શી દશા હશે? રાણી સાવિત્રીએ પ્યારીને શો ઇશારો કર્યો ? એમણે મને શા માટે મદદ આપી? મને પાપાત્મા સોમદત્તના પંજામાંથી શા માટે છોડાવી?

શું તેની સાથે મારે કાંઇ સગાઇ છે ? જો તેમજ હોય તો તેઓ મને આ પ્રમાણે અલગ શા માટે રાખે ? પોતાના નિવાસ સ્થાનમાંજ કેમ ન તેડી જાય ? મને અહીં સહુથી છૂપાવીને રાખવાનું શું કારણ હશે ? દુનિયામાં કેવાં કેવાં માણસો પડ્યાં છે ? પિતાજીની કૃપાથી આજે મારે આ દુઃખના દિવસો જોવાનું લખાયું હશે. આજે મારે મારાથી અપાત્રનો આશ્રય લેવો પડ્યો. અરેરે! પિતાજીએ રૂપિયાની લાલચથી મારા પ્રાણ લેવાની લાલસા રાખી ? પિતાના નામનું ખરેખર સાર્થક્ય કરી આપ્યું (!) ધન્ય છે પિતાજી! તમારી લોભવૃત્તિને ! હે પરમાત્મા ! તું બીજી કોઇ પણ અભાગાને એવા પિતા ન આપતો. હવે મારા પિતાને શી ખબર પડશે કે હું અત્યારે ક્યાંછું કેવા દુઃખમાં આવી પડું છું અને અત્યારે મારી શી દુર્દશા છે ! ઘણીજ શર્મની વાત છે કે હું એક રાજકુમારી હોવા છતાં માગની ભીખારડીના માફક ઘેરઘેર રઝળી રહી છે. અન્નના ટુકડા ભીખી રહી છું અને પારકાપર આધાર રાખીને મારૂં જીવન વીતાડી રહી છું. પણ એ પરાવલંબી જીવન શા કામનું ? જેનું મુખ જોવાનો સૂર્ય અને ચંદ્રને પણ સુયોગ મળતો નહોતો તે રાજનંદિનીના મુખ તરફ જોઇને અનેક કામાંધો પોતાની કામવાસનાને તૃપ્ત કરવાની ઇચ્છા ધરાવે છે ! જેનાં દર્શન થવાં પણ દુર્લભ હતાં તે રાજબાળા આજે આમ અનાથિનીની દશામાં ભટકી રહી છે. ઉમાદત્તની બુરી લાલસાએ અને સોમદત્તની બદદાનતેજ મને આ પ્રમાણે રઝળતી રવડતી બનાવી દીધી છે. આજે મારી સારવાર લે તેવી એક પણ દાસી નથી. મારી આજ્ઞા ઉઠાવે તેવા એક પણ અનુચર મારી સેવામાં હાજર નથી. આ સર્વ પિતાજીની કંજૂસાઇનું કારણ છે, કેવી બુરી વાત છે કે માયાની જાળમાં ફસાઇને એઓ ઇશ્વરને પણ ભૂલી ગયા. ખરેખર માયા અજ્ઞાનની મદિરા પાઇને મનુષ્યને મતવાલા બનાવી દે છે અને એના યોગે મનુષ્ય મતિભ્રષ્ટ થઇને અનેક અનાચારોમાં લિપ્ત થાય છે, કુકર્મમાં જોડાય

છે અને પાપભૂમિમાં પ્રવેશ કરીને મહાન મહાન અત્યાચારો ગુજારીને પોતાને માટે નરકનો નવીન માર્ગ નિર્માણ કરે છે. માયાના કીડાઓ, માયાના ગુલામો, માયાના દાસ અને તાબેદારો, ધર્મને ધરામાં ધકેલી છે, કર્મને કૂવામાં ફેંકી દે છે, નીતિને નવાણમાં નાંખી દે છે અને સાક્ષાત્ શયતાનનું સ્વરૂપ ધારણ કરી વિશ્વમાં પોતાના પાપાચારથી ત્રાહિ ત્રાહિનો પોકરી કરી મૂકે છે."

જ્યારે રાજાઓ જ આવા લક્ષ્મીના લાલચુ બને, લોભને આધીન થઇને દુહિતાનું ખૂન કરે, ત્યારે તેમની પ્રજા તો કોણ જાણે શું યે કરે તેની કલ્પના કરવી પણ કઠિન છે. તે પ્રજામાં શાંતિ, આનંદ કે આરામની છટા હશે કે કેમ એની પણ શંકાજ છે, પ્રભુ ! એવા રાજાઓ અથવા પૃથ્વીપતિઓ કરતાં વસુધા વંધ્યા રહે એજ વિશેષ ઉચિત છે."

"કોઇએ પોતાની જિન્દગીપર ભરોસો રાખવો જોઇએ નહિ. હાય પિતાજી! તમે જ્ઞાનમાર્ગમાં ઉત્તમોત્તમ પુસ્તકોનું અધ્યયન કર્યુંછે. નીતિવિષયક અનેક પ્રબંધો વાંચી નાંખ્યાં છે. મનુષ્યનાં કર્ત્તવ્ય અને ધર્મ સંબંધી અનેક વિદ્વાનો પાસેથી સારૂં જ્ઞાન સંપાદન કર્યું છે, તેમ છતાં પણ તમને એટલું જ્ઞાન આવ્યું કે. મારા અત્યાચારથી મારી અબળા કન્યાની શી દુર્દશા થશે ? તે બિચારી કયાં જશે ? તેની રક્ષા કોણ કરશે ? શું તમે તમારા જ્ઞાનનો અર્થ માયામાંજ કરી બતાવ્યો ? ધનકીટ થવામાં જ તમે તમારૂં ભૂષણ માની લીધું ? અફસોસ કે જે લક્ષ્મી ક્ષણિક રહેનારી છે. ઘડીમાં ચાલી જનારી છે, સહજ વારમાં મહાલયવાસીને ઝુંપડીના આશ્રિત બનાવી દે તેવી ચંચળ અને ચપળ છે, તેમાં આપ આટલા બધા મુગ્ધ બની ગયા? આપને ચંચળલક્ષ્મીના ચાળાનું જરા પણ ભાન ન રહ્યું ? હવે તમને પ્રજા શું કહેશે ? તમારી આવી નિષ્ઠુરતા જોઇને લોકો તમારાપર લાનતનો વરસાદ વરસાવશે. સમગ્ર સમાજ તમારા નામપર ધિક્કાર અને ફિટકાર

દર્શાવશે. એનો પણ તમારા મનમાં જરાય ખ્યાલ ન આવ્યો ? મારી આવી દશા જોઇને મારી માતાને કેવું દારૂણ દુઃખ થયું હશે ? તેમને કોણે ધીરજ આપી હશે ? તેમને મારા શોકથી મુક્ત કરવા માટે કોણે આશ્વાસન આપ્યું હશે ?"

"હે નારાયણ ! તુંજ માત્ર સર્વ દુઃખો અને દોષોનો નાશ કરનાર છે ! તુંજ ધર્મની નૌકાને પાપના સમુદ્રમાં ડુબતી બચાવનાર કુશળ નાવિક છે ! તારા વિના વિશ્વનો કોઈ સાચો આધાર નથી, ઉદ્ધારક કિંવા તારક નથી. મારી જે દશા થઈ છે તેમાં બીજા કોઇનો દોષ નથી, પણ કેવળ મારાં કર્મો નો જ દોષ છે. કરેલા કર્મનું ફળ દરેક મનુષ્યને ભોગવવું પડે છે. મનુષ્ય પાપી કર્મ કરી ઇશ્વરને તે પાપોનો આરોપી ઠરાવે છે, પણ ત્યાં તેમની ભયંકર ભૂલ થાય છે. કારણ કે ઇશ્વર તો કરેલાં સારાં વા નઠારાં કર્મોનો ઇન્સાફ આપનાર ન્યાયાધીશ જ છે. તે કોઇને કુકર્મ કરવાની સલાહ આપતો જ નથી. પરંતુ મંદ બુદ્ધિનાં માનવો માયાના મોહથી અંધ બનીને પોતાનાં ભીષણ દુષ્કર્મોનો બધો આરોપ ઇશ્વરપર મૂકી દે છે. ત્યાં તેમનો નાનો સૂનો નહિ પણ મહા ભયંકર પ્રમાદ થાય છે. સૃષ્ટિનો કર્ત્તા નિરંતર મનુષ્યનું શુભ ઇચ્છનાર જ છે. પ્રથમ મનુષ્યના હૃદયમાં ઉદ્ભવતા પાપના અંકુરને છેદી નાંખવા માટે તે મનુષ્યને સદ્બુદ્ધિ અને સદ્-પ્રેરણા રૂપ શસ્ત્ર આપે છેજ, પણ દુષ્ટ મનુષ્યો તે શસ્ત્રનો દુરૂપયોગ કરીને સ્વેચ્છા મૂજબ વર્ત્તે છે તથા તેનું પરિણામ ભયંકર આવે છે ત્યારે તેનો બધો દોષ ઈશ્વરપરજ ઢોળે છે. અહા ! માયાના ગુલામ રૂપ માનવીઓની કેટલી બધી ધૃષ્ટતા ! કેટલી બધી અજ્ઞાનતા ! ખરૂં કહીએ તો આ દુનિયામાં મનુષ્ય જેવી કૃતઘ્ન કોઈ પણ જાતિ જ નથી. મનુષ્ય જે જે ભયંકર કાર્યો કરે છે, તેવાં કાર્યો વિશ્વના કોઈ પણ જીવો કરતાં નથી. ઇશ્વરને કર્મનો આરોપી ઠરાવનાર મનુષ્યો ખરેખર પાપની પ્રતિમા રૂપ જ છે. જગતને માટે તે સર્વથા અયોગ્ય જ છે."

"મને જે સજા મળી છે તેમાં મારાં કર્મોનો જ દોષ છે. ઈન્સાફદાતા ભગવાને એનો બરાબર ઈન્સાફ આપ્યો છે, એટલે હવે મારે શોક કરવાનું કશું કારણ રહેતું જ નથી. અત્યાર સુધી હું પણ માયામાંજ ભમતી હતી. પણ હવે ઈશ્વરે મને સદ્‌બુદ્ધિ આપી છે, તે માટે હું તેમનો અત્યંત ઉપકાર માનુંછું. પરમાત્મા! તું મારી માતાની જલ્દી મારી સાથે મુલાકાત કરાવી આપ! કુમારનાં દર્શનનો લાભ પણ સત્વર આપી દે! તેં પ્રથમ તો મારો જીવ બચાવ્યો જ છે અને હવે મારાપર સહજ કૃપા કરીને મારી મનોવાસનાને તૃપ્ત કરી દે. શું મારો આ દુ:ખમાંથી કદાપિ છૂટકો નહિજ થાય?"

મદનરંજની આ પ્રમાણે વિચાર કરી રહી હતી, એવામાં અચાનક શોકનો અતિરેક થઈ જવાથી તેની છાતી ભરાઈ આવી અને તે બહુ જ રડવા લાગી.

પ્રિય વાચક! આવો આપણે મદનરંજનીને તેના હૃદયના ભારને ખાલી કરવાનો અવસર આપીને એકવાર મહારાણી સાવિત્રીની સંભાળ લઈ આવીએ. અત્યારે તે ક્યાં છે અને શું શું કરી રહી છે, તેની તપાસ કરવાની આપણને ખાસ જરૂર છે. કારણ કે તેની સાથે પણ આપણી આ વાર્તાનો સંબંધ બહુજ નિકટનો જોડાયલો છે.

પ્યારી અને ભામાને સાથે લઇને મહારાણી સાવિત્રી પોતાના દીવાનખાનામાં જઈ પહોંચી અને ત્યાં બેઠા પછી તરેહ તરેહની વાતો કરવા લાગી. કુમારની સર્વ હકીકત પ્યારી અને ભામાને કહી સંભળાવીને સાવિત્રીએ તેમની સલાહ લીધી અને ઘણીવાર સુધી એ વિષયમાં બીજી કેટલીક વાતચીતો પણ થતી રહી. ભામાએ એવી સલાહ આપી કે, "કુમારને રોકતાં અને રાણી શ્રીમતી તથા રાજબાળા ચન્દ્રકળાને અહીં લાવતાં પહેલાં એક પત્ર લખીને રાણી શ્રીમતી તથા ચંદ્રકળાના નામ પર મોકલાવી દો કે જેથી તેમના મનમાં જરા ધીરજ બંધાય. કારણ કે સોમદત્તે કૃષ્ણપુરનું રાજ્ય મેળ-

વવાની લાલસાથી ત્યાં આગળ અવશ્ય કોઈ જૂઠી અફવા ફેલાવી હશે અને સોમદત્તના મનમાં પાક્કો નિશ્ચય થઇ ગયો હશે કે, કુમારશ્રી કોઈ પણ પ્રકારે બચી શક્યા નહિ હોય અથવા તો રાજકુમારનું અવશ્ય મરણજ થયું હશે. આ સર્વ કારણોથી તેણે કૃષ્ણપૂર જઇને જરૂર કાંઇક જૂઠાં બ્હાનાં બતાવ્યાં હશે, જે સાંભળીને રાણી તથા ચંદ્રકળાને અવશ્ય ઘણોજ ખેદ થયો હશે. વખતે રાજકુમારના મરણના સંવાદ સાંભળીને તેઓ પોતાના પ્રાણ ખોઈ દેતો તેમાં પણ કાંઇ અજાયબી જેવું નથી. એક તો રાજા શ્રીદત્તજીના મરણથી તેમના હૃદય પર અસહ્ય આઘાત થયો હતો અને તેના યોગે તેઓ ઘણીજ શોકાન્વિત બની ગઇ હતી. તેમાં વળી કુમારના આવા શોકકારક સમાચાર સાંભળીને તેઓ કદાચ આપઘાત કરે તો તે પણ સર્વથા સ્વાભાવિકજ છે. પુત્ર અને ભાઇના મૃત્યુના સમાચાર સાંભળીને કઇ અબળાનું હૃદય સ્થિર રહી શકે વારૂ! સંસારમાં માતા અને ભગિનીનું ખરૂં સુખ કેવળ પુત્ર અને ભાઈ જ છે. જ્યારે તે સુખ નષ્ટ થઇ જાય ત્યારે તેમની દશા ઘણીજ શોચનીય થઇ જાય તો તેમાં કાંઇ નવાઈ જેવું નથી. કુમારના સમાચાર સાંભળીને તેમની કોણ જાણે કેવી વિચિત્ર દશા થઇ હશે, તેની કલ્પના પણ આપણાથી સહજમાં થઈ શકે તેમ નથી. કારણ કે આ સંસારનો એક એવો અવિચળ નિયમછે કે, મનુષ્ય માત્ર પોતાના દુઃખ સિવાય બીજાના દુઃખને જાણી શકતુ જ નથી. સૌભાગ્યવતી લલના વંધ્યાના વિકટ દુઃખને જાણી શકતી નથી. ચક્ષુમાન મનુષ્ય આંધળાના દુઃખને સમજી શકતાં નથી. ધનવાન મનુષ્યો દરિદ્રના દુઃખનો અનુભવ મેળવી શકતાં નથી. રોગીના દુઃખની અસર ભોગી મનુષ્યથી સમજી શકાતી નથી. એતો જેને વીત્યું હોય છે તેજ જાણી શકે છે. જેમણે એશઆરામમાં આખી જીંદગી વીતાડી છે, દુઃખ એવી વસ્તુનું નામ પણ સાંભળ્યું નથી, એવા મનુષ્યને વસુના વેદનાથી પીડાયલા મનુષ્યના દુઃખનો ખ્યાલ પણ આવી

શકતો નથી. માટે રાજમહિષી ! આ સર્વે બાબતોનો વિચાર કરીને રાણી શ્રીમતી તથા ચંદ્રકળા પર એક નનામું પત્ર મોકલી આપો કે જેથી તેમના હૃદયને કાંઇ આશ્વાસન મળે અને તેમના મનનું દુઃખ ટળે. જ્યારે તેમને આ પત્ર મળશે ત્યારે સોમદત્તની વાત પર તેઓ જરા પણ વિશ્વાસ લાવશે નહિ, પણ ઉલટી તેને ધિક્કારવા લાગશે તથા તેનો નાશ કરવાના યત્નો પણ આરંભી દેશે. તેઓ પોતાના જીવનું રક્ષણ કરવા માટે તૈયાર થશે અને સોમદત્તની દગાબાજીથી નિરંતર સાવધ રહેશે. ”

ભામાની આ સલાહ સહુને બહુજ પસંદ પડી. રાણી સાવિત્રીએ તરતજ તેમના નામપર એક પત્ર લખીને સુશીલાના હાથમાં આપ્યું તથા તેને પણ પ્યારી અને ભામાની માફક સાવચેત રહેવાની સખ્ત સૂચના આપી દીધી. ચાલાક સુશીલા પત્ર લઇને સત્વર કૃષ્ણપૂર ભણી રવાના થઇ અને તે સમયે પોતાની સાથે જોઇતો કેટલોક સામાન પણ લેતી ગઇ.

રાણી શ્રીમતી તથા રાજબાળા ચંદ્રકળા જ્યારે કટાર લઇને આ પ્રાણઘાત કરવાની તૈયારીમાં હતી ત્યારે જ બરાબર સુશીલાએ આવીને એ પત્ર તેમના હાથમાં આપ્યું હતું. × રાણી સાવિત્રીએ હજી સુધી કાંઇ પણ દૃઢ નિશ્ચય કર્યો નહોતો એથી તેણે પોતાનું ઠેકાણું સ્પષ્ટ શબ્દોમાં લખ્યું નહોતું. પરંતુ તેણે પોતાની સહી તરીકે જે અક્ષરો લખ્યા હતા તે તદ્દન અર્થશૂન્ય અથવા મતલબ વગરના તો નહોતાજ. રાણી શ્રીમતી અને ચંદ્રકળાએ તે અક્ષરોપર ઝાઝું ધ્યાન આપ્યું નહોતું. જો તેમણે તેટલો પરિશ્રમ વેઠીને એ અક્ષરોનો આશય તે વખતે જ પોતાના મગજમાં ઉતારી લીધો હોત તો તેમને વધારે વિડંબનાઓ વેઠવી પડત નહિ. એ પત્ર જ્યારે સોમદત્ત ગાદીપર આવ્યો હતો અને હજી બીજો જ દિવસ થયો હતો ત્યારે મહારાણી સાવિત્રીએ મોકલાવી આપ્યું હતું. એટલે આ સર્વ વૃત્તાંત તે દિવસનોજ લખવામાં આવે છે.

---

× પ્રથમ ખણ્ડના ત્રયોદશ પરિચ્છેદ જુઓ.

અમારા પ્રિય વાચકો હવે એ પણ જાણી ગયા હશે કે, શ્રીમતી અને ચંદ્રકળાને પત્ર પહોંચાડનારી દીવાનીનું રૂપ ધારણ કરીને જનાર અબળા તે રાણી સાવિત્રીની ચપળ દાસી સુશીલાજ હતી અને તેણે આવી ચાલાકીથી પોતાનું કામ કાઢી લીધું હતું.

સુશીલાના ગયા પછી રાણી સાવિત્રીએ સોમદત્તના નામપર એક બીજું પત્ર લખ્યું હતું જેનો આશય આ પ્રમાણે હતો કે;—

" નિમકહરામ, નાલાયક સોમદત્ત, શું તારી બુદ્ધિ બહેર મારી ગઈ છે ? શું તેં એમજ ધારી લીધું છે કે, આ કૃષ્ણપૂરનું રાજ્ય સદાને માટે તારાજ અધિકારમાં રહેશે ? જો એમ ધારતો હોય તો તેમાં તારી ભયંકર ભૂલ થાય છે. તું શયતાન છે. તારા દિલમાં દયા નથી. તું રાક્ષસ છે. તેથીજ તેં રાજકુમાર મહેન્દ્રને કૂવામાં ફેકીને કમકમાટી ઉપજાવે તેવી રીતે તેમનું ખૂન કર્યું છે. પણ યાદ રાખજે કે તું કૃષ્ણપૂરના સિંહાસનપર કદાપિ જપીને બેસી શકવાનો નથી. તેમજ જે મદનરંજનીને માટે તેં જીવતોડ મહેનત કરી છે તે મદન-રંજની પણ તને મળી શકવાની નથી. યાદ રાખજે કે હવે તારે માથે મરણનું ચક્કર ફરી રહ્યું છે. પાપી ! ચાંડાલ ! શું તને એક મહા વિદ્વાનના આ વચનો પણ યાદ ન રહ્યાં કેઃ—

" શોખી શરારત મત કરો ફના સમઝા બસેખા હય યહાં;
જો જો દિખાવે ઔરકો વોહ આપહી દેખે વહાં:
ખોટી ખરી જો કુછ કે હય, તિસ્કા પરેખા હય યહાં;
જો જો બુરા તુલતા હય દિલ તિલલિકા લેખા હય યહાં;
કલજુગ નહીં કરજુગ હય યહે યાં દિનકો દે ઓર સત લે:
ક્યા ખુબ સૌદા નકદ હય ઈસ હાથ દે ઈસ હાથ લે; "

* * * *

" જો ઔરકી બસ્તી રખે ઉસ્કાભી બસતા હય પુરા;
જો ઔરકો મારે છુરી ઉસ્કો ની લગત્તા હય છુરા;
જો ઔરકી તોડે ઘડી ઉસ્કા ભી ટુટે હય ઘડા;

જો ઔરકી ચીને બદી ઉસ્કા બી હોતા હય બુરા;
કલજુગ નહીં કરજુગ હય ય્હે યાં દિનકો ઔર રાત લે;
કયા ખુબ સૌદા નકદ હય ઇસ હાથ દે ઇસ હાથ લે. *

દુરાત્મન્ ! જો તેં આટલાં વચનો યાદ રાખ્યાં હોત તો તારા ચિત્તમાં કદાપિ પાપી વિકારોનો પ્રવેશજ ન થાત. પણ હવે તું ધર્મની મર્યાદાને ઓળંગી ગયો છે, પાપના કૂપમાં ડુબી ચૂક્યો છે. જો હજી પણ તું તારૂં કાંઈ પણ ભલું ઇચ્છતો હો તો, તારા કાળા હાથ પગ અને કાળાં મુખને એક ગર્ધવપર સ્વારી કરાવીને શરીર સહિત કૃષ્ણ-પૂર નગરમાંથી બહાર નીકળી જા નહિ તો એક માસની અંદર તારી પૂરી દુર્દશા થશે. અમે તારી બધી બદમાશીઓ જાણી ગયા છીએ.

---

* આ વચનો ઉર્દૂ ભાષાના નામાંકિત કવિ નઝીરનાં છે અને તેનો આશય આ પ્રમાણે છે કે;

" અભિમાન, લુચ્ચાઇ, દગો ફટકો એ બધાનો બદલો મળે છે અને જે બીજાની સાથે કરે તેજ પોતાને ઊંચકવું પડે છે. ખોટું ખરૂં પારખવાની આ દુનિઆ એક કસોટી છે, અરે એમાં જે જે ખોટું તોળાય છે, તેના એક એક તલનો હિસાબ આપવાનો છે. આ કલિ-યુગ નથી; પરંતુ કરજુગ ( કર અને જો ) રૂપી છે. અહીં દિવસે આપી રાત્રે વસુલ કરવાનું છે. એના જેવો રોકડ વ્યાપાર કોઇ પણ નથી કે જેમાં આ હાથે આપી આ હાથે લેવાનું છે.

* * * *

" જે બીજાની વસ્તી રહેવા દેશે તો તેનું પણ એક પરૂં વસ-વાનું જ. જે બીજાને છરી મારશે તો પોતાને પણ છરી લાગશે જ. જે બીજાની પાણીની નાની સરખી ઘડી ફોડશે તો તેનો પણ ઘડો ફૂટવાનો જ, અને જે બીજાની ભૂંડાઇ ઇચ્છશે તેનું અવશ્ય બૂરૂં થવાનું જ. આ કલિયુગ નથી; પરંતુ કરજુગ ( કર અને જો ) છે. જે દિવસે આપી રાત્રે લેવાનું છે. આ વ્યાપાર તો કેટલો બધો રોકડો છે કે આ હાથે આપી આ હાથે જ લેવાનું છે. "

હવે તારાથી એક ક્ષણ પણ ટકી શકાય તેમ નથી, જો તું તારા જીવની રક્ષા કરવા ઇચ્છતો હો, તો આ અમારા પત્રરૂપ હુકમથી તાબડતોબ કૃષ્ણપૂર નગરને ખાલી કરીને બીજે ગમે ત્યાં ચાલ્યો જા. જો આમ કરવામાં જરા પણ વિલંબ થશે, તો યાદ રાખજે કે તેથી તારી ભયંકર ખુવારી થશે અને કદાચ તારા શરીરમાંથી ખૂનની નદીઓ પણ વહેશે. ”

તારો કરાળ કાળ—
કુરલી મગ
મા પરા નર ”

આ પ્રમાણે પત્ર લખી મહારાણી સાવિત્રીએ પ્યારીને આપીને કહી દીધું કે;—“ પ્યારી ! કાલે તું ગમે તે ઉપાયે આ પત્ર સોમદત્તને પહોંચાડી આવજે. પણ ત્યાં જતી વખતે બરાબર સંભાળજે. કારણ કે તે બડો બદમાશ અને હરામી પુરુષ છે. માટે તેની જાળમાં ન ફસાઇ જાય. આ કામ ઘણું જ ચાલાકીનું છે, એટલા માટે તનેજ સોંપું છું સોમદત્ત પત્ર વાંચીને પ્રથમ તો બહુજ ચમકી જશે, માટે તું ત્યાં વધારે વાર રોકાઇશ નહિ. પત્ર આપીને તરતજ પાછી ચાલી આવજે.

આવા જ આશયની એક ચિઠ્ઠી રાણી સાવિત્રીએ એક બીજી કાન્તા નામક દાસી દ્વારા સોમદત્તને મોકલાવી હતી અને જે વાંચીને સોમદત્ત ઘણો જ ગુસ્સે થયો હતો અને પછી ગભરાટમાં ને ગભરાટમાંજ તે ઉંઘી ગયો હતો* તે જ દિવસે પાછી બીજું પત્ર લઇને પ્યારીને મહારાણી સાવિત્રીએ મોકલી હતી. આ પત્ર પ્રથમના પત્રથી ચારેક કલાક મોડું મળવાથી સોમદત્તને વળી બહુજ ગભરાટ થયો હતો અને પત્ર આપી જનારને પકડી લાવવાની તેણે સખ્ત આજ્ઞા આપી હતી. પણ ચાલાક પ્યારી કોઇ પણ પ્રકારે તેના પંજામાં ન સપડાતાં આબાદ છટકી આવી હતી.

---

* પ્રથમ ખણ્ડના પંચદશ પરિચ્છેદનું ૨૯૧ મું પૃષ્ઠ જૂઓ,
લેખક.

સાવિત્રી પાસેથી પત્ર લઇને પ્યારી વાંચવા લાગી અને તેણે ભામાને પણ તે પત્ર બતાવ્યું. થોડીવાર પછી પ્યારી હસીને બોલી કે;–"આપે હસ્તાક્ષર તો કાંઇક વિચિત્ર પ્રકારનાજ બનાવ્યા છે ને શું?"

સાવિત્રી હસીને કહ્યું કે;–"એનું કારણ મારવા ધારવા મૂજબ તારા જાણવામા આવીજ ગયું હશે."

પ્યારીએ કહ્યું કે;—"જી, હા. હું આપના હેતુને સારી રીતે જાણી શકી છું."

આ સાંભળીને ભામાએ કહ્યું કે;—"એ તો હું પણ પ્રથમથી જ જાણી ગઇ હતી."

સાવિત્રી કેટલીક વાર સૂધી ચૂપ રહ્યા પછી બોલી કે;—"તમે બન્ને બડી ચાલાક સ્ત્રીઓ છો. પણ સોમદત્ત ઘણો જ પાપી અને દુરાચારી પુરુષ છે અને ચંદ્રકળા હજી અવિવાહિતા કન્યા છે માટે તે નીચ તેનાપર અત્યાચાર ન ગુજારે તેની ખાસ સંભાળ રાખજો ક્યાંક એવું ન બને કે તે દુષ્ટ તેનાપર કુદૃષ્ટિ કરીને તેને પોતાની મહારાણી બનાવવાનો કુસંકલ્પ કરે."

ભામાએ કહ્યું કે:—"તેમ કરે તો તેમાં પણ શી અજાયબી છે. જે કર્મ ચંડાળ પોતાના સ્વામીની હત્યા કરતાં પણ પાછો ન હટ્યો અથવા જે નરાધમ ભયંકર દગાબાજી રચવાનું ન ભૂલ્યો, તેનો વિશ્વાસ પણ શી રીતે રાખી શકાય? હું તો એમજ ઇચ્છું છું કે જેમ બને તેમ મહારાણી શ્રીમતી તથા રાજ્યકન્યા ચંદ્રકળાને અહીં વેળાસર લઈ આવવામાં આવે એજ વધારે હિતાવહ છે."

એ ત્રણે જણીઓ વચ્ચે કેટલીક વાર સૂધી આ પ્રમાણે તરેહ તરેહવારની સલાહ થતી રહી. ત્યાર પછી મહારાણી સાવિત્રી રાજકુમાર મહેન્દ્ર પાસે ચાલી ગઈ અને પ્યારી તથા ભામા બન્ને જણીઓ મદનરંજનીના નિવાસસ્થાન તરફ રવાના થઇ.

## ચતુર્થ પરિચ્છેદ

# ભયંકર પાપાચાર

" જિનકી કિસીને ઇસ સમયતક ખબ્બ ભી પાઇ નહીં;
દૃષ્ટિમેં આતી નહીં ઉનકી નિશાની ભી કહીં:
કોઇ નહીં સાથી ચતુર, અજ્ઞાનિયોં કી ધૂમ હય;
મંજિલ કહાં ? જાના કિધર ? યહ ભી નહીં માલૂમહય;
મલિનતા છાઈ હુઈ પાતા ન ઉત્તમ થલ કહીં;
ખોલકર આંખે કભી અપની દશા દેખી નહીં. "



ભગવાન સવિતાનારાયણ અસ્તાચલમાં પ્રવેશ કરી ચૂક્યા હતા; ભગવતી સંધ્યાદેવી રક્તવર્ણનો વેશવિન્યાસ ધારણ કરી, વસુધા સુન્દરીનો સાક્ષાત્કાર કરવાના ઉદ્દેશથી ધીમે ધીમે હંસગતિથી પશ્ચિમાકાશમાં પ્રવેશ કરવા લાગી હતી. વ્યવસાયી જનો પોત પોતાના ગૃહ તરફ આવવાને ઉત્કંઠિત થઇ રહ્યા હતા અને વિવિધ પ્રકારનાં રંગબિરંગી પક્ષિયો સમગ્ર દિવસના પરિશ્રમથી ક્લાન્ત બનીને પોતાના માળા તરફ ઉડવા માંડયાં હતાં. ધીમે ધીમે સૂર્યનો પ્રકાશ મંદ થતો જતો હોવાથી તેના સામ્રાજ્યપર પોતાના અધિકારના વિસ્તારનો ભયાનક અંધકાર અગાધ પરિશ્રમ કરી રહ્યો હતો; પરંતુ હજી સંધ્યાદેવીનું સામ્રાજ્ય સ્થપાયલું હોવાથી નિશાદેવીના પ્રબળ સહચર અંધકારનો તે પરિશ્રમ તેનાપર પોતાના વિજય મેળવવાને ભાગ્યશાળી થઇ શકયો નહોતો. નીલનભો-મંડળ અદ્યાપિ સર્વથા સ્વચ્છ કિંવા પરિષ્કૃત હતું; તેમાં ગૌરવમાં વિઘ્ન નાખનાર અંધકારનો તેનાપર કશો પણ અધિકાર સ્થાપિત થઇ શકયો નહોતો.

આ સમયે કૃષ્ણદુર્ગ શહેરની સમીપમાં આવેલા એક ઘટાદાર

અરણ્ય અંતર્ગત ઉદ્યાનના એક અતિ મનોહર તથા સુશોભિત સંગે મરમરના ઓટલાપર બે તરુણ જનો બેસીને નિમ્ન લિખિત વાર્તાલાપ કરી રહ્યા હતાઃ—

પ્રથમ યુવકે પોતાના સહચર તરુણને ઉદ્દેશીને કહ્યું કે;–"વિજય, આજની સંધ્યા મને અત્યંત મનોહર જણાય છે. ઉદ્યાનમાં વિકસેલાં વિવિધ પ્રકારનાં નાનારંગી પુષ્પો મારાં નયનોને અત્યંત શીતળતા આપે છે તથા મંદ મંદ વ્હેતા આ વસંતઋતુનાજ શાંત સમીર મારા સર્વાંગપર એક પ્રકારના મોહનમંત્રનો આઘાત કરી મને આનંદના સાગરમાં નિમજ્જન કરવાની ચેષ્ટા કરી રહ્યો છે; કિન્તુ એક દારુણ દુશ્ચિન્તા અથવા તો વિપરીત સ્મૃતિ મારા તે સર્વ આનંદને રસાતળમાં મૂકી દેશે કે શું? એવી જ આશંકા મારા હૃદયમાં વારંવાર થયા કરે છે અને તેના યોગે સર્વદા હું ભયભીત રહ્યા કરૂં છું. અગાધ સંપત્તિનો સ્વામી હોવા છતાં તે સ્મૃતિ મને હું છેક દરિદ્ર હોઉં એવો ભાસ કરાવ્યા કરે છે. વિશાળ રાજ્યનો કર્ત્તા હર્તા અને ભાગ્યવિધાતા હોવા છતાં જાણે હું એક માર્ગનો ભિક્ષુક હોઉં, એવો જ મારા મનમાં સંદેહ રહ્યા કરે છે. અનેક કોમળાંગી કામિનીઓ, વારવિલાસિની વારાંગનાઓ તથા પ્રેમમુગ્ધા મોહિનીઓના પ્રણયનો ઉપભોગ કરવા છતાં મારી પ્રણયપિપાસા સર્વથા અતૃપ્ત જ રહ્યા કરે છે. જ્યારે મને એ દુઃખમય સ્મૃતિનું સ્મરણ થઇ આવે છે, ત્યારે મારા હૃદય ક્ષેત્રમાં, વસંતઋતુના આગમનથી જેવી રીતે કોઈ નવીન પ્રકારના પુષ્પો પ્રફુલિત થઈ ઉઠે છે, તેવાંજ પુષ્પો વિકસિત થવાને બદલે નિદાઘ સમયનાં વૃક્ષો જેવી શુષ્કતા આવીને ઉભી રહે છે. મારી સકળ સુખમય સ્મૃતિઓ નિર્વાણ પામે છે અને હૃદયમાં એક પ્રકારના ભીષણ આંદોલનોનો ઉદ્‌ભવ થાય છે. પ્રિય વિજય, મારા હૃદયની આવી વિપરીત દશા થવાનું કારણ શું હશે, એનું તારાથી કોઇ પણ પ્રકારે અનુમાન થઈ શકે છે ખરૂં કે વારૂ?"

પ્રથમ યુવકનાં ઉર્યુક્ત વચનો સાંભળીને વિજય કેટલીક વાર સુધી ચૂપ રહ્યો અને ત્યાર પછી કાંઇક વિચાર કરીને બોલ્યો,-"કૃપાનાથ ! આપના હૃદયને જે સ્મૃતિ પીડિત કરી રહી છે, તે સ્મૃતિને હું જ્યાં સુધી જાણી શકું નહિ, ત્યાં સુધી મારાથી એ વિષયમાં કોઈ પણ પ્રકારનું અનુમાન શી રીતે કરી શકાય વારૂ ? આપ કૃપા કરીને કહો જોઇએ કે, આપના હૃદયમાં કઈ શંકા પિશાચિકાએ પ્રવેશ કરીને આપના હૃદયની આવી વિપરીત દશા કરી દીધી છે ? જો હું આપ શ્રીમાનના આશયને બરાબર સમજી શકીશ તો તેનો યોગ્ય ઉપાય દર્શાવવામાં કશી પણ ન્યૂનતા આવવા દઈશ નહિ,"

પ્રથમ યુવકે ગંભીરતાથી કહ્યું:--"વિજય ! એ વાર્ત્તાનું સ્મરણ કરતાં પણ મારા શરીરમાં કંપનો આવિર્ભાવ થાય છે, મારાં ગાત્ર શિથિલ થઈ જાય છે. તેમ છતાં જ્યારે તારી મારી તે સ્મૃતિને જાણવાની જ ઇચ્છા છે, ત્યારે હું સંક્ષેપમાં જ મારા તે વૃત્તાંતનો તારી સમક્ષ સ્ફોટ કરવાનો પ્રયત્ન કરૂં છું. સાંભળ, આજથી એકાદ માસ પહેલાં મેં રમણનામક એક યુવકને મારા મનનું હરણ કરનારી કાત્યાંયની નામક એક અનુપમા અબળાને મારી સમક્ષ લઇ આવવાની આજ્ઞા કરી હતી, પરંતુ તે હઠાગ્રહી રમણે મારી આજ્ઞાનો અસ્વીકાર કરી મારૂં અત્યંત અપમાન કર્યું હતું, આથી મેં ક્રોધાધીન થઈ એક હત્યારા દ્વારા તેના ઉન્મુક્ત કૃપાણથી તેનો ઘાત રાજમહાલયના વિચારાલયમાંજ કરાવી નાખ્યો હતો અને ત્યાર પછી મેં સારાસારનો કશો પણ વિચાર કર્યા વિના તેના ગૃહપર જઇને તેની પત્નીને રમણના મૃત્યુવશ કરવાના સામાચાર કહી તેને મારી પ્રણયભાગિની થવાની યાચના કરી હતી; પરંતુ તેણે મારા પ્રણયનો સ્વીકાર કરવાની વાર્તા તો દૂર પણ મને તેનાથી સર્વથા વિપરીત પરિણામ તે અતુલ બળ ધારિણી લલનાએ બતાવી આપ્યું હતું. તેણે પોતાના પતિના ઘાતનાં સંવાદ સાંભળી મારાપર અભિશાપની વૃષ્ટિ વર્ષાવી હતી, મને અનેક

પ્રકારનાં કટુ વચનો કહી સંભળાવ્યાં હતાં, મારા પર તેણે એક પ્રકારનો વિષમ તિરસ્કાર દર્શાવ્યો હતો તથા સાક્ષાત્ ચંડિકાનું સ્વરૂપ, ધારણ કરીને તે મારાપર ક્ષુધાતુરા સિંહીની પેઠે કૂદી પડી હતી, મેં મારા રક્ષણને માટે તેને પ્રથમ તો અનેક પ્રકારનાં પ્રલોભનો આપ્યાં હતાં, તેને મારી મહારાણી બનાવવાનું વચન આપ્યું હતું; પરંતુ તેમ છતાં જ્યારે તે તેના તરફ કશું પણ લક્ષ્ય આપ્યા વિના કેવળ મારો પ્રાણ લેવાને જ તૈયાર થઈ હતી, ત્યારે મેં તેનાપર એક લત્તાપ્રહાર કર્યો હતો. તથા તેના નારીસન્માન અથવા તો પવિત્ર પાતિવ્રત્યનો ભંગ કરવાનો નિશ્ચય કર્યો હતો. આ સમયે એક અદૃશ્ય વ્યક્તિએ મને ઉદ્દેશીને જે વાક્યો કહ્યાં તે સાંભળીને હું તદ્દન દિગ્મૂઢ બની ગયો હતો, મારૂં મેબળ ચળિત થઈ ગયું હતું અને મારા હૃદયમાં ભયનો સંચાર થયો હતો; આથી હું તેનાપર મારે કશોય અધિકાર જમાવી શક્યો નહોતો. કારણ કે, તે સમયે હું બેભાન થઇને પૃથ્વીપર ગબડી પડ્યો હતો, મારૂં ચૈતન્ય નષ્ટ થયું હતું, અને મારા હૃદયમાં ગ્લાનિ ઉત્પન્ન થઈ હતી; એ સર્વ સુયોગોનો લાભ લઇને રમણની પત્ની ક્યાંક ચાલી ગઈ હતી, હું પણ પ્રભાત સુધી તેના ઓરડામાં પડી રહ્યો હતો. પ્રભાતમાં શય્યાપરથી ઉઠીને મેં જોયું તો હું તદ્દન બેભાન અવસ્થામાં પડેલો જણાયો. તે સમયે મારા શરીરનાં વસ્ત્રોનું પણ કશુંય ભાન રહ્યું નહોતું; મારી આસપાસ દસબાર પોલિસો ઘેરાઇને ઉભા હતા, તેઓ મને થાણાપર લઇ જવાના વિચારમાં જ હતા, પરંતુ મારો પરિચય મળવાથી તરત જ મારી આજ્ઞાથી તેઓ તરતજ તે ઓરડાનો ત્યાગ કરીને અન્યત્ર ચાલ્યા ગયા હતા. આ સમયે હું રમણની પત્નીનો પત્તો મેળવી શક્યો નહોતો. મેં તે મનોહરા પ્રમદાનું મુખ રાત્રે જોયેલું હોવાથી તથા તે વેળાએ મારૂં મન વિવાદમાં ગુંથાયેલું હોવાથી મને સ્ત્રીનો પત્તો નજ મળ્યો એથી લાચારીથી હું મારા મહાલયમાં ચાલ્યો આવ્યો તે ઘટના બન્યાને આજે લગભગ એકાદ માસનો અવધિ થઇ

ગયો છે. તેમ છતાં પણ મારા હૃદયમાંથી તેનું લેશ માત્ર પણ વિસ્મરણ થયું નથી. તેની સ્મૃતિએ મારા મસ્તિષ્કમાં ઉન્માદરોગનો વ્યાધિ લાગૂ પાડી દીધો છે; જ્યાં સૂધી મને એ અલૌકિકરૂપસંપન્ના સુંદરીની પ્રાપ્તિ નહિ થાય, જ્યાં સૂધી હું એ મનોહારિણી માનિનીના કંઠ પ્રદેશને મારા બાહુ યુગલથી વેષ્ટિત નહિ કરી શકું અને જ્યાં સૂધી વિશ્વવિમોહિની લલનાના મન્મથમંદિર પર મારા હૃદયરાજ્યની સ્થાપના નહિ કરી શકું; ત્યાં સૂધી મારા આ સૌન્દર્યલોલુપ ચિત્તને કદાપિ શાન્તિ મળી શકવાની નથી. વિજય, એ લાવણ્યમયી સુન્દરીની સ્મૃતિએજ મારા હૃદયમાં એક પ્રકારનું આંદોલન ઉપસ્થિત કરી દીધું છે. મને અત્યંત ઉન્મત્ત બનાવી દીધો છે. કહે જોઇએ વિજય તું મારી એ રંભાતુલ્ય પ્રેમિકાને મેળવી આપવાને શક્તિમાન થઇ શકીશ ખરો કે ?"

"તું એક અત્યંત સુન્દર અને સદ્‌ગુણી પુરુષ છે. તેં તારા એ બે મહત્ ગુણોના યોગેજ મારા પ્રેમને સત્વર પ્રાપ્ત કરી લીધો છે. અતિ અલ્પ અવકાશમાં તારી સાથે મારૂં મન આટલું બધું મળી ગયું છે, તેનું મુખ્ય કારણ તારી સુંદરતા જ છે. એક તન્વી કિશોરી જે લાવણ્યનો અધિકાર પ્રાપ્ત કરવાને સર્વથા અશક્ય છે તે સૌન્દર્યને તું પુરુષ હોવા છતાં પ્રાપ્ત કરી શક્યો છે એ જોઇને મને અત્યંત આશ્ચર્ય થાય છે. વિધાતા તને આવું રૂપ આપવાને શા કારણથી લલચાયો હશે, હશે, એ મારાથી કોઇપણ રીતે સમજી શકાતું નથી. પણ અત્યારે એ વિષયની આલોચના કરવાનો સમય ન હોવાથી હું કેવળ મારી ઇચ્છાને જ તારી સમક્ષ પ્રદર્શિત કરૂં છું. માટે કહે જોઇએ, કે તું રમણની પત્નીને મારી પાસે લાવી શકીશ ખરો કે નહિ વારૂ ?"

કેટલીક વાર સૂધી વિચાર કરી વિજયે ઉત્તર આપ્યું :—"મહારાજ, આપની એ આજ્ઞાને ફળભૂત કરવાને આપનો આ સેવક સર્વથા તત્પર છે. પરંતુ તેમ કરવામાં મને અમુક અમુક પ્રકારની સહાયતાઓ જોઇશે, તે આપવાની આપ કૃપા દર્શાવશો ખરાતે વારૂ?

મારા એકલાની સહાયતાથી રમણુની પત્ની પ્રાપ્ત થઈ શકે એવી સંભાવના જ નથી, કારણ કે, રમણુનો પક્ષ એવો તો પ્રબળ છે કે. જો તે પક્ષકારો તેની સ્ત્રીપર થતા આવા અત્યાચારની વાર્ત્તા સાભળશે તો પછી મારી જીવનરક્ષાનો એક પણ ઉપાય અવશિષ્ટ રહેશે નહિ."

પ્રથમ યુવકે આશ્ચર્યાન્વિત થઈને પરમ ઉત્સુકતા દર્શાવતાં પૂછયું:–"વિજય, હું તને સર્વ પ્રકારની સહાયતા આપવાને તૈયાર છું. જ્યાં સુધી મારા વપુમાં રક્તનો લેશમાત્ર પણ સંચાર હશે, ત્યાં સુધી મારા રાજ્યનું એક પણ મનુષ્ય તારા શરીરનો સ્પર્શ કરવાનું સાહસ કરી શકશે નહિ. પરંતુ હું નથી સમજી શકતો કે, તુ મારી પાસેથી કેવા પ્રકારની સહાયતા લેવાની ઈચ્છા ધરાવે છે? માટે કહે જોઇએ કે, તને શી સહાયતા જોઇએ છે! જો તું મારૂં આ કાર્ય કરી આપવાની હિમ્મત ધરાવતો હોય તો હું મારો સમગ્ર દ્રવ્યભંડાર અને સમસ્ત સૈન્ય પણ તારા અધિકારમાં સુપ્રત કરવાને તૈયાર છું."

"પ્રભુ, આ ઘટના અત્યંત ભયભરેલી છે. પરસ્ત્રીનું અપહરણ કરી લાવવું એ કાંઈ નાની સૂની વાર્ત્તા પણ નથી, મને એકવાર નહિ પણ ઘણીવાર એવા અનુભવો મળ્યા છે કે, જેના યોગે હું પણ આવી વિડંબનાઓમાં આવી પડયો છું. પરંતુ આપને માટે પુનઃ એવી એક આપત્તિને મારા શિરપર વ્હોરી લેવામાં મને કશો પણ વાંધોજ નથી. આપની ઈચ્છાને પૂર્ણ કરવી એ મારો મુખ્ય ધર્મ છે. આપની પાસેથી હું બીજી કોઈ પણ વસ્તુ માગવા ઇચ્છતો નથી. પરંતુ જો કદાચ રમણુના પક્ષવાળાઓ મારા પ્રાણુ લેવાને તૈયાર થાય તો ફક્ત આપના તરફથી મને અમુક સૈન્યની સહાયતા મળવી જોઇએ, એવી મારી ઈચ્છા છે. તે સૈન્યદ્વારા હું રમણુના ગમે તેવા પ્રબળ પક્ષને પળમાત્રમાં ચૂર્ણ વિચૂર્ણ કરી નાખીશ. કહો, આપ મારી એ યાચનાનો સ્વીકાર કરી શકશો ખરા કે?"

યુવકે ઉત્તર આપ્યું:—"પ્રિય વિજય, તું આવી એક નજીવી

વાતમાં આટલો બધો શંકાશીલ શા માટે બની ગયો હતો. હું મારી મનોહારિણી અંગનાની પ્રાપ્તિને માટે સૈન્ય તો શું, પરંતુ મારા સમસ્ત સામ્રાજ્યને વિધ્વસ્ત થતું હશે તો તેમ પણ થવા દઈશ. તારી એ યાચનાનો સ્વીકાર કરવાને હું સર્વથા પ્રસ્તુત છું અને અત્યારથી જ તને મારા વિશાળ સૈન્યના સહાયકારી સેનાપતિના સ્થાનપર આરૂઢ કરૂં છું. જો તું રમણુની પત્નીને મારી સેવામાં હાજર કરીશ, તો તને હું સેનાપતિના પદપર સ્થાપવામાં લેશમાત્ર પણ સંકુચિત થઈશ નહિ. પરંતુ હાલમાં રમણની સ્ત્રી કયાં છે અને તેણે કોનો આશ્રય લીધોછે, તે વિષયમાં તું કાંઈ પણ સમાચાર મેળવી શક્યો છે ખરો કે? મારા ધારવા પ્રમાણે તો તે હજી કૃષ્ણનગરના તેના કોઈ કુટુંબીના ગૃહમાં છૂપાઈ રહી હશે, એટલે તેનો પત્તો મેળવવામાં તને વિશેષ વિલંબ લાગશે નહિ.”

“ના, રાજાધિરાજ, આપનું એ અનુમાન સત્ય નથી. તે અત્યારે કોઈ એક પુણ્યશાળી યોગી તથા યોગિણી દંપતિ સાથે યોગિણીનાં વસ્ત્રો ધારણ કરીને વૃંદાવનભણી શ્રી કૃષ્ણ પરમાત્માના દર્શનાર્થે ચાલી ગઈ છે, એવું ખાત્રી પૂર્વક મારા સાંભળવામાં આવી ગયું છે. મારે તેની તપાસ માટે યોગીનો વેશ જ ધારણ કરવો પડશે. કારણ કે, તેમ કરવાથી તેનો પત્તો બહુજ સરળતાથી મળી શકશે અને મને તેના સંસર્ગમાં રહેવાનો અવસર પણ સહજમાં પ્રાપ્ત થઈ શકશે.”

“ત્યારે શું તું યોગીનો વેશ લેવા ઈચ્છે છે?”

“જી, હા. આપ મારા પરમ મિત્ર છો. મિત્રના કાર્યને માટે અનેક પુરુષોએ પોતાના પ્રાણની આહુતિ આપવાની પણ ઉદારતા દર્શાવી છે, પોતાના જીવને ભયંકર જોખમમાં નાખવાનું સાહસ કર્યું છે, તો પછી મારા જેવા એક સાધારણ પુરુષે યોગીનો વેશ ધારણ કરવો એ શું આપને આશ્ચર્યનો વિષય ભાસે છે? મહારાજ, જો આપના મનમાં એવા વિચારો આવતા હોય તો તેને પ્રથમથાજ

દર્શાવી દેજે. કારણ કે, આ વિજય સમય આવ્યે આપના કલ્યાણ માટે પોતાના જીવનનો પણ ઉત્સર્ગ કરી શકે તેમ છે. જો હું યોગીનો વેશ ધારણ કર્યા વિના જ રમણરાયની પત્ની મનોહરાનો પત્તો મેળવવા જઈશ અને કદાચિત્ એ વાર્ત્તા તેના જાણવામાં આવી જશે તો મારા સર્વ પ્રયત્નો નિષ્ફળ નિવડશે અને આપની અભિલાષા પણ પૂર્ણ થઈ શકશે નહિ. રમણની પત્ની મને બહુજ સારી રીતે ઓળખે છે અને હું તેને ત્યાં અનેકવાર જઈ આવ્યો છું. તે ખરેખર એક અપ્રતિમ અબળા છે, એ તો સર્વથા નિર્વિવાદ જ છે; પરંતુ તે જેવી સુંદરી છે, તેવી જ બુદ્ધિમતી છે. એ વિદુષી અને વિદ્વતાસંપન્ના વનિતાને સહજમાં પ્રાપ્ત કરી શકાય તેમ ન હોવાથી જ મેં આ યોગીનો વેશ ધારણ કરીને તેના ચિત્તને આપનામાં આસક્ત કરવાના માર્ગને અધિક પ્રશસ્ત ધાર્યો છે.”

“પરંતુ, જ્યારે તે એવી વિદુષી અને બુદ્ધિમતી ભામિની છે અને તેણે સંસારના અનેક પ્રકારના અનુભવો મેળવ્યા છે, ત્યારે તું તેને તારી કઈ યુક્તિ દ્વારા તારા અધિકારમાં લાવીશ, એનો તો મારા મનમાં સંદેહ જ થયા કરે છે.”

“એમાં સંદેહ લાવવાનું કશું કારણજ નથી. કારણ કે, સ્ત્રીઓનો એક સ્વાભાવિક સ્વભાવજ એવા પ્રકારનો હોય છે કે, તેઓના ચિત્તપર કોઈ પણ પ્રકારના અધિકારનો વિસ્તાર કરતાં વધારે વાર લાગતી નથી. જ્યારે પરપુરુષની પ્રાપ્તિ થાય છે, ત્યારે જ તેમના ચિત્તમાં શાંતિ વળે છે. જ્યાં સુધી તેને તે ઇચ્છિત પુરુષનો સંયોગ થતો નથી, ત્યાં સુધીં તેમના ચિત્તમાંથી કામ વિકારની વાસનાનો લેશમાત્ર પણ ભંગ થતો નથી. મનોહરા એક અતિ રસજ્ઞા લલના છે એ પણ હું સારી રીતે જાણું છું, તેથી તેની પાસે તેવી જ વાર્ત્તાઓ કરવાથી તે સહજમાં આપની મહારાણીના પદનો સ્વીકાર કરવાને તત્પર થઇ જશે. રમણ એક શુષ્ક વૃત્તિનો અરસિક પુરુષ હોવાથી તેના મનમાં પ્રથમથી જ તેના

પ્રતિ એક પ્રકારના ધિક્કારની ભાવના ઉદ્ભવી હતી અને તે તેનો ત્યાગ કરીને અન્ય કોઈ કાર્તિકેયના સમાન સુંદર ભરથારના શોધમાં જ નિમગ્ન હતી; એવામાં આપે રમણની હત્યા કરી એથી તે પોતાના મનમાં ઘણીજ પ્રસન્ન થઇ હશે. અને અન્ય કોઇ પણ સુંદર પતિની પ્રાપ્તિ માટે જ તેણે યોગિનીનો પોશાક ધારણ કર્યો હશે. જો આપે તેને ગુપ્ત રીતે આપની મહારાણીના પદપર સ્થાપિત કરવાનું કહ્યું હોત, તો તે કદાપિ આપનું આવું અપમાન કરત નહિ. પરંતુ તેના પતિની હત્યા કરીને આપે તત્કાળ તેનાપર જે બળાત્કાર કર્યો, તેના યોગેજ તે આપના પ્રેમનો અનાદર કરી, આપનું અપમાન કરી અન્યત્ર ચાલી ગઇ છે. સ્ત્રીઓ પરીક્ષા કરવાના ઉદ્દેશથી કેટલીકવાર એવા પ્રકારના રોષભાવને પ્રકટ કરે છે અને તે પ્રમાણે મનોહરાએ કર્યું હોય તથા આપે તેના આશયને ન સમજતાં એકદમ તેનાપર અત્યાચાર આદર્યો હોય તેથી તે આપને એક અરસિક, ક્રોધિત અને રમણી હૃદયની પરીક્ષાના અનભિજ્ઞ પુરુ ધારીને આપને ધિક્કારી કાઢવાને અગ્રેસર થઈ હોય, તો તે પણ સ્વાભાવિક જ છે, નહિ તો આપના સમાન રાજ્યાધિકારી, સંપત્તિશાળી અને સૌન્દર્ય સંપન્ન પુરુષનો ત્યાગ કરીને તે અન્યત્ર ચાલી જાય, એમ કદાપિ બને જ નહિ.

"વિજય, જો તે મનોહરનું ચિત્ત એટલી સીમાપર્યન્ત કામવિકારને વશ થયું હોય અને તેના ચિત્તમાં વિલાસિતાનો એટલોબધો ઉદ્રેક થઈ આવ્યો હોય, તો તે યોગિનીના વેશમાં વૃંદાવન તરફ શા માટે ચાલી જાય ? જે યોગી દંપતિએ તેને પોતાના સમુદાયમાં સ્થાન આપ્યું છે, તેઓ તેના ગુણની પરીક્ષા કર્યા વિના તેને એકદમ આશ્રય આપવાને તૈયાર પણ શાથી થાય ? યોગીઓ તો મનુષ્યના મનના સર્વે ઉચ્ચ કિંવા નીચ વિકારોને જાણવાને સમર્થ હોય છે, તો પછી શું જે યોગી તેને પોતાની સાથે લઈ ગયો છે, તે યોગી એ જ્ઞાનથી સર્વથા વિહીન જ હશે ? તેનામાં યોગશક્તિનો અંશ માત્ર પણ નહિ હોય ?"

"મહારાજ, એ યોગી તે વાસ્તવિક રીતે યોગીના નામને કલંક લગાડનારો એક ભયંકર ભોગી જ હતો. પોતાના 'મુખમાં રામ બગલમાં છૂરી' જેવાં વ્યાખ્યાનો આપીને તેણે અનેક નારીઓને પોતાની પાસે આવતી કરી હતી. તેની પાસે માત્ર મનોહરાજ નહિ; તેવી અનેક સૌંદર્યમયી સ્ત્રીઓ નિત્ય જતી હતી અને વ્યાખ્યાનના નિમિત્તથી સદાસૌભાગ્યવતી વેશ્યા પણ જેવાં કુકર્મો કરતાં લજ્જાશીલ બની જાય છે તેવાં પ્રકારનાં કુકર્મો કરી આવતી હતી. સારાંશ કે તે વ્યાખ્યાન સાંભળવા જતી સર્વ સુંદરીઓનો મુખ્ય ભાગ કુળવતી જારિણીઓ જ હતી, એમ કહેવામાં પણ કશો પ્રત્યવાય નથી. યોગી શરીરે અતિ સુંદર અને તરુણ વયનો હોવાથી જેવી રીતે મધપુડાની આસપાસ મધુમક્ષિકાઓ ફરી વળે છે, તેવીજ રીતે તેની આસપાસ અનેક કુળવતી લલનાઓ ફરી વળતી હતી. યોગીરાજ ભગિનીના સંબોધનથી જે સ્ત્રીને બોલાવતા હતા, તેની સાથે જ ભાર્યા તરીકેનો વ્યવહાર કરવામાં લેશ માત્ર પણ કુણ્ઠિત થતા નહોતા. ધર્મને બ્હાને તેણે અનેક ધતિંગો જગાડયા હતાં અને ધર્મ ભ્રષ્ટતાનો તેણે એક ભયંકર વ્યાપાર જ માંડી દીધો હતો. શહેરનાં નિવાસિયો આ વાર્તાને જાણવા છતાં ગાડરિયા પ્રવાહ પ્રમાણે તેને કોઈ પ્રકારે કુકર્મ કરતો અટકાવી શકયા નહોતા. અંધ શ્રદ્ધાના પ્રભાવે તેમનાથી પોતાની ભાર્યા ભગિની કે પુત્રવધૂની પવિત્રતાને નષ્ટ કરનાર યોગીનામ ધારક ભયંકર શયતાનને કશી પણ શિક્ષા કરી શકાઈ નહોતી." વિજયે પોતાની વાર્તાનો વિસ્તાર કરીને કહેવા માંડયું કે;—"મહારાજ, આમાં આપને લેશ માત્ર પણ સંદેહાન્વિત થવું નહિ, કારણ કે, અત્યારે તે ભારતભૂમિ નથી કે, જ્યાં સર્વત્ર ધર્મ, નીતિ અને પવિત્રતાનો જ વિસ્તાર હોય, વશિષ્ઠ, વિશ્વામિત્ર, વાલ્મિક, તુલસીદાસ જેવા મહાયોગીવરો અને વ્યાસ, જૈમિની, પારાશર જેવા વ્યાખ્યાનકારો કિંવા ઉપદેશકો હોય. સીતા, દમયન્તી તારા, અને દ્રૌપદી જેવી મહાસતી નારીઓનો

નિવાસ હોય. હાલમાં તો ઘણેખરે સ્થળે ધર્મના નામે ધાતંગ જગા- ડનારા સાધુડાઓજ પોતાને મહાન યોગીશ્વરના નામથી ઓળખાવવાનો પ્રયત્ન કરી રહ્યા છે, મૂર્ખ અને બુદ્ધિહીન પામર જનો પોતાનું અલ્પ અને અતિ તુચ્છ પાંડિત્ય દર્શાવવાનાં ફાંફાં મારી રહ્યા છે અને શંખણી અથવા જારિણી સ્ત્રીઓ પોતાને સીતા અથવા દમયન્તી જેવી મહાસતી સ્ત્રીની પ્રતિસ્પર્દ્ધિની તરીકે સિદ્ધ કરવાના મિથ્યા પ્રયાસો આદરી રહી છે. ”

“ મહારાજ, જે ભૂમિમાં કેવળ પરહિતકારી અને સંસારિયોનું કલ્યાણ કરવાની ઇચ્છા ધરાવનારા ચાણક્ય, વિદુર અને શુક્ર જેવા મહાન નીતિકારો વસતા હતા, તેજ દેશમાં અત્યારે ભગવાં કપડાં પહેરી, માથું મૂંડાવી, લંગોટ ધારીને મહાન ઉપદેશક થવાનું કેટલાક પામર જનો સાહસ કરવા લાગ્યા છે. તેમનો આંતરિક હેતુ ઉપદેશ આપવાનો હોતો જ નથી, અરે ઉપદેશ આપવાની શક્તિનો તેમનામાં અંશમાત્ર પણ હોતો નથી. તેમની મનો ભાવના માત્ર પોતાની ઇન્દ્રિય લોલુપતા, કામપિપાસા અને બુભુક્ષિતા વૃત્તિને શાંત કરવાનો જ હોય છે. મારૂં કહેવું એવા પ્રકારનું નથી કે, સર્વ યોગીએ આવા જ પ્રકા- રના હોય છે, પણ તેમ છતાં હું એટલું તો અવશ્ય કહી સકું છું કે, તે લોકોનો મોટો ભાગ લગભગ એવા જ પ્રકારનો હોય છે. અને તેમનામાંનો જ આ પણ એક યોગી હોવો જોઇએ. મારી માન્યતા પ્રમાણે સમાજના તે ગંધાતા કીડા અથવા તો સાધુના આકારમાં રહેલા શયતાને જ રમણની પત્ની મનોહરાને વૃંદાવનની યાત્રાનું નિ- મિત્ત આપીને પોતાની સાથે લઈ જવાનું સાહસ કર્યું હોવું જોઇએ. તેમજ મનોહરા પણ તેના સૌન્દર્યમાં લુબ્ધ થઇને તેનો ઉપભોગ કર- વાના ઉદ્દેશથી તેની સાથે યાત્રાને બ્હાને ચાલી ગઈ હોવી જોઇએ. પણ ચિન્તા નહિ, હું કોઈ પણ પ્રકારે તેને અલ્પ અવધિમાં જ આપની સેવામાં રજૂ કરીશ. જો આપ મને જોઇતાં સાહિત્યો પૂરાં

પાડશો તો પછી તેની સાથે આપનો સાક્ષાત્ કરાવી આપવામાં મને કશોય વિલંબ લાગશે નહિ. ”

“ સૈન્ય ઉપરાંત તને શી શી જરૂર પડશે વારુ ? ”

“ પ્રથમ તો વિશેષ કાંઈ પણ આવશ્યકતા નહિ પડે, ફક્ત થોડુંક દ્રવ્ય હશે તો પણ ચાલી શકશે. ”

“ તેને માટે હું તને સર્વ વ્યવસ્થા કરાવી આપીશ. પણ તું હવે મારા તે મહત્ કાર્યની સિદ્ધિ માટે અહીંથી આવતી કાલેજ પ્રયાણ કરી શકીશ, ખરો કે ? ”

“ ઘણી જ ખુશીથી. પરંતુ હવે મારે ત્યાં જવાની કેટલીક તૈયારીયો કરવાની હોવાથી હું અહીંથી વિદાય થવા ઇચ્છું છું. દ્રવ્ય-માટે પ્રભાતમાં આપને મળીશ અને ત્યાર પછી મનોહરાના શોધ માટે વિદાય થઇશ. ”

“ ભલે બહુ જ સારૂં. ”

“ ત્યારે હવે હું વિદાય ઇચ્છું છું. ”

“ સારૂં, પરંતુ આવતી કાલે જવાના નિશ્ચયમાં લેશ માત્ર પણ પરિવર્તન ન થવું જોઇએ. ”

“ પ્રભુ, આ કાયામાં જ્યાં સૂધી જીવ હશે, ત્યાં સૂધી તેમ બનશે નહિ. ” આમ કહીને વિજયસિંહ ત્યાંથી વિદાય થયો. વિદાય થતી વેળાયે તે પોતાના મનમાં જ કહેવા લાગ્યો કે;—“ મૂર્ખ સોમદત્ત, સોનાના સંસારમાં અનેક પ્રકારના ઉત્પાતો ઉત્પન્ન કરવા છતાં પણ તારા હૃદયને શાંતિ નજ મળી કે ? કૃષ્ણપૂરના સર્વસત્તાધિશનું ભયાનકતાથી ખૂન કરવા છતાં, તેના રાજ્યને પચાવી પાડવા છતાં, તેની માતાને વેરાનવાસિની બનાવવા છતાં તારા માયાવી હૃદયમાં દયાનો સંચાર ન થયો તે ન જ થયો. અનેક સ્વધર્મપરાયણા આર્ય અબળાઓના સતીત્વને ધૂળમાં મેળવનારા શયતાન ! તેં આ અવનીપર અવતાર

ધારણ કરીને આવાં કાળાં કામ કેમ કરવા માંડયાં છે. નિર્દોષી રમણનો ઘાત કરાવી તેની પત્નીને તારા અધિકારમાં લાવવાની તેં જે ભાવના રાખી છે, તે ધારણાને ધુળમાં મેળવવા માટે જ આ વિજયે તારી મિત્રાચારી બાંધી છે, તારૂં કાર્ય કરી આપવાના આશ્વાસનમાં જ તેં મારા કાર્યની સિદ્ધિ માની લીધી છે. હું તારો સહાયક નથી, પરંતુ તારા પાપિષ્ટ શરીરને ધૂળ ચાટતું બનાવનાર તારો ભયંકર કાળ છું. હું તારી અભિલાષા પૂર્ણ કરવાના ઉદ્દેશથી મનોહરાનું પતન કરવા ઇચ્છતો નથી, પરંતુ તે તારા નાશનું એક ભીષણ કારસ્થાન જ છે. રમણરાય મારો પરમમિત્ર હતો અને તેના તરફ તેં જે દુષ્ટતા દર્શાવી છે તેના પ્રતિશોધ માટે જ મેં મારી આ મોહિની માયાનો વિસ્તાર કર્યો છે. પ્રેમાભાસના દીપકપર બળી મરતા પતંગિયા ! હું તને મારી તીવ્ર જ્યોતિથી ક્ષણવારમાં બાળીને ભસ્મીભૂત કરીશ. તારા પાપમય વપુને મારા પગ તળે છુંદી નાખીશ અને ભવિષ્યમાં બતાવી આપીશ કે વિજયની વિજયા શક્તિથી તારી કેવી દુર્દશા થશે. હું પ્રતિજ્ઞા લઇને કહું છું કે, જ્યારે હું મારી પ્રતિજ્ઞાને પૂર્ણ કરીશ ત્યારે જ મારા શરીરને સુંદર પોશાકથી શૃંગારીશ તથા એક આર્યધારક પુરૂષને ઘટતું વર્તન ચલાવીશ. જ્યાં સુધી મારો પ્રતિશોધ નહિ લેવાય ત્યાં સુધી હું તારા પ્રતિ શયતાન તરીકેનો વ્યવહાર જ ચાલૂ રાખીશ."

આ પ્રમાણે વિચાર કર્યા પછી વિજય પુનઃ ઊંડા વિચારમાં પડી ગયો અને પોતાના મનમાં જ નિરાશા સૂચક સ્વરથી કહેવા લાગ્યો કે;–" હાય ! વસુધાનો જે રાજા પતિધર્મપરાયણ, ન્યાયપરાયણ અને પ્રજાવત્સલ હોવો જોઇએ તે જ અત્યારે અધર્મનો ઉત્પાદક ન્યાય-નષ્ટકર્તા અને પ્રજાપીડક બની રહ્યો છે. મહેન્દ્ર જેવા સ્વનામધન્ય રાજાના પરલોકવાસથી પ્રજામાં હાહાકાર વ્યાપી ગયો છે. પુત્રીઓ અને પુત્રવધુઓની લજ્જાના રક્ષણનો એક પણ ઉપાય અવશિષ્ટ રહ્યો નથી. સોમદત્તે ભયંકર કામાંધતાને આધીન થઇને કાળો કેર વર્તાવી દીધો

છે. તે દુરાચારીએ પોતાની કામતૃષ્ણાને તૃપ્ત કરવા માટે માનવહત્યાના ભીષણ વ્યાપારનો પ્રારંભ કરી દીધો છે. મારા સ્વર્ગીય મિત્ર રમણની હત્યા કરી મને સદાને માટે વિગના સમુદ્રમાં તે પાપાત્માએ જ ફેંકી દીધો છે. તે અત્યાચારીની નિર્દયતાથી જ મારાં એક પરમ પ્રિય મિત્રનું ચિરકાળને માટે હરણ થયું છે. હવે હું મિત્રહીન થયો છું. તેવો જીવનસંગી હવે મને કદાપિ મળવાનો નથી. મારી સર્વ આશાઓના સ્થાનને તે દુષ્ટે જડમૂળથી નષ્ટ કરી દીધું છે."

"આવા વિચાર શૂન્ય રાજાની અવનતિનો અવધિ ક્યારે આવશે, એ પણ કહી શકાતું નથી. **यथा राजा तथा प्रजा** એ સૂત્ર પ્રમાણે પ્રજાની ઉન્નતિનો માર્ગ તો દૂર રહ્યો, પરંતુ દિનપ્રતિદિન ભયંકર અવનતિ જતી જશે. આવા કામાંધ દ્વારા વિશ્વનું કલ્યાણ તો વેગળું રહ્યું પણ પોતાની પ્રજાનું પણ શું કલ્યાણ થવાનું છે."

"કામ, ક્રોધ તથા અતિ પ્રબળથી ને લોભ મોહે થકી,
મુચ્છા મદ—મત્સરે કુમતિમાં સર્વસ્વ માને નકી;
અંધા જે અદકાં દુરાચરણને પંથે ચઢીને મરે,
કો' તેવા નર વિશ્વમાં અવતરી શું કામ સારાં કરે ?
જે દુષ્ટો યમને અને નિયમને વેરી ગણીને તજે,
વંઠેલા વલખ્યાં પડે વિષયને એકાગ્ર ચિત્તે ભજે;
શક્તિ સર્વ પ્રકારની આડા થવા વાપરે;
કો તેવા નર વિશ્વમાં અવતરી શું કામ સારાં કરે ?"

આવા પ્રકારના અનેક વિચારો કર્યા પછી વિજય ત્યાંથી ચાલ્યો ગયો અને સોમદત્ત પોતાના મનમાં જ કહેવા લાગ્યો કે;—"બસ, હવે વિજયની સહાયતાથી હું રંભા અને તિલોત્તમાના સૌન્દર્યને પરાજિત કરનારી ભુવનમોહિની મનોહરાને સત્વર પ્રાપ્ત કરી શકીશ. ખરેખર જે પુરુષના હૃદયમાં પ્રેમનો વિકાર નથી, તે મનુષ્ય જ નથી.

જે હૃદયમાં સુંદર સ્ત્રીને જોવાથી પ્રેમ ઉપજતો નથી, તે હૃદય નથી પણ મરુ ભૂમિ છે. રમણીના નેત્ર કટાક્ષથી જે મોહિત થતો નથી, તે અરસિક છે. સુંદરીના હાસ્યથી જેનું અંતઃકરણ વિકસતું નથી, તે ચૈતન્ય શૂન્ય છે. આવા પ્રકારનું જે નિરસ હૃદય છે તેનો ખરો અર્થ અંધકારમય પાષાણની ગુહા જ છે. એવી અલૌકિક રમણીના પ્રેમ માટે જો હું કોઈ પણ પ્રકારનું અયોગ્ય આચરણ કરૂં, તો પણ તેમાં મને કશું પાપ જ નથી. હું જે કરીશ તે મારે ભોગવવાનુંજ નથી; કારણકે, મારો આત્મા સર્વથા નિર્લેપ છે. આત્માને પાપનો કદાપિ સંસ્પર્શ પણ થતો નથી, તો પછી મારે ભય રાખવાનું શું કારણ છે? મનુષ્ય માત્ર પોતાની ઇચ્છામાં આવે તેમ વર્તવાને સ્વતંત્ર છે, ત્યારે હું તો એક વિશાળ સામ્રાજ્યનો સ્વામી છું, મારી વિલાસવૃત્તિને પૂર્ણ કરી શકું, એવાં પ્રત્યેક સાધનો મારી પાસે તૈયાર છે. પણ હવે એ સંબંધી વધારે વિચાર કરવા કરતાં કાર્યમાં જોડાવું એ જ વધારે ફાયદાકારક છે."

આ પ્રમાણે વિચાર કર્યા પછી કેટલીકવાર સૂધી તે શાન્ત રહ્યો. તેની દૃષ્ટિ સન્મુખ વિજયની સુંદર આકૃતિ તરવા લાગી. વિજયના અનુપમ રૂપ ભંડારનું અવલોકન કરવાથી જાણે તેના મનની તૃષ્ણા તૃપ્ત જ થતી હોય, એવો ભાસ થતો હતો. તેણે વિજયને એકવાર બોલાવ્યો. વિજય પ્રથમથી જ વિદાય થયો હતો, તેનું તેને ભાન પણ ન રહ્યું તે વિજયના રૂપનું નિરીક્ષણ કરી ઉન્મત્ત બની ગયો અને તે વિચારવા લાગ્યો કે વિજય એક પુરુષ હોવા છતાં આવા અલૌકિક સૌંદર્યને શી રીતે પ્રાપ્ત કરી શકયો છે? તેના વિકારી ચિત્તમાં વિજયના વિચારોજ ઘોળાવા લાગ્યા.

તેણે પોતાના મનમાં વિજયના વિચારોની ઉત્તેજનાથી કહેવા માંડ્યું કે;—" વિજયની સાથે હું મિત્રતાના સંબંધમાં તો જોડાયો,

પરંતુ તે કોણ હશે, તેણે મને પોતાનો જે પરિચય આપ્યો છે તે સત્ય હશે ? જો તેમ જ હોય તો તે પુરૂષ હોવા છતાં આવો સુંદર શી રીતે હોઇ શકે ? તેના અંગ પ્રત્યંગમાં સુંદરતાનો એટલો બધો સંચાર થયેલો જણાય છે કે, જાણે સૌન્દર્યની અધિકારિણી રતિદેવીનો જ તે અવતાર હોયની ! એવો ભાસ થયા વિના રહેતો નથી, પરંતુ હશે, એ વિષયનો અત્યારે કાંઇ પણ ઊહાપોહ કરી ચિન્તામાં નિમગ્ન થવું કોઇ પ્રકારે ઉચિત નથી. હાલમાં તો મારે મનમોહિનીના જ વિચારો કરવાના છે. જો વિજય મને તેની સાથે મેળાપ કરાવી આપશે, તો પછી વિજયને માટે મારા મનમાં એક પ્રકારની એક એવી પ્રેમભાવના બંધાઈ જશે કે જેના યોગે હું તેનાપર કોઈ પણ રીતે અસંતુષ્ઠ અથવા નારાજ થઇ શકીશ નહિ. ”



પંચમ પરિચ્છેદ

## પાપની પરાકાષ્ઠા.

છે પાપથી પૃથ્વી ભરી, નહિ પાપનો કંઈ પાર છે,
નહીં પુણ્ય નજરે આવતું, પાપી બધો વ્યવહાર છે.
ધર્મી સદા રીબાય છે, ને પાપી જન પૂજાય છે,
પાપી પ્રજાળે પુણ્યને, એ વિશ્વનો વ્યાપાર છે.

---

સોમદત્ત આ પ્રમાણે વિચાર કરતો હતો, તે સમયે એક સુંદર વેશ ધારિણી મેના નામક એક પરિચારિકા તેની પાસે આવી પહોંચી. તે બન્ને હાથ જોડીને કહેવા લાગી કે;—"અન્નદાતા, આપની આજ્ઞાનુસાર કાસ્મીરથી આવેલી પેલી અનંગભદ્રા નામક વારાંગનાને આ ઉદ્યાનના ગુપ્ત મહાલયમાં લઈ આવવામાં આવી છે. તે કહે છે કે હવે મારા ગાનનો સમય થઇ જવા આવ્યો છે, માટે સત્વર રાજા સાહેબની પધરામણી થવી જોઇએ."

આ સમયે સોમદત્તે પેલી પરિચારિકાને વિદાય થવાની આજ્ઞા આપીને જણાવ્યું કે:—"તે વારાંગનાને કહે કે, આજની રાત્રિ તારે આ ઉદ્યાનમાં જ ગાળવાની હોવાથી વધારે ઉતાવળ કરવાની કશી જરૂર નથી. હું પણ એકવાર મારા મહાલયમાં જઇ સુંદર પોશાક ધારણ કરીને થોડા સમયમાં જ ત્યાં આવી પહોંચું છું."

"મહારાજ, તે વારાંગના કહે છે કે, "મારાથી આ ઉદ્યાનમાં રાતવાસો રહેવાય તેમ નથી. કારણ કે, હું કોઇને ત્યાં ત્રણ કલાકથી વધારે વખત રોકાતી નથી અને એ દરમ્યાન ગાયન ગાવા સિવાય કોઈ અધર્મયુક્ત અને ધર્મ વિપરીત કાર્ય પણ કરતી નથી. જો તમારા રાજા ત્રણ કલાકમાં નહિ આવી પહોંચે તો પછી હું તરત જ આ કૃષ્ણપૂર

નગરના મારા આશ્રયગૃહમાં ચાલી જઈશ. આ શહેરમાં જે કાંઇ જોવા જેવી વસ્તુઓ હતી તે મેં જોઈ લીધી છે, હવે આવતી કાલેજ મારો અહીંથી દિલ્હી જવાનો વિચાર છે. હું વારાંગના એટલે કે એક વ્યભિચારિણી વેશ્યા નથી, પણ ગાયિકા છું. ગાયન ગાઇને લોકોના મનનું રંજન કરવું તથા પ્રાચીન ગાયનકળાનો કાંઇક વિસ્તાર કરવો એવી મારી માન્યતા છે. અત્યાર સુધી મેં મારા કૌમારવ્રતને અખંડિતજ રહેવા દીધું છે, અને મારી ઇચ્છામાં આવે એવો પતિ નહિ મળે ત્યાં સુધી હું એ વ્રત પ્રમાણે જ વર્ત્તતી આવીશ, પણ કુપથગામિની થઇને કુકર્મ અને કામનાના માર્ગમાં પ્રવેશ તો નહિ જ કરૂં. આવી તે વારાંગનાની માન્યતા છે.” પરિચારિકાએ પોતાનો અભિપ્રાય દર્શાવીને ત્યાંથી પ્રસ્થાન કર્યું.

ત્યાર પછી સોમદત્ત પોતાના મહાલય તરફ ચાલ્યો ગયો.

* * * *

રાત્રિનો સમય થઈ ગયો હતો. સન્ધ્યાદેવીના વિસર્જન થવાથી તેના અધિકારનું સ્થાન તેની સહચરી રજનીદેવીએ પ્રાપ્ત કરી લીધું હતું. રજનીના આગમનથી પ્રકાશનો પ્રભાવ કાંઈક અલ્પ થવા લાગ્યો હતો અને અંધકારનું સામ્રાજ્ય વૃદ્ધિંગત થવા માંડ્યું હતું. આકાશમાં નક્ષત્રોનો ઉદય થઈ આવ્યો હતો. ઉદ્યાનનાં વૃક્ષોપર બેઠેલાં પશુ પક્ષીઓ તદ્દન શાંત અને નીરવ થઇને ભયંકર ગભીરતામાં તન્મય બની ગયાં હતાં, મનુષ્યોનો કોલાહલ શ્રુતિગોચર થતો નહોતો. આ સમયે કૃષ્ણપૂર નગરથી પ્રાયઃ દશેક માઇલના અંતરપર દૂર આવેલા વસન્તદુર્ગના એક મનોહર ઉદ્યાનના એક મહાલય તુલ્ય મકાનમાં કેટલીક લલનાઓના કોમળ કણ્ઠમાંથી નીકળતા મધુરાં ગાયનો તથા નૂપુરના ઝણત્કારોનો ઝીંકારવ સાંભળવામાં આવતો હતો.

આ ઉદ્યાન કૃષ્ણપૂરના રાજા મહેન્દ્રકુમારના પિતા મહારાજા શ્રીદત્તે બંધાવ્યું હતું અને તે અતિ સુંદર હતું; પરંતુ તેમાં જે એક

મહાલય હતો, તે મહાલય કૃષ્ણપૂરના હાલના અવિચારી રાજા સોમદત્તે બંધાવ્યો હતો. તેના તે મહાલય બંધાવવાનો ઉદ્દેશ માત્ર રંગક્રીડા, નર્ત્તકીઓનાં નૃત્ય અને રમણીવિહારનોજ હતો. તે મહાલયના તળ વિભાગમાં એક ભયંકર ભોંયરૂં નિર્માણ કરવામાં આવ્યું હતું. તે ભોંયરામાં અનેક નિરપરાધી નરનારીઓ મૃત્યુદશાને આધીન થયાં હતાં. સોમદત્તે પોતાની ઇચ્છાને તૃપ્ત ન કરનાર, પોતાની આજ્ઞાનો ભંગ કરનાર, અનેક સ્ત્રીપુરૂષોને તે ભોંયરાના ભીષણ કક્ષોમાં રૂદ્ધ કરીને મારી નાખ્યાં હતાં. તે ભોંયરામાં હવાનો સંચાર થઇ શકતો નહોતો, તેથી તેમાં રહેલાં મનુષ્યો ગુંગળાઇને મરી જતાં હતાં. અંધકારનું પણ તેમાં એટલું બધું જોર હતું કે એકસાથે બે ત્રણ દીપકો લઇને પ્રવેશ કરવામાં આવે તો પણ તે ભોંયરામાંની વસ્તુ ભાગ્યે જ હાથ લાગી શકે તેમ હતું. તેમજ તે ભોંયરામાં મનુષ્યહત્યા માટે વિવિધ પ્રકારના ઓરડાઓ તૈયાર કરવામાં આવ્યા હતા. એક ઓરડામાં ખડ્ગ, બરછી, ભાલા, કટાર, પિસ્તોલ અને તેવાંજ અનેક હથિયારો રાખવામાં આવ્યાં હતાં અને તે હથિયારોવડે ઘણાં માણસો માર્યાં ગયાં હતાં તથા નિરંતર એકાદ બે મનુષ્યોનો ક્ષય થયા કરતો હતો. બીજા એક ઓરડામાં એક એવા પ્રકારના ચક્રને નિર્માણ કરવામાં આવ્યું હતું કે જેમાં મનુષ્યનો પ્રવેશ કરાવી તેના એકાદ બે આંટા ફેરવવાથી મનુષ્યના શરીરના છૂંદેછૂંદા થઇ જતા હતા અને તેનું રક્તમાંસ, હાડ, ચર્મ આદિ સર્વ તે ઓરડામાંની એક ઉંડી ગર્ત્તામાંજ ચાલ્યાં જતાં, જેનો શોધવા છતાં પત્તો મેળવવો પણ મુશ્કેલ થઇ પડે તેમ હતો, આ ચક્રના વિકરાળ મુખમાં પડીને નિત્ય બે ચાર માણસોને એ પાપિષ્ઠ સોમદત્ત યમસદનમાં મોકલાવ્યા કરતો હતો. ત્રીજા ઓરડામાં એક શૂળી સ્થાપિત કરી હતી અને તેના દ્વારા પણ અનેક હતભાગી સ્ત્રીપુરુષોના હૃદય વિંધાઇ ગયાં હતાં. ચોથા ઓરડામાં એક મોટો પત્થર તથા બે ચાર હથોડા રાખવામાં આવ્યા હતા, તેના દ્વારા મનુષ્યનો

માર સહજમાં કરી શકાતો હતો. મનુષ્યના મસ્તકને પ્રથમ તે પાષાણ પર રાખીને ત્યાર પછી તેના પર હથોડાનો માર મારવામાં આવતો હતો તથા ત્યાર પછી તેના શરીરના અન્ય અવયવોની પણ એવી જ દશા કરવામાં આવતી હતી, આથી અનેક મનુષ્યો માર્યાં ગયાં હતાં અને સમાહમાં ચાર છ મનુષ્યોનો નિરંતર મારવાનો ક્રમ ચાલૂ જ હતો. આવા પ્રકારના અનેક ઓરડાઓ ત્યાં નિર્માણ કરવામાં આવ્યા હતા અને જેનું મુખ્ય કારણ માનવવધ વિના બીજું કશું પણ નહોતું.

તે મહાલયના વચ્ચેના ભાગમાં એ ચાર પરિચારકાઓ, કેટલાક જલ્લાદો અને તેવા જ પિશાચવૃત્તિના અનુચરોને રહેવાની સોમદત્તે વ્યવસ્થા કરાવી આપી હતી. તથા ઉપરના ભાગમાં પોતાની વિલાસ વૃત્તિને તૃપ્ત કરનારા અનેક સાધનો તેણે તૈયાર રાખ્યાં હતાં. મધ્ય-ભાગના એક મનોરમ કક્ષમાં નાના પ્રકારનાં રંગબિરંગી કામોત્તેજક ચિત્રો ગોઠવેલાં હતાં, સુંદર છત્રપલંગ, તુરકસ્તાની ગાલીચા અને તેવા જ પ્રકારનું સર્વોત્તમ ફર્નીચર પણ તે સ્થળે વ્યવસ્થાપૂર્વક રાખવા-માં આવ્યું હતું.

અમે પ્રથમ જે સંગેમરમરના ચબૂતરાપર બેસીને બે યુવકોનો વાર્તાલાપ કરવાનો ઉલ્લેખ કર્યો હતો, તે ચબૂતરો આ મહાલયની પાસે જ આવેલો હતો. અત્યારે જે સુંદર સ્વર સાંભળવામાં આવતો હતો તે સ્વર તે મહાલયના મનોહર કક્ષમાંથી જ સંભળાતો હતો. અમે આ પહેલાંજ દર્શાવી ચૂક્યા છીએ કે, તે મહાલય સોમદત્તે પોતાની પિશાચવૃત્તિની તૃપ્તિ અર્થે જ બંધાવ્યો હતો અને તેમાં અનેક નરનારીઓના જીવન પણ નષ્ટ થયાં હતાં. જે પરિચારિકા ચબૂતરાપર બેસીને સોમદત્તને અનંગભદ્રાનામક એક વારાંગનાના આવવાના સંવાદ આપ્યા હતા. તે વારાંગનાને પણ કપટકળાથી આ મહાલયના તે સુંદર અને સુશોભિત ખણ્ડમાં જ લાવવામાં આવી હતી. અને તે અલૌકિક રૂપવતી લલનાજ અત્યારે તે ખણ્ડમાં બેસી હાથમાં વીણા

ધારણ કરીને એક મધુરૂં ગાન ગાઇ રહી હતી. તે ગાયન આ પ્રમાણે હતું:—

"ચડયો મધુરો કેફ,
સાજનિયાં; ચડયો મધુરો કેફ,
નયને કેફ છે,
અંતરે કેફ છે,
અંગે અંગ છે કેફ કેફ કેફ. સાજનિયાં.
પ્રિય પધારો, લઇએ લ્હાવો,
આવો બનીને એક;
રસ રેલાવો, ઉર ઉભરાવો;
પી લ્યો કેફ કેફ કેફ. સાજનિયાં.
સ્નેહીને આંગણે, ખૂટયો ન ખૂટે;
સ્નેહની એવી નેક;
પ્રભુને દ્વારે, કેફ લુંટાયે,
કહો તે કેવો કેફ કેફ કેફ? સાજનિયાં.

તે સ્વર્ગીય સૌન્દર્યસંપન્ના સુંદરીના કંઠમાંથી નીકળતા વીણા વિનિન્દિત સ્વરથી આખો મહાલય ગુંજાયમાન થઇ ઊઠયો. જે સમયે તેના કોમળ કંઠમાંથી આ ગાયન ગવાઈ રહ્યું હતું, તે સમયે જ સોમદત્ત ત્યાં આવી પહોંચ્યો હતો, પરંતુ તેનું ગાયન સાંભળવાની લાલસાથી તે તે કક્ષના દ્વાર પાસે જ ઊભો રહ્યો હતો. જ્યારે તેનું ગાયન સમાપ્ત થયું અને તેનો મધુર સ્વર વાયુમાં વિલીન થયો, ત્યારે સોમદત્તે તે ઓરડામાં અનંગભદ્રા પાસે જઈ તેને ઉદ્દેશીને કહ્યું કે;— "વિધુમુખી વારાંગના, તમારૂં સંગીત સાંભળીને હું અત્યંત મુગ્ધ થઈ ગયો છું. મને લાગે છે કે, તમે માત્ર વારાંગના જ નહિ, પરંતુ તેની સાથે એક મહા પ્રવીણ ગાયિકા પણ છો. તમને આવા સંગીત-કળાકુશળ જોઇને મને અતિ આનંદ થયો છે."

અનંગભદ્રાએ વિનય દર્શાવવાના હેતુથી સોમદત્તને પ્રણામ કરીને કહ્યું કે;—" જી, હા રાજન્, મેં કાસ્મીરની એક સંગીતશાળામાં ઘણાં જ વર્ષો સુધી સંગીતનો અભ્યાસ કર્યો હતો અને તેના યોગેજ હું સંગીત વિદ્યામાં આવી કુશળતા મેળવી શકી છું, આપે મારા સંગીતની જે કદર કરી છે, તેને માટે હું આપનો ઉપકાર માનું છું."

" હું ધારૂં છું કે, તમે વારાંગના હોવાને લીધે જ આવું સારૂં શિક્ષણ મેળવી શક્યાં હશો. પણ તમે ક્યાંનાં નિવાસી છો, તમારો વ્યવસાય શો છે અને આ નગરમાં શા ઉદ્દેશથી પધાર્યાં છો, એનો વૃત્તાંત તો અમને તમારાથી જણાવી શકાશે ખરો ને વારૂ ? "

" મહારાજ, મારો વ્યવસાય મારા સંગીતથી સુજ્ઞજનોના ચિત્તને વિનોદ આપવાનો જ છે. મારૂં નિવાસસ્થાન કાસ્મીર છે અને હું જાતિની વારાંગના છું, વારાંગના હોવા છતાં હું મારા કૌમાર્યને સાચવી શકી છું અને યોગ્ય પતિની પ્રાપ્તિ ન થાય ત્યાં સુધી કૌમારાવસ્થામાંજ રહેવાનો મેં નિશ્ચય કર્યો છે. "

" વારૂ, તમે કેવા પતિની ઇચ્છા ધરાવો છો ?

" તે પ્રશ્ન પૂછવાની આપને અગત્ય નથી. "

" એનું કારણ ? "

" કારણ એજ એ પ્રશ્ન બીજા કોઇને ન જણાવવાની મારી પ્રતિજ્ઞા છે. "

" ત્યારે શું તમારાથી તમારી તે મનોભાવનાને મારી સમક્ષ પણ રજૂ કરી શકાય તેમ નથી ?"

" ના, નથી જ. "

" બહુ સારૂં, પાછળથી જોયું જાશે. અત્યારે તો આ મદિરાનું પાન કરી તમારા મધુર સંગીતનું મને શ્રવણ કરાવો. આ ટેબલ પર પડેલા મદિરાનાં પાત્રોમાંના એક પાત્રમાં તમે થોડીક મદિરા લ્યો અને

બીજા પાત્રમાં મને આપો. મદિરા પીવાથી તમારૂં મસ્તિષ્ક પ્રફુલ્લિત થશે અને તેના યોગે સંગીતની પણ કાંઇક ઓર બ્હાર આવશે."

"ના મહારાજ, હું મદિરા પીતી નથી, મને મદિરા તરફ અત્યંત તિરસ્કાર છે, આપને પીવી હોય તો આપના હાથેજ લઇ લ્યો, મારાથી તેનો સ્પર્શ પણ કરી શકાશે નહિ."

"વારાંગના હોવા છતાં મદિરાનો તું આટલો બધો અનાદર કરે છે, એ જોઇને મને અત્યંત આશ્ચર્ય ઉત્પન્ન થાય છે. મદિરા પીવાથી શું તારૂં મહાત્મ્ય કાંઈ ઓછું થઇ જાય તેમ છે? જો તેમજ હોય તો આવા સદા સૌભાગ્યવતી વેશ્યાના જન્મને તેં શા કારણથી ધારણ કર્યો છે? ચાલ હવે તારા એ સર્વ મિથ્યા પ્રલાપોને મૂકી દઇને આ મધુરી મદિરાનું પાન કર તથા મને પણ કરાવ. મદિરા વિના મારા પ્રાણ કંઠે આવી ગયા છે. મારા મનમાં મદિરાનું પાન કરવાની પ્રબળ આકાંક્ષા ઉત્પન્ન થઇ છે."

"મહારાજ, સભ્યતાની મર્યાદાનો ભંગ કરતાં પહેલાં યોગ્ય વિચાર કરો. હું વારાંગના હોવા છતાં બાજારી જારિણી કે વેશ્યા નથી, એનો બરાબર ખ્યાલ રાખો. જેવી રીતે એક કુળ કામિની સાથે સભ્યતાના વર્તનની આવશ્યક્તા છે, તેવોજ વ્યવહાર મારી સાથે પણ ચલાવો. હું ગાયિકા છું, મારા સંગીતનો પ્રચાર કરવાના ઉદ્દેશથી જ અત્યારે આપને ત્યાં આવી છું. મદિરાનું પાન કરવા અથવા તો ધર્મ-ભ્રષ્ટ થવા આવી નથી. આપ પોતે બ્રાહ્મણ હોવા છતાં મદિરાપાનમાં વ્યસ્ત થયા છો, એ જોઇને જ મારા હૃદયમાં અસહ્ય આઘાત થાય છે. આપને મદિરા જેવી માયાવી વસ્તુમાં લુબ્ધ થયેલા જોઇને મને આપના તરફ અત્યંત તિરસ્કાર ઉત્પન્ન થાય છે. જે ભારતભૂમિમાં મહા તપસ્વી બ્રાહ્મણોનો નિવાસ હતો, તે ભૂમિમાં જ અત્યારે આવા દારૂડિયા, વ્યભિચારી અને પરદારાલોલુપ પુરુષોનું પ્રમાણ વધતું જતું જોવાથી મારા મનમાં ખિન્નતા થાય છે. મહારાજ! હું જારિણી

નથી, વેશ્યા નથી, વ્યભિચારિણી નથી, પરંતુ એક કુળકામિની જ છું, એ તમારે કોઇ પણ પ્રકારે ભૂલી જવાનું નથી. દૈવ યોગે મારો જન્મ વારાંગનાના કુળમાં થયો છે, છતાં હું એક ધર્મશીલા અબળા જ છું. મારા સંસ્કારો એક આર્ય સન્નારીને છાજે તેવાજ છે. માટે મદિરાપાનનો મને વિશેષ આગ્રહ ન કરો. હું હજી પણ આપને કહી દઉં છું કે, જો આપે મને કોઈ પણ પ્રકારના કુવિકારને આધીન થઇને બોલાવી હોય તો સત્વર અહીંથી મને મુક્ત કરી દ્યો, નહિ તો તેનું પરિણામ સારૂં આવશે નહિ"

"એક વેશ્યા અને તે પણ આટલી બધી ગર્વિતા? અનંગભદ્રા, મારા આગ્રહ આગળ તારૂં કશું પણ બળ ચાલી શકવાનું નથી. હું આ પ્રદેશનો સર્વાધિશ સમ્રાટ્ છું, મારી સત્તાથી હું ધારૂં તે કરી શકવાને સમર્થ છું, માટે હજી પણ તને ભલમનસાઈથી કહું છું કે કોઈ પણ પ્રકારની હોંશાતોંશ કર્યા વિના મારી આજ્ઞાનો એકદમ સ્વીકાર કરી લે. ચાલ, સત્વર મદિરાનું પાત્ર હાથમાં લે, એક પાત્રમાં મારા હાથમાં આપ અને બીજા પાત્રમાંની મદિરાને તારા ઉદરમાં પધરાવી દે, હવે જો આ આજ્ઞાનો અનાદર કરીશ તો વિના મોતે મારી જઇશ, તને વિનયથી કહું છું તેમ તેમ તું ગર્વથી લેવાતી જાય છે, તો હવે ચોદમા રત્નનો વ્યવહાર કરવો પડશે. રાજહઠ કેવો ભયંકર મનાય છે અને પ્રાચીન જાતિકારોએ પણ તેને કેવું ભયાનક સ્વરૂપ આપ્યું છે, તે તો તું સારી રીતે જાણતી જ હોઇશ માટે તારા દુરાગ્રહનો ત્યાગ કરીને આ મદિરાનું સત્વર પાન કરી લે."

"જીવન હશે ત્યાં સુધી તો તેનો સ્પર્શ પણ કરી શકાશે નહિ. મહારાજ! મને ધર્મ ભ્રષ્ટા કરવાની જે બીક બતાવો છો તે કોઈ પોતાના પ્રાણને પ્રિય ગણનારી પ્રમદાને બતાવજો, અહીં તમારો તે ભય કશા કામમાં આવશે નહિ. હું એક ધાર્મિકા લલના છું, ધર્મને માટે પ્રાણની કેવી રીતે આહુતિ અપાય છે, એ પણ સારી રીતે જાણું

છું. જો તમે રાજ હઠ લઈને બેઠા છો તો હું પણ સ્ત્રી હઠને ધારણ કરૂં છું. હવે જોઉંછું છું કે, રાજહઠ વધે છે ત્રિયાહઠનો વિજય થાય છે. હુ સારી રીતે જાણી શકી છું કે, તમે મને મદિરાપાનથી બેભાન બનાવીને તમારી કુવાસનાને તૃપ્ત કરવા ધારોછો. પણ સોમદત્ત ! તેમ કદાપિ બની શકશે નહિ. વારાંગનાઓ પણ વીરાંગનાના ધર્મને બહુ સારી રીતે જાણે છે. તમારા આ પ્રપંચને હું તમારા નેત્રના તથા મુખના હાવભવો પરથી જ જાણી ગઈ છું "

" અનંગ ભદ્રા, હઠનું પરિણામ હમેશાં વિપરીત જ આવે છે. તું શામાટે ભૂલી જાય છે કે તું એક સામાન્ય અબળા છે અને હું એક અતુલ બળધારક મહાવીર પુરુષ છું મારા પંજામાંથી તારૂં કોઈ પણ રીતે રક્ષણ થાય એવો કોઈ પણ ઉપાય ન હોવા છતાં પણ તું આવો ઉન્માદ શામાટે કરે છે ? જે સોમદત્તના પ્રભાવથી મહાન નરપુંગવોનું પતન થયું છે, અનેક રમણી રત્નોનો પોતાના મિથ્યા ગર્વને લીધે મારા ભૂમિ ગર્ભમાંના કારાગૃહમાં વિનાશ થયો છે, તેને તું એક તુચ્છ અને બળહીન અબળા શું કરી શકે તેમ છે ? અત્યાર સુધી હું વિનય અને સભ્યતાને ધારણ કરી તારા પ્રેમની યાચના કરતો નહોતો, પણ હવે સ્પષ્ટ કહી દઉં છું કે, તને અહીં બોલાવવાનો મારો હેતુ તારા સંગીતનું શ્રવણ કરવાનો નહિ, પરંતુ તારા આ સુંદર શરીરનો ઉપભોગ કરવાનો છે. તારી આ લાવણ્યલતા પર વિકસેલાં સૌન્દર્ય કુસુમને મારી સુકોમળ શય્યામાં રાખી તેની સુકોમળતાની વૃદ્ધિ કરવાનો મારો દૃઢ સંકલ્પ છે. જો તું સીધી રીતે મારી પ્રણય ભાગિની બની જઈશ તો તને આ વિશાળ સામ્રાજ્યની મહારાણીનું પદ સોંપવામાં આવશે તથા તારી પ્રતિષ્ઠા અને ગૌરવની યોગ્ય વૃદ્ધિ કરવામાં આવશે, પરંતુ જો તું મારી યાચનાનો અનાદર કરી સ્વચ્છંદતાથી વર્તીશ તો ધર્મ ભ્રષ્ઠ થવાની સાથે મારા મનુષ્યવધના ભયાનક ચક્રોમાં પડીને વિના મોતે મારી જઈશ. આ સ્થાન દયાનું નથી, પરંતુ આ તે સ્થાન છે કે, જ્યાં હઠવાદી મનુષ્યોના

શરીરમાંથી લોહીની ધારાએ વહે છે, શરીરના છૂંદે છૂંદા કરી નાખવામાં આવે છે. આ માયાના અધિકારથી આચ્છાદિત થયેલું ભયાનક ભવન છે, તેમાં અનેક દુરાગ્રહી મનુષ્યો વિનાવાંકે મરણની ગતિને પ્રાપ્ત થાય છે. અનંગભદ્રા ! હજી પણ કહું છું કે, મારી યાચનાનો સ્વીકાર કરી આ મદિરાનું પાન કરી મારી સાથે વિલાસ ક્રિયામાં નિમગ્ન થા, નહિં તો પછી પસ્તાવો થશે. તારી આ દક્ષતા હવામાં ઉડી જશે, પ્રવીણતા પાતાળમાં પેસી જશે અને તારા આ રક્તમાંસના શરીરની કશીં સ્મૃતિ પણ રહેશે નહિ. જો તને તારા પ્રાણ અને જીવનની ઇચ્છા હોય તો આ સર્વાધિકારી રાજાની પટરાણીના પદને સ્વીકારી લે. હું તને અત્યંત સુખી કરીશ તારા ધારેલા પતિને માટે હું જ સર્વથા યોગ્ય છું, એમજ માની લે.”

“ મહારાજ, કોઇ પણ પ્રકારના સ્વાર્થને આધીન થઇને અન્યાય સૂચક શબ્દનો ઉચ્ચાર ન કરશો, હજી વારાંગનાનું સમસ્ત કુળ કલંકિત થવા છતાં ધર્મ શૂન્ય નથી થયું. શૂદ્રક કવિએ પોતાના મૃચ્છકટિક નાટકમાંની વસંતસેના અને એવી જ બીજી એક આંબપાલિકા જેવી વારાંગનાઓ ભારતવર્ષમાંથી હજી પણ નષ્ટ થઇ નથી. સંસારનું જેમ જેમ પરિવર્ત્તન થતું જાય છે, તેમ તેમ મનુષ્યની પ્રકૃતિ પણ બદલાતી જાય છે. જનક, દશરથ અને અશોક જેવા ભૂપાળો પોતાના ગૌરવનો વિસ્તાર કરીને અત્યંત પ્રજાપ્રિય થઇ પડયા હતા, તે જ ભૂપતિઓને બદલે અત્યારે તમારા જેવા પરસ્ત્રીલંપટ કામીપુરુષો અને અત્યાચારી નરપતિઓ ઉત્પન્ન થવા લાગ્યા છે, એ સર્વ કાળના પ્રભાવસિવાય અન્ય કાંઇ જ નથી. ”

“ હું સદા સૌભાગ્યવતી નીચ વારાંગના નથી, મારો ઉદ્દેશ માત્ર વસુ પેદા કરવાનો જ નથી. પૈસાની લાલચથી હું મારા પવિત્ર ધર્મનો વિક્રય કરવા ઇચ્છાતી નથી. તમારો વૈભવ, તમારૂં રાજ્ય, તમારી લક્ષ્મી

અને તમારી સત્તા તમોને જ મુબારક હો, ધર્મનું વેચાણ કરી, પવિત્રતાનો નાશ કરી અને અનીતિના માર્ગમાં પ્રયાણ કરી, મારે તમારી મહારાણી થવું નથી. હું મહત્ત્વાકાંક્ષિણી નથી. પરમાત્માની કૃપાથી મારો ધનભંડાર ધનકુબેરના ભંડારના કરતાં પણ વધારે સંપત્તિસંપન્ન છે. પૈસાની લાલચથી આત્મવિક્રેતા થવું એ મહાપાપ છે. શાસ્ત્રો પોકાર કરીને કહે છે કે, કોઇ પણ પ્રકારની લાલસાને વશીભૂત થઇને અધર્મનું કાર્ય કરશો નહિ, એ ચિર સનાતન વાક્યનું ઉલ્લંઘન કરવાની મારી ઇચ્છા પણ નથી. હું તેવા અયોગ્ય અધિકારને અત્યંત ઘૃણાની દૃષ્ટિથી જોઉંછું. ”

“ તમે કદાચ મદ, ગર્વ અને આત્મગરિમાના ઉન્માદમાં આવીને મારા આ પંચત્વના પૂતળાંનો ક્ષય કરસો, મારા શરીરમાંથી લોહીની ધારાઓ વહાવશો! અથવા તો મારા છૂંદેછૂંદા કરી નાખશો, તો તેથી ભયભીત થઇને હું ધર્મ ભ્રષ્ટ તો નહિ થાઉં તે નહિ જ થઉં. ”

વારાંગના અનંગભદ્રાના આવાં વચનો સાંભળીને સોમદત્ત અત્યંત ક્રોધાતુર બની ગયો. તેના સર્વાંગમાં ક્રોધનો આવિર્ભાવ થવાની સાથે કંપનો સંચાર થયો. તેનું મુખ લાલચોળ બની ગયું. તે પોતાની વાસનાને અતૃપ્ત થતી જોઈ ઘણો જ ગુસ્સે થયો. કેટલીક વારસુધી મૌનવ્રતનું અવલંબન કરી સિંહની પેઠે ભીષણ ગર્જના કરી તે ગંભીર સ્વરથી અનગભદ્રાને ઉદ્દેશીને કહેવા લાગ્યો કે;—“ બુદ્ધિહીના વારાંગના, હું જોઉંછું કે, આજે તું મારા હાથે કોઇ કાળું કૃત્ય અવશ્ય કરાવશે જ. તને હજી પણ સમજાવીને કહું છું કે, તું તારા આ દુરાગ્રહનો ત્યાગ કરી મારી પ્રણયાનુગામિની બની જા. તારી ‘ હા ’માં જીવનનો આધાર છે અને ‘ ના ’માં મૃત્યુનો ભયંકર અવસર આવનાર છે. એક તરફ સિંહાસનની અધિકારિણી થવાનો સુઅવસર તારી વાટ જોતો ઉભો છે અને બીજી તરફ મારા માનવહન્તાં મહાભીષણ ચક્રો તારો ભોગ લેવાની તૈયારીમાં ઉભાં છે. હવે તને આ બે વાતોમાંથી જે

ઈષ્ટ લાગે તે વાતનો સ્વીકાર કરી લે. હાથે કરીને તારા આ સૌન્દર્ય કુસુમને શામાટે સૂકાવી દે છે ? અનંગ ભદ્રા, મરણ એવી વસ્તુ છે, એની હજી સુધી તારા મનમાં કલ્પના પણ ન આવેલી હોવાથી જ તું આવા હઠને જારી રહી છે, પરંતુ જ્યારે તારે મારા કાળને પણ કંપાવનારા મહાભયંકર મૃત્યુ ચક્રમાં પીસાઇને મરણવશ થવાનો પ્રસંગ આવશે, ત્યારે તું સમજી શકીશ કે, મરણ એ મહા ભયાનક વસ્તુ છે, ત્યારે જ તારા મનમાં મરણની કાંઇક કલ્પના આવી શકશે. તું એમ ન જાણતી કે સોમદત્ત, આ સર્વ વાતો તારા હૃદયમાં કેવળ ભયનો સંચાર કરાવવાના ઉદ્દેશથી કહી રહ્યો છે, પણ સમય આવ્યે તે પોતાના નિશ્ચયને સિદ્ધ કરી બતાવતાં જરા પણ સંકુચિત થશે નહિ. જો હજી પણ તારા મનમાં જીવનને ધારણ કરી રાખી સૃષ્ટિનાં સુખો ભોગવવાની ઇચ્છા હોય, તો મારી યાચનાનો સત્વર સ્વીકાર કરીલે.”

“ મૂર્ખ અને બુદ્ધિહીન સોમદત્ત, હવે હું સારી રીતે જાણી શકી છું, કે તું મનુષ્ય ધર્મથી પતિત થઇને પિશાચ ધર્મને આધીન થયો છે. તારા હૃદયમાં કામનો ભયંકર સંચાર થયો છે અને તેના યોગે તું મને એક ક્ષુદ્ર, પતિતા કરવા ઇચ્છે છે. પરંતુ તારા એ સર્વ મનોરથો માત્ર હવાના કિલ્લા સમાન છે તું અન્યાય અને અનીતિથી મેળવેલી સત્તાથી ગર્વિષ્ટ બનીને જે પાપમય માર્ગમાં પ્રવેશી ચૂક્યો છે, તે જ તારી દુર્દશાનું મુખ્ય કારણ છે. રાજાના નામને તું સર્વથા અયોગ્ય જ છે. તને સત્તા અને સંપત્તિનું અજીર્ણ થયું છે. પરંતુ યાદ રાખજે કે, સિંહણનું પય સિંહણસુત જ જિરવી શકે છે, ક્ષાર સમુદ્ર ક્ષુદ્ર માછલું મીઠા જળમાં પ્રવેશ કરવાથી મરણની દશાને પ્રાપ્ત થાય છે, તારા જેવા બુદ્ધિહીન જનોથી રાજ્યનો અધિકાર કદાપિ સાચવી શકાય તેમ નથી. પાપિષ્ટ ! હુ આજે બહુ સારી રીતે જોઇ શકી છું કે, તારાં વિકારી નયનોમાં આજે મારા સૌન્દર્યનો વિકાર થયો છે. તું મને તારી અનુગામિની બનાવવા ઇચ્છે છે, પરંતુ, તારી

તે ધારણા કદાપિ ફળી ભુત થઇ શકશે નહિ. જીવનજશે તો તેની પણ સ્પૃહા કર્યા વિના આ વીર વારાંગના પોતાના ધર્મને બહુ જ સારી રીતે જાળવી શકશે. ”

“ અધમ અને વિકારી પાષાણ, તું આવો કામાંધ છે અને તારા હૃદયમાં કામની લાલસાએ આટલું બધું વિપરીત પરિણામ ઉપજાવી દીધું છે, એની જો મારા મનમાં કલ્પના આવી હોત, તો હું તારા આ પાપમય આગારમાં આવવાનું કદાપિ સાહસ પણ ન કરત. પરંતુ ચિન્તા નહિ, જો તું તારી અત્યાચાર રૂપ કૃપાણિથી મારા ધર્મનો નાશ કરવાને તૈયાર થઇશ, તો હું પણ મારા વનિતા જન્મના ગૌરવ માટે ઘણી જ પ્રસન્નતા પૂર્વક મારી આ કાયાનું બલિદાન આપીશ. મારા નારી જન્મની સાર્થકતા સિદ્ધ કરી બતાવીશ. ” અનંગભદ્રાએ સાક્ષાત્ સિંહિણીનું બીપણ સ્વરૂપ ધારણ કરીને ઉપર્યુક્ત શબ્દોનો ઉચ્ચાર કર્યો.

સોમદત્ત આથી કેટલીકવાર સુધી તદ્દન શાંત બનીને કાંઇક વિચાર કરતો બેસી રહ્યો. પુનઃ તેના મસ્તિષ્કમાં કાંઇક કલ્પના આવવાથી તે ઊઠીને એકદમ ઉભો થયો તથા વારાંગનાને ઉદ્દેશીને કહેવા લાગ્યોઃ– “ અનંગભદ્રા, મને તારા આ સુંદર શરીરપર આઘાત કરતાં અત્યત દયા આવે છે. તારા કોમળ વપુપર કૃપાણનો આઘાત કરતાં મારા હૃદયમાં તારા પ્રતિ એક પ્રકારની અપૂર્વ માનભરી ભાવનાનો ઉદય થાય છે. તારા જેવા રમણીરત્નને ધરાના વક્ષપરથી નષ્ટ કરવા જતાં મારૂં હૃદય મને કહે છે કે, તું તેમ ન કરતાં તેને સમજાવીને તેના સૌન્દર્યનો ઉપભોગ કર. તારા આવાં કઠોર વચનો કે જે સાંભળીને એક વિર્યવિહીન મનુષ્યના મનમાં પણ ક્રોધનો સંચાર થયા વિના રહે નહિ, તેને પણ મેં કેવળ તારા સૌન્દર્ય કુસુમનો ઉપભોગ કરવાની આશાથી જ સહન કરી લીધાં છે. તારા સમાન એક અપૂર્વ લાવણ્ય મંડિતા લલનાનો નાશ કરવા જતાં મારા હૃદયમાં તારા પ્રતિ એક

પ્રકારનું માન ઉત્પન્ન થવાથી હું તારો નાશ કરાવી શકતો નથી. તું વારાંગના છે, તારા સૌન્દર્યનો ઉપભોગ કરવાનો સર્વ કોઇ વિલાસી પુરુષને અધિકાર હોઇ શકે છે, તો પછી આવા મિથ્યાવાદને તું શા કારણથી જારી રહી છે."

"ઘણી જ અફસોસની વાત છે કે, હજી સુધી તારા વિકારી ચિત્તમાંથી મારા પ્રતિની લાલસાનો ક્ષય ન થયો. તારા પાપિષ્ટ હૃદયમાં મારા ઉપદેશનો લેશમાત્ર પણ સંચાર થવા ન પામ્યો તે નજ પામ્યો. હે પરસ્ત્રી લોલુપ કામાંધ કીડા ! તું સૂક્ષ્મતાથી વિચાર કરી જો કે, પરનારીનું ગમન કરવા જતાં કેવા કેવા વીર અને શક્તિસંપન્ન પુરુષો પણ રોળાઇ ગયા છે, પંચાળીપર અસક્તિ કરનાર કીચક, સીતાદેવીપર કુદૃષ્ટિ કરનાર મહા પ્રતાપી દશાનન, આદિની શી દશા થઈ છે તેનું એકવાર સ્મરણ કર. હું સારી રીતે જાણુંછું કે, તું એક કામાંધ અને વિચારહીન પુરુષ છે અને પરસ્ત્રીગમન એજ તારા જીવનનો મુખ્ય ઉદ્દેશ છે. તારા દ્વારા અનેક સદ્‌ગુણી સુંદરીઓના શીલનો ક્ષય થયો છે, અને વનિતાઓ ધર્મ ભ્રષ્ટા થઈ છે અને અનેક કુળ કામિનીઓ તારા આ ભૂમિગર્ભમાંના ભીષણ કરાગૃહમાં સડી સડીને, અનેક લલનાઓ તારા ભયંકર ચક્રમાં ભેદાઇને મરણ વશ થવા પામી છે. હું એ સર્વ ઘટનાઓને જાણતી હોવા છતાં અહીં શા કારણથી આવી છું, એનું ખરું કારણ તારા સમજવામાં હજી નહિજ આવ્યું હોય. હું આજે તારા આ પાપમય જીવનમાં ધર્મનો સંચાર કરવાના તથા મારા ઉપદેશ દ્વારા તારા લાલસાથી આકંઠ ભરેલા હૃદયમાં ધર્મ, નીતિ અને સત્કર્મની કરવાની પ્રેરણાથી જ અહીં આવી હતી. મારા ઉપદેશથી અનેક મનુષ્યોના જીવનમાં પરિવર્તન થઇ ગયું છે અને તેથી જ હું આજે તને પણ તેવો જ ઉપદેશ આપવાના ઉદ્દેશથી અહીં આવી હતી. મને તું એક ભટકતી બામા માનતો હો, તો તારા તે પ્રમાદને ભૂલીજજે. હું કોણ છું અને કોણ નહિ તે તને ભવિષ્યમાં જણાશે. અભિમાનથી ઉન્મત્ત

થયેલા કામાંધ સોમદત્ત, તેં જે અન્યાય, અધર્મ અને કપટ કળાનું અવલંબન કરીને મહેન્દ્ર કુમારનું જે રાજ્ય છીનવી લીધું છે, તે હવે તારા અધિકારમાં રહેવાનું નથી. જો તું એક નીતિવાન અને ધર્મપરાયણ રાજા હોત, તો વળી ઈશ્વર તારાપર દયા કરીને આ રાજ્યનો ભોગ કરવાની તક આપત, પરંતુ હવે પરમાત્માથી પણ તારા આ અતિ પાપમય અત્યાચારને સહન કરી શકાતો નથી. ” અનંગભદ્રાએ યોગ્ય ઉપદેશ આપ્યો.

“ અનંગભદ્રા, હું તારો ઉપદેશ સાંભળવા નથી ઇચ્છતો, જેમ જેમ હું નમ્રતા દર્શાવતો જાઉં છું, તેમ તેમ તું અભિમાનમાં લેવાતી જાય છે, પરંતુ તારૂં તે અભિમાન હું હવે ક્ષણમાત્રમાં જ નષ્ટ કરૂંછું. મારા સમક્ષ તેં જે શબ્દો ઉચ્ચાર્યા છે, તે સર્વને હું સારી રીતે જાણી શક્યો છું, મને ઉપદેશ આપવાનું કામ તારૂં નથી. હવે હું ધારૂં છું કે, તારાપર બળાત્કાર કર્યા વિના તારા હઠવાદો તું ત્યાગવાની નથી. તારા મનમાં જે ભૂત ભરાઇ રહ્યું છે; તે જ્યારે હું મારો પ્રભાવ બતાવીશ ત્યારે જ નીકળી જશે અને તું સીધા માર્ગપર આવી શકશે.”

“ અભિમાની અથવા તો મદાંધ ભૂપાળનામ ધારક શયતાન, તારામાં એવી તે શી સક્તિ છે, કે આ સાક્ષાત્ ચંડિકા સ્વરૂપ અબળાના શરીરનો સ્પર્શ કરવાને પણ ભાગ્યશાળી થઈ શકે ? આ ગરીબ અને ભોળી ભામિની નથી કે જે તારા દાબથી દબાઈ જશે અને એક કુલટાની પેઠે કુપથગામિની બની જશે. હું કર્મદેવી, ચામુડાંદેવી અને ભગવતી કાલિકાદેવીના અંશ સ્વરૂપિણી એક પવિત્ર કામિની છું, મારા ગુરુના પ્રતાપે તારા જેવા અનેક કામના કીડાઓને મારા પગ તળે છૂંદી નાખવાને શક્તિસંપન્ન થઇ શકી છું. વિલાસ ધર્મને આધીન થયેલા સોમદત્ત જો તારામાં શક્તિ હોય તો તારા તિક્ષ્ણ કૃપાણથી મારા આ શરીરને છેદી નાખવાની હું તને આજ્ઞા આપું છું. જો તું મનુષ્યત્વમંડિત આદર્શ વીરનર હો તો આવ મારી સાથે દ્વન્દયુદ્ધ

અથવા અસિયુદ્ધ કરવાને તૈયાર થા, જો તે એમાંથી એક પણ યુદ્ધમાં તું વિજયી થઈશ તો હું તારા અધિકારમાં મારા કૃપાણને અર્પણ કરી સદાને માટે તારી પત્નીના પદનો સ્વીકાર કરીશ અને તારી પ્રત્યેક આજ્ઞાઓને શિરોમાન્ય રાખીશ. અને જો તે યુદ્ધમાં તારો પરાજય થાય તો તારે ફક્ત મને અહીંથી મુક્ત કરવા સિવાય બીજી એક પણ વસ્તુનો વ્યય કરવો પડશે નહિ. કેમ, આ શર્ત તને માન્ય છે. ખરી કે?

સોમદત્તે આતુરતાથી કહ્યું:—"હા, અસિયુદ્ધ કરવાને હું તૈયાર છું. જો તે યુદ્ધમાં મારો વિજય થશે તો તારે સદાને માટે મારી પત્નીના પદને સ્વીકારવું પડશે અને જો મારો પરાજય થશે તો હું તને તરત જ મુક્ત કરવામાં લેશમાત્ર પણ પ્રત્યવાય કરીશ નહિ."

"બહુ સારૂં, ત્યારે આવ આ મહાલયના ચોગાનમાં અને કર અસીયુદ્ધનો આરંભ." આમ કહીને અનંગભદ્રાએ પોતાના અંચલમાં છુપાવેલા તીક્ષ્ણ કૃપાણને બહાર કાઢયો તથા સોમદત્તને પણ હાથમાં એક સુંદર તલ્વારને ધારણ કરી મહાલયના વિશાળ ચોકમાં ઉતરી પડયો. બન્ને વચ્ચે ઘણીવાર સુધી પુષ્કળ ઝપાઝપી ચાલી. છેવટે અનંગભદ્રાએ સમય સાધીને સોમદત્તના હાથપર એવી દક્ષતાથી પ્રહાર કર્યો કે જેના યોગે તે પૃથ્વીપર પટકાઈ પડયો અને તેના હાથમાંની તલ્વાર ઘણે જ દૂર જઇ પડી. અનંગભદ્રાએ તે તલ્વારને પણ પોતાના હાથમાં ધારણ કરી લીધી. હજી સોમદત્તને ચીત્કાર કરવાનો અથવા તો માળ ઉપરથી તેના અનુચરોને નીચે આવી લાગવાનો અવસર પણ ન મળ્યો, તે પહેલાં જ હાથમાં બન્ને ખુલ્લી તલ્વારો લઇને અનંગભદ્રા ત્યાંથી વાયુ વેગે પ્રયાણ કરી ગઇ. સોમદત્ત મૂર્છિત થઇને પૃથ્વીપર ઢળી પડયો, એવામાં બીજા અનુચરો ઉપરથી બહાર આવી લાગ્યા, અંતે સોમદત્તની સુશ્રુષામાં જોડાયા.

ષષ્ઠ પરિચ્છેદ

# દીવાનાની મૂર્ખતા !

સલામ પ્યામ મુદામ રહે, યહ યારકા યાર ગુલામ રહે;
જહાં જહાં મુકામ રહે, હમાં સબકે આરામ રહે;
સફરસે ગર હોતા ફીરસે, ચમન ચમન ખીલા રહે;
ફરકાકા ગમ ન હો ઇસી ખુસીસે દિલ મીલે;
અલમ કરો ન ગમ કરો, સદા ખુશીકા દમ ભરો;
જાતે હૈ લો યા ચિની કો, સલમ મિયાં મન ભરો;
દિલરુબાકો ગમ ન થા, ખુદા હમીપર રહમ કરે;
જાતે જહાંમેં ઇસ્તીજા કરીમ સદા રહમ કરે.

રાત્રિ બે પ્રહર વીતી ગઈ હતી, ચન્દ્રમાનો પ્રકાશ ચારે દિશામાં વિસ્તરી ગયો હતો, આકાશ નક્ષત્રહીન હોવાથી તદ્દન સ્વચ્છ જણાતું હતું, પ્રકૃતિદેવી શાન્ત, ગંભીર ધ્યાન ધરીને ઇશ્વરના સ્મરણમાં નિમગ્ન થઇ ગઈ હતી. શીતળ સમીરણ મંદ મંદ વહેતો હતો અને વચ્ચે વચ્ચે તરુવરોનાં પલ્લવો સાથે અથડાઇને એક પ્રકારના મધુરરવને ઉત્પન્ન કરવાની ચેષ્ટા કરી રહ્યો હતો. આ સમયે રામનગરના નિવાસી જનો પોતપોતાના શયનભવનો, અથવા તો અનુકૂળ સ્થાનપર શય્યા સ્થાપિત કરી નિદ્રાવશ થઈ ગયાં હતાં. બજાર, દુકાન અને તેવાં જ અન્ય સ્થાનો તદ્દન શાન્ત જણાતાં હતાં, સડકો અને ક્ષુદ્ર ક્ષુદ્ર માર્ગોમાં સર્વત્ર નિઃસ્તબ્ધતા અને નીરવતા છવાઇ ગઇ હતી. ફક્ત કોઇ કોઇ વેળાએ નિશાચર જંતુઓ અને પ્રાણીઓના બોલવાના અવાજો કાને પડતો હતો.

આ સમયે મહારાણી સાવિત્રીના વિશાળ અને સુદૃઢ દુર્ગની પૂર્વ

દિશાના પ્રચંડ દ્વાર પાસે એક સૈનિક ઉભો રહીને તેનું રક્ષણ કરવાના ઉદ્દેશથી પહેરો ભરી રહ્યો હતો. એ દ્વારની આજૂબાજૂમાં અર્થાત્ ઉત્તર અને દક્ષિણ દિશામાં બે ઓટલા આવેલા હતા તથા તે ઓટલા પર નાની નાની ખાટલીઓ નાખીને અત્યારે કેટલાક સૈનિકો નિદ્રાવશ થઇ નિશ્વાસ ઉચ્છ્વાસ નાખી રહ્યા હતા. એ લોકો પૂર્વકથિત સૈનિક પ્રહરીના સંગીઓ હોય એવું અનુમાન કરી શકાતું હતું. એ દ્વારપર એક સૈન્ય રાખવામાં આવ્યો હતો, તે ફરી ફરીને થાકી જતો ત્યારે બેસીને સહજ વિશ્રામ લેતો હતો. કવચિત્ કવચિત્ તે ઉભો થઇને ઇતસ્તતઃ ભ્રમણ કરતો હતો તો કવચિત્ કાંઇક ગાયન ગાઇને પાછો ચૂપ થઈ જતો હતો. આ પ્રમાણે લગભગ બે ત્રણ ઘટિકા વ્યતીત થઈ ગઇ, ત્યારે તેણે આકાશભણી દષ્ટિ કરી અને ત્યાર પછી તે ઉત્તર દિશામાં આવેલા ઓટલા પર સૂતેલા સૈનિકોમાંના એકને ઉદ્દેશીને બોલ્યો કે;–" પર્વતસિંહ ! ઊઠો તમારા પહેરાનો સમય આવી ગયો છે, મારો પહેરો પૂરો થયો છે."

પર્વતસિંહે ઊંઘમાંથી ઊઠી આંખો ચોળતાં ચોળતાં કહ્યું કે;– "સારૂં ભાઇ, પણ આજે મારી ઉંઘ કેમ ઉડતી નથી. વિક્રમસિંહ ! આજે મને સૂઇ રહેવાનું મન શા કારણથી થાય છે ? મારા શરીરમાં આટલી બધી સુસ્તી કેમ ભરાઇ ગઇ હશે વારૂ ?"

વિક્રમસિંહે કહ્યું:—" ઊંઘ તે શી રીતે ઉડે, તમે હજી હમણાંજ સૂતા હતા, તેથી કવચિત્ તમને એમ લાગતું હશે."

પર્વતસિંહે કહ્યું:—" અરે યાર, કાલે પણ મારી આખી રાત ઉજાગરામાં જ વીતી હતી."

વિક્રમસિંહે કહ્યું:—કાલે શું ઘંટી પીસવા બેઠા હતા કે જેથી ઉજાગરો કરવો પડયો ?"

પર્વતસિંહે કહ્યું:—" બસ, એ સંબંધમાં તો કાંઇ પૂછો જ નહિ.

કાલે હું લગનના કામમાં ફસાઈ ગયો હતો અને તેથી આખી રાત ઊંઘવાનો અવસર મળ્યો નહોતો.'

વિક્રમસિંહે કહ્યું:—"પણ હવે ચૂપ રહો. સાંભળો, કોઇનો અવાજ આવી રહ્યો હોય એમ જણાય છે."

પર્વતસિંહે કહ્યું:—"એ તો કોઈ બકબકાટ કરી રહ્યું છે."

વિક્રમસિંહે કહ્યું:—"પણ એ તો આ સડકપર જ જણાય છે ને શું!"

પર્વતસિંહે કહ્યું:—"હા, હા, જરા જૂઓ તો ખરા કે તે કોણ છે?"

વિક્રમસિંહ દરવાજા બહાર આવ્યો અને સડકપર ઉભો રહીને જોવા લાગ્યો. તેણે જોયું કે એક પુરુષ ઉઘાડે માથે, ફાટયાં તુટયાં કપડાં પહેરીને વિક્રમસિંહ તરફ આવી રહ્યો હતો. તેની આકૃતિ અને ચાલવાની ઢબપરથી તે જાણે દીવાનો હોય એમ સ્પષ્ટ જણાઇ આવતું હતું. તેનું શરીર પણ તેવું જ બેડોળ અને વિચિત્ર હતું.

તે પુરુષ પોતાના મનમાંજ બબડી રહ્યો હતો કે;—"હવે મારાથી મોટું આ આખી આલમમાં પણ કોણ છે? મારી પાસે જેટલા રૂપિયા છે, તેટલા કોઇ રાજાની પાસે પણ હશે કે કેમ. તેની હજી મારા મનમાં શંકાજ છે. મારા જેટલું દ્રવ્ય કુબેરની પાસે પણ નહિ હોય! ત્યારે કોની પાસે મારી પાસે જેટલું દ્રવ્ય છે તેટલું દ્રવ્ય હશે વારૂ? કોઇની પાસે નહિ. મારા જેટલું દ્રવ્ય કોઇની પાસે હોવું તદ્દન અસંભવિત જ છે." ત્યાર પછી તે પાછો હસીને કહેવા લાગ્યો કે:—"આહોહો, હવે તો હું રાજાથી, ઊંટથી, ભંગીથી વરૂથી અને ટુંકા-માં કહું તો સર્વથી મોટો છું. મિઠુ ગંગારામ! પઢો પોપટજી શ્રીભગવાન, પઢો તો પોપટ ન પઢો તો સૂડા. બોલતો કેમ નથી? શું ઘોડાની, હાં હાં હાં અરે ગધાની લાદ ખાઇને મોટો થયો છે કે બોલતાં આટલી

એવી શર્મ આવે છે ? ( ખોંખારો ખાઇને ) ખોં ! ખોં ! ખોં ! વાણિયાની દાળમાં આટો–અરે હી હી હી ! હું પણ ભૂલી ગયો. વાણિયાની દાળમાં હાથીના નાળ, સોનાની થેલીમાં મેદાંના વાળ ! ઊંચી દૂકાન ફીક્કુ પકવાન. નાનાની મૂછોમાં નાનીની જાન ! વાહવા ! કયા બાત કહના ! મનને શી રીતે સમજાવું ! દિલને મારવાડમાં મોકલાવું અને મારી સ્વારીને મક્કા શરીફ પધરાવું ! ”

આ પ્રમાણે કેટલાક બકવાદ કર્યા પછી તાળી વગાડી વગાડીને તે મોટે સાદેથી ગાવા લાગ્યો કે;—

“ અરે મંય કયસે મન સમજાઉં, અરે મંય કયસે મન સમજાઉં.
રૂપયા પૈસા ઔર અશર્ફી સારી જહાં ઉડાઉં.
એક વેસ્યાકો ઘરમેં લાકે અપના મન બહલાઉં. અરે મંય.
પ્યારી પ્યારી બતિયાં કરકે વાકો માલ ખિલાઉં.
મારમારકે ઠૂંસા લાઠી ફિર પાછે પછતાઉં. અરે મંય.
હાથ જોડ ઔર પાવ પકડકે વિનય કરૂં સમજાવું.
ના માને તો કાન પકડકે તાથૈ નાચ નચાવું. અરે મંય.

સુ–સુ–સુ–સુરરર–વહ ગઇ, વહ ગઇ, હાં, હાં ! એક ઔર યાદ આઇઃ–
કુટુમ કબીલા ત્યાગ અપના ધનકા ભય દિખલાઉં.
માત પિતાકો ફાંસી દેકે કુલપાલક કહલાઉં. અરે મંય.

ફુ–ફુ–ફુ–ફુરરર—આહા, એક તો ઔર રહ ગઇ ! સુનો ! સુનો ! :—
બાંઝિન કો બચ્ચા હુઆ મંયને ડારા માર.
ખટમલકી મૂંછે પકડ દાઢી દીન્હીં જાર,
ઉલટા સીધા ભેંસકા લકડા કરે પુકાર.
મૈંના, મૈના, મોતિયા, મોતી, મોહનમાલા, મૂંગા, મકડીકી દૂમ.

હી–હીહી–( હસીને ) અહાહા ! આવો ! તુમભી આઓ આજ ભંગ પિયેં, ભંગી બને, નહીં નહીં ! શર્બત અચાર, રૂપેરી અચાર,

કહાર, ચમાર, લુહાર, સોનાર, રેવડી કડાકેદાર ! ઉડાવો મેરે યાર, લગીકે દિલકી બહાર ! હી હી હી–હાશ."

તે દીવાનાની આવી ચેષ્ટા તથા ઘડી ઘડીમાં જૂદી જૂદી ભાષાઓનું ઉચ્ચારણ થતું જોઈને વિક્રમસિંહે પોતાના સોબતી પ્રહરી પર્વતસિંહને ઉદ્દેશીને કહ્યું કે;—"અરે આતો કોઇ, દીવાનો જણાય છે દીવાનો ! દીવાના વિના આવા ઢંગધડા વગરનાં ભાષણો અને કવિતાઓ બોલવાનું સાહસ બીજા કોઇનાથી થઇ શકે જ નહિ."

"દીવાનો પોતાની ધુનમાં ને ધુનમાં જ પુનઃ બોલી ઊઠયો કે;–"હાંબે, અબે, તબે, કાલે તબે...મક્કા શરીફકે કબ્બે !"

વિક્રમસિંહે તે દીવાનાને સંબોધીને પૂછ્યું:—"અરે એ તું કોણ છે? અહીં શા માટે આવ્યો છે અને આવો શોરબકોર શામાટે કરી રહ્યો છે? (થોડીવાર અટકી જઇને) કેમ, મારા કહેવાનો જવાબ ન આપતાં તારા મનમાં આવે તેમ બકયે જાય છે. જો હવે બરાબર જવાબ નહિ આપે તો આ મજબુત ડંડાથી તારો વાંસો ખોખરો થશે અને તારો બકબકાટ આટલેથી જ અટકી જશે !"

દીવાનો તેની પાસે આવીને હસતો હસતો કહેવા લાગ્યો કે;–"કોન હમ ! હમારે લિયેહી આપ અયસી પૂછપૂરછ કર રહે હય ? હી હી હી–હમ–તુમ દોનોં ઉલ્લુકી દુમ (પૂછડી), તૂમ તનાનાના—ડરો ! ભાગો ! ભાગો ! હમ હમ હમ આ ગયે બંડે આદમી, ઓહોહો ! બાતકી બાત, લાતકી લાત, (હસીને) ક્યા બાવલા હય ? આજ પાની બરસા ? પપ પાની, તેરી જવાની, નાદાની, હેરાની, પરેશાની, મૈંને પિછાની ! કયોં દોસ્ત કયસી બાતે બનાઇ ?"

વિક્રમસિંહ ગુસ્સે થઇને બોલ્યો:—"ચાલ, ચાલ અહીંથી જલ્દી દૂર થા. શું તું મોત માગે છે? આવી મધ્ય રાત્રે તું અહીં શામાટે આવ્યો છે ?"

દીવાનો પાંચ સાત મોહોરો તથા કેટલાક રૂપિયા જમીનપર ફેંકીને ફરીવાર વીણવા લાગ્યો. અને ત્યાર પછી બોલ્યો કે;—"નિકલ, નિકલ, પડા લડા ખડા, માર, માર, છાર, વારવાર, કક કયા તુમ આદમી હોં ઓર ઔરત હો (મોટેથી હસીને) હાહાહા ! સૂરત આદમીકી, નાક કાન પાયજામે કે—

આ જોઇને વિક્રમસિંહે પર્વત સિંહને ઉદ્દેશીને કહ્યું:—"જૂઓ તો ખરા ભાઈ, આ તો કોઈ માલદાર જણાય છે. મોહોરો અને રૂપિયાથી તેનું ખીસું ચીકાર છે."

પર્વતસિંહે કહ્યું:—"બેશક, તે ખરો માલદાર જ છે, પણ તે આટલી બધી મોહોરો કયાંથી લાવ્યો હશે ?" આમ કહીને તેણે દીવાનાને પૂછ્યું કે;—"અરે તારી પાસે આ બધું શું છે. મને જરા જોવા તો દે, કે તું અહીં શું લઇ આવ્યો છે ?"

દીવાનાએ રૂપિયા બતાવીને કહ્યું:—"રૂપિયા, અશરફી લાલ, હીરાલાલ, પન્નાલાલ, મોતીલાલ, કૌડીલાલ ઠી ઠી ઠી."

પર્વતસિંહે લાલચથી કહ્યું:—"આ બધું તેં કયાંથી મેળવ્યું ? લાવ અમને આપી દે."

દીવાનાએ હસીને તેના હાથમાં બે સોના મહોરો આપતાં કહ્યું: "લે લે લે લેજા ! ઘર બહુત હય, અબ ન દૂંગા, અચ્છા, અચ્છા ? દૂંગા, રો મત, કભી ન દૂંગા, ન ન ન દૂંગા !"

વિક્રમસિંહ હાથ ફેલાવીને બોલ્યો કે;—"લાવ મને આપ, પણ તારૂં ઘર કયાં છે વારૂ ?"

દીવાનો એક મોહોર અને બે ચાર રૂપિયા આપીને બોલ્યો:— "ચલ દૂર હો ! અબ મેરા ઘર સ સ સ સડકપર—"

આ પ્રમાણે બકનો બકતો દીવાનો ત્યાંથી ન્હાસી ગયો. આ સમયે બીજા કેટલાક સિપાહીઓ પણ જાગી ઉઠયા હતા, જેઓ આ તમાશો જોઇને તાજુબ્બી પ્રકટ કરતા હતા અને માંહોમાંહે કહેતા

હતા કે;–" એની પાસે આટલા બધા રૂપિયા અને મોહોરો ક્યાંથી આવી હશે !"

આ સાંભળીને તેમાંનો એક બોલ્યો કે;—" એ દીવાનો નથી, પણ ભાંગ ઝાઝી પી ગયો છે, તેથી તેના મસ્તિષ્કમાં આવી વિકૃતિ થઇ ગઈ હોય તેમ જણાય છે. "

બીજો બોલ્યો કે;–" એની પાસે ઘણું ધન હોય એમ જણાય છે."

ત્રીજાએ પોતાનો અભિપ્રાય દર્શાવ્યો કે;—" જો તેમ જ હોય, તો તે એવાં ફાટયાં ટૂટયાં કપડાં પહેરીને અંધારી રાત્રે ફરવા પણ શા માટે નીકળે. ?"

ચોથાએ પોતાની તીક્ષ્ણ બુદ્ધિનો પરિચય આપતાં કહી સંભળાવ્યું કે;–" કદાચિત્ તે આપણને દગો દઇને પોતાનું કોઇ કાર્ય સિદ્ધ કરવા ન આવ્યો હોય ! "

પાંચમા સિપાહીએ સર્વનાથી જૂદા જ પ્રકારનો જૂદો જ જવાબ આપીને કહ્યું:—" તેની બુદ્ધિ અત્યારે બગડી ગઇ હોય તેમ જણાય છે, નહિ તો ભલા એવો તે મૂર્ખ મનુષ્ય બીજો કોણ હોય કે જે પોતાના ધનને હાથે કરીને આમ વ્યર્થ ઉડાવી દેવાની ઉદરતા દર્શાવી શકે, વારૂ ? "

તેઓ બધા આ પ્રમાણે જૂદા જૂદા મત પ્રકટ કરી રહ્યા હતા, એવામાં પેલો દીવાનો પુનઃ બકવાટ કરતો ત્યાં આવી પહોંચ્યો. આ સમયે તેની બન્ને મુઠ્ઠીઓ રૂપિયાથી ભરેલી હતી તેને તે દીવાનો પોતાની ઇચ્છાનુસાર તે દ્રવ્ય વ્હેંચવા લાગ્યો. આ જોઇને બધા સિપાહીઓએ તે દીવાનો ક્યાંથી રૂપિયા લઇ આવે છે, તેની તપાસ કરવાની સલાહ કરી. એ સિપાહીઓ દિવાનાને વાતોમાં નાખીને પોતાની સાથે લઇ ચાલ્યા. રસ્તામાં પણ દીવાનાનો અવાજ બંધ ન રહ્યો. સિપાહીઓએ તેને બોલવાની ઘણી જ મના કરી, પરંતુ દીવાનાએ તે તરફ કશું પણ લક્ષ આપ્યા વિના પોતાના રાગડાને જારી રાખ્યો. છેવટે તેને બહુ જ

ધમકાવીને દબાવ્યો તથા કહ્યું કે;—" હવે મિથ્યા લવારો કરવાનું મૂકી દઇને તું અમને તારૂં ઘર બતાવી દે, અમે તને અત્યારે તારા ઘેર જ લઇ જવા ઇચ્છીએ છીએ. "

દીવાનાએ તેનું ઉત્તર ન આપતાં ચલવા માંડયું. સિપાહીઓ પણ લગભગ અર્ધાક ગાઉ સૂધી તેની સાથે ચાલ્યા ગયા. ત્યાર પછી એક મકાન પાસે આવીને દીવાનાએ તેનો દરવાજો ઉઘાડી તેમાં પ્રવેશ કર્યો. બન્ને સિપાહીઓ પણ ડરતા ડરતા તેની પાછળ ગયા. અંદર જઇને જોયું કે, મકાન ઘણું જ મોટું હતું પરંતુ તદ્દન ખાલી પડેલું હતું તેમાં કાંઈ પણ સરસામાન અથવા તો મનુષ્યનો સંચાર પણ જણાતો હતો ફક્ત એક ઓરડામાં ઝાંખો દીપક સળગી રહ્યો હતો અને તેનો મંદ પ્રકાશ તે ઓરડાને પ્રકાશિત કરી રહ્યો હતો. તે ઓરડો અંદરથી બંધ કરેલો હતો. દીવાનાએ તે ઓરડાના દ્વાર ઉઘાડીનું તેમાં પ્રવેશ કર્યો અને ત્યાર પછી તેના એક ખૂણાની જમીન ખોદવાનું શરૂ કર્યું. સિપાહીઓએ ઓરડા તરફ દ્રષ્ટિ કરીને જોયું, ત્યારે તેમના મનમાં નિશ્ચય થઇ ગયો કે, એ ઓરડામાં પણ દીવાના વિના બીજી એક પણ વ્યક્તિ વિદ્યમાન નહોતી. આથી તેઓ બન્નેએ તે ઓરડામાં દાખલ થઇને પેલા દીવાનાની પેઠે જમીન ખોદવાનું શરૂ કર્યું. આ વખતે તેમણે પણ દીવાનાનું સ્વરૂપ ધારણ કરી લીધું. પરંતુ તેમનું દીવાનાપણું છેક વૃથા ન ગયું. કારણ કે, હાથ દોઢ હાથની ઊંડાઈ પર એક પીતળનો પુરાણો લોટો તેમને મળી આવ્યો. જે લોટો રૂપિયા અને સોના મોરોથી ભરેલો હતો અને તેમાં થોડીક ધૂળ પણ મળી ગઈ હતી. ધૂળ મળવાનું કારણ એ હતું કે, લોટાનું મુખ તદ્દન ઉઘાડું હોવાથી તેમાં ધુળનો પ્રવેશ સહજમાં જ થઇ શકે તેમ હતો.

આ જોઇને તે બન્ને સિપાહીઓ ખુશી થયા અને આનંદના માર્યા નાચવા લાગ્યા. ત્યાર પછી તેઓ બન્ને માંહોમાંહે કાંઇક સલાહ કરી તે પીત્તળનો લોટો લઇને કોણ જાણે કઈ બાજૂએ ચાલ્યા

ગયા. તેમના જવા પછી દીવાનો પણ તે મકાનને બહારથી સાંકળ ચઢાવીને ફરીવાર તે કિલ્લાના દરવાજાપર જઈ પહોંચ્યો અને કાંઇક બડબડવા લાગ્યો. તે સમયે લોટો લઇને ન્હાસી ગયેલા બન્ને સિપાહીઓ પણ ત્યાં આગળ આવી પહોંચ્યા. પરંતુ આ સમયે તેમની પાસે પેલો લોટો ન હોવાથી એવું અનુમાન કરી શકાતું હતું કે, કદાચિત્ તેઓ તે લોટાને ક્યાંક છૂપાવી આવ્યા પછી જ અહીં આવ્યા હોવા જોઇએ. એ બન્નેને જોઇને જે સિપાહીઓ નહોતા ગયા તેઓ એમને પૂછવા લાગ્યા કે;–“ કહો ભાઇઓ, કાંઈ મિલ્કત મળી કે એમના એમ ખાલી હાથે જ ચાલ્યા આવ્યા છો વારૂ ?”

એક સિપાહી કે જે પાગલ અથવા તો દીવાનાની સાથે ગયો હતો તેણે જવાબ આપતાં કહ્યું કે;–“ નારે ભાઈ, અપાસરે જવાથી મલિદા મળતા હશે ખરા કે ? આ દીવાનાની સાથે જવાથી તો નાહક ધક્કો થયો અને ફૂટી બદામ પણ ન મળી.”

પાગલ હસીને બોલ્યોઃ–“ જૂઠા ! યહ જૂઠા ! એક લોટા ઘરસે લેકર ભાગ ગયા, મેરા ક્યા ગયા, તેરા ક્યા ગયા, યહાં તો બડે બડે હા હા હા, કલસે ગડે ભરે ધરે હૈં, પીપલકે પડે મેં સોનેકી શાખ. ઓહોહો !”

આ પ્રમાણે બકતો બકતો તે દીવાનો પુનઃ ચાલતો થયો. પરંતુ પોતાની વાતોથી એમ જાહિર કરી ગયો કે, તે જગા કે જ્યાંથી લોટો નીકળ્યો છે, ત્યાં આગળ હજી પણ પુષ્કળ ધન પડેલું છે. એ જોઇને સહુને લાલચ પેદા થઇ અને જે સિપાહીઓ દીવાનાની સાથે નહોતા ગયા તેઓ પેલા લોટો લઈ આવનાર પોતાના બન્ને સોબતી સિપાહીઓને પાગલના ઘર સંબંધી તરેહ તરેહવારના પ્રશ્નો પૂછવા લાગ્યા; પરંતુ તેમણે ખરી વાત ન કહેતાં દીવાનાને જૂઠો ઠરાવી દીધો. પણ લાલચ એક બુરી બલા છે. એવી જે એક કહેવત કહેવામાં આવે છે તે લેશ માત્ર પણ ખોટી નથી. એ કહેવત પ્રમાણે તેમણે એ બન્ને

જણુઓની વાતપર વિશ્વાસ ન આણતાં સહુએ મળીને એવી સલાહ કરીકે, એકાદ બે સિપાહીઓએ પાગલના મકાનપર જવું. આ પ્રમાણેની સલાહ દરેક પસંદ આવી અને ફક્ત બે સિપાહીઓને દરવાજાપર મૂકી આઠ સિપાહીઓ તે મકાન તરફ રવાના થયા.

ત્યાં ગયા પછી દરવાજો ઉઘાડીને તેઓ બધા બેધડક તે મકાનમાં દાખલ થયા અને ત્યાર પછી તે મકાનના દરવાજાને અંદરથી બંધ કરીને પેલા ઓરડામાં પેઠા તથા તેની જમીન ખોદવા લાગ્યા. લગભગ બે એક હાથના ઉંડાણપર એમને કોઈ એક સખ્ત ચીજ જણાવા લાગી અને તેના પર પાવડાનો ખણંખણં શબ્દ થતો સંભળાવા લાગ્યો. આ જોઇને બધાના મનમાં હિમ્મત આવી અને એમણે માટી ખસેડીને તે વસ્તુને બહાર કાઢવાનો નિશ્ચય કર્યો. તેમણે માટી સેરવીને જોયું તો લોહાની એક મોટી પાટ તથા એક ગાડી સાફ સાફ દેખાવા લાગ્યાં. એ જોઇને તેમના મનમાં ખાત્રી થઇ કે, એ પાટ તળે અવસ્ય કોઈ મોટો ધનભંડાર હોવો જોઇએ, એટલા માટે તે ચૉકીને બહાર કાઢવાનો તેઓ પુષ્કળ પરિશ્રમ કરવા લાગ્યા. હજી તેમણે અર્ધી પાટ પરથી પણ માટી ખેસવી નહોતી, એવામાં બહારથી કોઇએ આવીને તે ઓરડાના દ્વાર પર સાંકળ વાસી દીધી. દ્વાર બંધ થવાનો અવાજ તેમના કાનપર પડવાથી તે બધા સિપાહીઓ એક સાથે ચમકી ઉઠયા અને ગભરાઇને ચૉકીપરથી ધુળ કાઢવાનું કામ માંડી વાળી કમાડ ઉઘાડવાની ચેષ્ટા કરવા લાગ્ય. તેમણે ઘણી વાર સુધી માથાં પછાડયાં, કમાડ ઉઘાડવાનાં ઘણાં ઘણાં ફાંફાં માર્યા. પરંતુ તે કમાડ બહુ જ મજબૂત હોવાથી કોઇ પણ પ્રકારે તેમનાથી ઉઘાડી શકાયાં નથી. ત્યારે છેવટે એક સિપાહીએ કંટાળીને બૂમ મારી કે;- અરે ભાઈ ! તમે નાહક કમાડ શામાટે બંધ કરો છો ? જે હો તે કૃપા કરીને દ્વાર ઉઘાડી નાખો, અમે તમારો મોટો ઉપકાર માનીશું અને તમારા ઉપકારનો બદલો પણ વાળી આપીશું. ”

આનો કશો પણ જવાબ ન મળ્યો, ફક્ત બહારના દરવાજાનો બંધ થવાનો અવાજ તેમને કાને સંભળાયો, એ પરથી તેમણે વિચાર્યું કે, કોઇ એક પુરુષ કે જેણે ઓરડાનાં દ્વાર બંધ કર્યાં હતાં તે બહારનો દરવાજો પણ બંધ કરીને ચાલ્યો ગયો છે. આ સમયે તે લોકો બહુ જ ગભરાયા અને તેઓ બે જણાએ મળીને તે ઓરડાનાં દ્વાર ઉઘાડવાનો પ્રયત્ન કરવા માંડ્યો. તેમણે ઘણી વાર સુધી માથાફોડ કરી, બારણાંને હલાવ્યાં; પરંતુ તેમ છતાં પણ તે ઓરડાનાં કમાડ ઉઘડી શક્યાં નહિ. આથી તેમણે તેમ કરવાના વિચારને માંડી વાળ્યો. છેવટે લાચારીથી તેઓ થાકીને તેમ કરતા અટકી ગયા. તથા માંહો માંહે આ પ્રમાણે વાત ચીત કરવા લાગ્યા:—"

પ્રથમ એક સિપાહીએ કહ્યું કે:—" સત્યાનાશ જાય આ હરામજાદી લાલચનું કે જેણે આપણને આટલા બધા ખુવાર મેળવ્યા. પણ હવે શું કરવું, તેનો તમને કાંઇ પણ ઉપાય સૂઝે છે કે?"

બીજાએ કહ્યું:—" ઘણું જ ખોટું થયું! તે હરામખોર દીવાના નહોતો, પરંતુ કોઈ બહુરૂપી અથવા તો ઠગારો જ હતો, અને તેણે પોતાની ઠગવિદ્યાથી આપણને આમ ફસાવી દીધા છે. "

ત્રીજો બોલ્યો:—" મેં તો પ્રથમથી જ કહ્યું હતું કે, એની દગાબાજીમાં ન સપડાતા, તેમ છતાં પણ લાલચને વશ થઇને તમે બધા અહીં આવી પડ્યા, તો તેની સજા પણ તેવી જ મળી. તમારા બધાના વાદે હું પણ અહીં આવી ચઢ્યો, તો મારી પણ તેવી જ દશા થઇ. કોઇએ ખરૂં જ કહ્યું છે કે, 'લાંબા વાંસે ઠુંકો જાય મરે નહિ તો પણ માંદો થાય,' અત્યારે મારી પણ બરાબર તેવી જ દુર્દશા થઇ છે. હવે અહીંથી કોણ જાણે ક્યારે છૂટકો થશે—"

ચોથાએ અજાયબીથી પૂછ્યું:—" જો તમે એમ કહ્યું હતું અને આવું પરિણામ આવશે એમ જાણતા જ હતા, તો પછી અમારી સાથે અહીં શામાટે આવ્યા વારુ ?"

પાંચમાએ કહ્યું:—“ અરે ભાઈ ! ખરૂં પૂછો તો તમે જ બધાને લાલચના ફન્દામાં લપટાવીને અહીં લઈ આવ્યા છો. તમે જ બધાને ઊંડા કૂવામાં ઉતાર્યા છે. ”

ચોથાએ જરા ગુસ્સે થઈને કહ્યું:—“ હા–હા. મેં જ લલચાવ્યા અને ઊંડા પાણીમાં ઉતાર્યા, પણ મારી સાથે આવતાં તમારી બુદ્ધિ બળી ગઇ હતી ? શું તમે નાના બાળક હતા કે, મારી વાર્તા સાંભળીને કાંઈ પણ વિચાર કર્યા વિના જ મારી સાથે દોડી આવ્યા ?”

પાંચમાએ કહ્યું:—“ બસ ભાઈ, હવે આપની પંચાતને આટલેથી જ અટકાવી દો. ”

ચોથાએ કહ્યું:–‘ ત્યારે મારા માથે ખોટું આળ શામાટે ચઢાવો છો ? મેં સહુને લાલચમાં નાંખ્યા હતા કે તમારા ભાઇ કુલીનસિંહે સહુને લાલચમાં લપટાવ્યા હતા વારૂ ? પોતાની ભૂલને તો જોતા જ નથી અને બીજાના શિરપર એકદમ આળ ચઢાવતાં જરા શર્માતા પણ નથી ? હવેથી કદાપિ આવી વાતજ કરશો નહિ, નહે તો હું સાફ કહી દઉં છું કે તેનું પરિણામ કાંઇક જૂદું જ આવશે. ”

છઠ્ઠાએ કહ્યું:—“ અરે યાર ! આમ ટંટો શામાટે કરો છો ? હવે વાદ વિવાદ કરવાથી કશું વળવાનું નથી. આપણે બધા દગાબાજીમાં આવી પડયા છીએ એમાં તો કશી શંકા જ નથી, પરંતુ હવે આમાંથી બચવાનો શો ઉપાય કરવો જોઇએ ? જો શ્રીમતી મહારાણીશ્રીને આપણી આ વાતની ખબર પડી જશે તો આપણને સહુને નોકરી પરથી બરતરફ થવું પડશે અને વખતે મરણને આધીન થવાનો પ્રસંગ પણ આવી લાગશે. એટલા માટે હવે આ વિવાદને બાજૂએ મૂકી અહીંથી છૂટવાનો વિચાર કરો કે, જેથી મરણના મુખમાંથી બચવાનો અને નોકરીપરથી બરતરફ થવાનો પ્રસંગ જ ન આવી શકે !”

સાતમાએ કહ્યું:—“ વળી આપણે સારૂં કરતા આવ્યા કે, દર-

વાજા પર આપણા બે સાથીઓને મૂકતા આવ્યા, નહિ તો કોણ જાણે શો ગજબ થાત અને રાજમહાલય તદ્દન પહેરા વગરનો થઈ જાત. આથી મહારાણીના ગુસ્સાનો પાર પણ ન રહેત. ”

આઠમાએ કાંઇક વિચાર કરીને કહ્યું:—“ સારૂં શું કર્યું ધુળ? જ્યારે એ એકલા દીવાનાએ આપણને આઠજણને ફસાવી પાડયા છે, ત્યારે બિચારા બે જણાનું તે શું ગજું કે, તેના સ્હામી ટક્કર ઝીલી શકે ? હું ધારૂં છું કે તે દીવાનાએ તેમને પણ પોતાના જાળમાં અવશ્ય ફસાવી દીધા હશે અને રાજ મહાલય તદ્દન રેઢો રહ્યો હશે. ”

પહેલાએ કહ્યું:—“ મને અજાયબી માત્ર એજ થાય છે કે, આપણે અંદર આવ્યા ત્યારે મકાનનો દરવાજો બંધ કરતા આવ્યા હતા, તે દરવાજાને દીવાનાએ બહારથી શી રીતે ઉઘાડયો હશે ? મને તો એમ જ લાગે છે કે, એ દીવાનો કોઇ જેવો તેવો ઠગારો જ નહિ, પરંતુ કોઈ મહા બુદ્ધિમાન અને ચાલાક ખેલાડી પણ હોવો જોઇએ. જો તેમ ન હોય તો તેનાથી આવું બહાદુરી ભરેલું કામ કદાપિ થઈ શકે જ નહિ. કેમ ભાઇઓ ! આ બાબતમાં તમારો શો અભિપ્રાય છે ? ”

બીજાએ કહ્યું:—“ કદાચ તે દીવાનો પ્રથમથી જ આ મકાનમાં આવીને છૂપાઇ રહ્યો હશે. ”

પહેલો બોલ્યો:—“ વાહ-વાહ ! બુધ્ધિ તો બહુ જ સારી ચલાવી. દીવાનો આ મકાનમાં પ્રથમથી જ આવ્યો હોય, એમ બનેજ શી રીતે ? જ્યારે આપણે બધા આ મકાન તરફ આવી રહ્યા હતા, મકાનમાં પ્રવેશ કર્યો હતો, અને દીવાનો મકાનમાં જ છૂપાઈ ગયો તો પછી બહારથી સાંકળ વાસેલી શી રીતે જોવામાં આવે વારૂ ? મને તો આમાં કોઇ ભયંકર ભેદ સમાયલો જણાય છે.”

ત્રીજાએ કહ્યું:—“ કદાચ એ દીવાનાની સાથે બીજો કોઇક

સોબતી પણ હોય, તો તેમાં કાંઇ નવાઇ જેવું નથી. કારણ કે, એવા ખેલાડીઓ સોબતી વિના બ્હાર નીકળતા જ નથી.”

ચોથો બોલ્યોઃ—“તમે બધા પોત પોતાનું ફોડી રહ્યા છો, પણ મારી વાત તરફ તો કોઇ ધ્યાન પણ આપતા નથી. હું એમ કહેવા માગું છું કે, દીવાનાને આપણી સાથે એવી તે શી દુસ્મની હતી કે, તે આપણે આમ દગો દઇને કેદી બનાવી દે વારૂ? તેણે જ જો આપણી સાથે આવો વ્યવહાર ચલાવ્યો છે, તો તેનું કાંઈ ખાસ કારણ તો હોવું જ જોઇએને. વિના કારણ તે આપણને આવો ત્રાસ આપે, એવું કદાપિ બને જ નહિ.”

પાંચમાએ કહ્યું:—“તેની સાથે આપણે કશી પણ દુસ્મની નહોતી એ ખરૂં, પરંતુ તેને કદાચ મહેલમાં પેસવાની લાલચથી આવું કારસ્થાન કર્યું તો તેમાં જરા પણ આશ્ચર્યનો અંશ નથી.”

છઠ્ઠો સિપાહી કેટલીકવાર પર્યન્ત ચૂપ રહ્યા પછી બોલ્યોઃ—“તેણે મહાલયમાં પ્રવેશ કરવાનો વિચાર પોતાના મનમાં પ્રથમથી જ દૃઢ કરી રાખ્યો હોવો જોઇએ.”

આઠમાએ કહ્યું:—“પણ મહેલમાં તે શી રીતે પેસી શકે તેમ હતો વારૂ? મહેલનો અંદરનો દરવાજો તો સદા બંધ જ રહે છે, એટલે તેનાથી કોઇ પણ રીતે પેસી શકાય તેમ નથી.”

સાતમો બોલ્યોઃ—“અરે ભાઇઓ! ગમે તેમ હોય, પણ આજે આજે આપણી તો પૂરી કમબખ્તી બેસી ગઇ છે. હવે આમાથી છૂટકો થાય તેમ જણાતું નથી.”

એ લોકો આ પ્રમાણે અનેક પ્રકારની વાતો કરવા લાગ્યા. તેઓ પુનઃ કમાડ ઉઘાડવાનો પ્રયત્ન કરવા માંડયો. પરંતુ તે કમાડ એવા તો કઠિન હતાં કે, તેમનાથી એક તસુ માત્ર પણ ખસ્યાં નહિ. છેવટે સહુ નિરાશ થઇને સલાહ કરવા લાગ્યા કે, લોઢાની ચૉકીને તો ગમે તે રીતે બહાર કાઢવી જ જોઇએ, કારણ કે, તેમ કરવાથી કાંઇક

મિલ્કત હાથ લાગી જશે, એવો તે લોકાના મનમાં પાકો ખ્યાલ હતો. ઘણી મેહનત કરવાથી તે ચૉકીને તેમણે જમીનમાંથી બહાર ખોદી કાઢી, પરંતુ ખજાનાનો પત્તો ન મળ્યો, એથી તેમણે વધારે નીચે ખોદવા માંડયું. પણ પત્થર, ઇંટ, કાંકરા અને માટી સિવાય એક કોડી પણ તેમના હાથમાં આવી નહિ. એથી છેવટે લાચારીથી તેઓ હાથ પગ પછાડતા ઉભા રહ્યા અને પોતાની કરેલી મહેનતને આવી રીતે બરબાદ થયેલી જોઇને અત્યંત પશ્ચાત્તાપ કરવા લાગ્યા.

એ ઓરડામાં એક પાવડા વિના બીજી એક પણ વસ્તુ નહોતી, તેથી ત્યાંની જે જગાની જમીન ખોદવામાં આવી હતી, તે જગાની માટી, જ્યાં ચૉકી દટાયલી હતી, ત્યાં બહુ જ પોલી હતી. જો તે વખતે તે લોકોની પાસે પાવડો ન હોત તો હાથવડે માટી કાઢવાનું કામ તેમને માટે ઘણું જ મુસ્કેલી ભરેલું થઇ પડત, કારણ કે, બધી જગાની જમીન કાંઇ એટલી બધી પોલી નહોતી. તે ઓરડાની દીવાલો પાકી ઇંટ અને ચૂનાની બનેલી હતી અને જેનાપર એ પાવડો કાંઈ પણ અસર કરી શકતો નહોતો. તે પાવડાથી દીવાલની એક ઇંટ પણ ખસી શકતી નહોતી.

તે સિપાહીઓ જ્યારે દરેક રીતે હારી ગયા, અને મહેનત કરી કરીને થાકી ગયા, ત્યારે ઘણી જ દિલગીરી અને ગભરાટથી બેસીને વિચારવા લાગ્યા કે;—"હવે આ ભયંકર કેદખાનામાંથી શી રીતે બહાર નીકળવું ?" આ સમયે રાત્રિ પણ બહુ જ થોડી બાકી હતી, તે લોકો ચૂપચાપ બેસીને પોતાના મનમાં અનેક મનસુબા કરી રહ્યા હતા, એવામાં બહારથી કોઈના ખોંખારવાનો અવાજ સંભળાયો, જેથી સહુનું ધ્યાન તે તરફ ખેંચાયું. એક સિપાહીએ પોકારીને પૂછ્યું:— "કોણ છે ?" પણ કોઇનો અવાજ ન મળવાથી ફરીવાર પૂછ્યું:— "કોણ ખોંખારે છે ?"

આ વખતે બહારથી કોઇક બોલ્યું કે;—"હું છું." સિપાહીએ

કહ્યું:—"જરા આમ આવો. તમે કોણ છો અને અહીં શા માટે આવ્યા છો ?"

આનો કાંઈ પણ જવાબ ન મળ્યો, પરંતુ તેમ છતાં એટલું તો અવશ્ય તેના જાણવામાં આવી ગયું કે જાણે બહારના ઓરડાના દ્વાર પાસે આવીને તે માણસ ઉભો રહ્યો છે.

તે સિપાહીએ કહ્યું કે:—"ભાઈ, જરા આ બારણું ઉઘાડો તો. તમે કોણ છો અને અત્યારે અહીં શા માટે આવ્યા છો વારૂ ?"

તે આગંતુક પુરુષે કહ્યું:—"પ્રથમ તમે કહો જોઇએ કે તમે બધા કોણ છો અને આવી રીતે આ ઓરડામાં આવીને શા કારણથી પૂરાયા છો વારૂ ?

તે સિપાહીએ જવાબમાં જણાવ્યું કે:—"અમે માણસ છીએ, દૈવવશાત્ અહીં આવી ચઢયા છે. પણ હવે કૃપા કરીને તમે આ બારણું ઉઘાડી નાખો."

આગંતુક જને કહ્યું:—"તમને આ ઓરડામાં કોણે બંધ કર્યા છે વારૂ ?"

સિપાહીએ જવાબ આપ્યો:—"તમે પ્રથમ સાંકળ ઉઘાડો, એટલે અમે તમને અમારો બધો વૃત્તાંત કહી સંભળાવીશું."

તે પુરુષે કહ્યું:—"જ્યાં સૂધી તમે તમારો વૃત્તાંત કહેશો નહિ, ત્યાં સૂધી હું તમને મારો પરિચય આપી શકીશ નહિ. જો તમારે આ ઓરડામાંથી બહાર નીકળવાની ઇચ્છા હોય તો, મને તમારૂં અહીં આવવાનું કારણ તથા તમારો સત્ય પરિચય વિદિત કરી દો."

તે સિપાહીએ ઉતાવળથી કહ્યું:—'હવે દ્વાર ખોલો છો કે નહિ વારૂ ?"

આગંતુકે કહ્યું:—"જો બહુ બકવાદ કરશો તો આ ઓરડામાં પડયા પડયા સડી મરશો. તમારા દબાવ્યાથી હું કદાપિ દ્વાર ઉઘાડી શકીશ નહિ."

આ સાંભળીને એક બીજા સિપાહીએ વિનયથી કહ્યું:—"વારૂ, ભાઈ! કૃપા કરીને તમે આ દ્વાર ઉઘાડી નાખો. તમને અમે હાથ જોડીને કહીએ છીએ કે જો તમે અમને આ અંધકારમય ઓરડામાંથી મુક્ત કરશો, તો તમારા તે ઉપકારનું અમે કદાપિ વિસ્મરણ કરી શકી શું નહિ." થોડીવાર સુધી ચૂપ રહ્યા પછી તેણે પાછું કહેવા માંડયું કે;- "કેમ ભાઈ! સાંભળતા નથી. અમારી વિનતિ તમારા લક્ષમાં નથી આવતી?" જરા વાર અટકીને તે વળી પાછો બોલ્યો કે;— "શું તમે ગુસ્સે થઇ ગયા છો કે જેના યોગે અમારી વાતનું ઉત્તર પણ નથા આપતા."

આ જોઇને એક સિપાહીએ પોતાના બીજા એક સોબતીને સંબોધીને કહ્યું કે;—"કોણ બોલે? તે પણ અહીંથી ન્હાસી ગયો હોય તેમ જણાય છે?"

બીજા સિપાહીએ કહ્યું કે;—"ના ના, તે હજી અહીં જ છે, ક્યાંય પણ ગયો નથી. તે તો મારો ભાઈ છે, તેથી મને છોડીને ક્યાં જવાનો છે?"

સિપાહીઓએ તેને ઘણો ઘણો બોલાવ્યો, અનેક પ્રકારની લાલચો આપી, બાઇબાપ કહીને બોલાવ્યો, પરંતુ તે ત્યાં હતો જ નહિ, તો પછી તે બોલી શી રીતે શકે વારૂ? જ્યારે અવાજોથી કામ ન નીકળ્યું, ત્યારે, એક સિપાહીએ કમાડને હચમચાવીને ઉઘાડવાની ઇચ્છા કરી. તેણે કમાડ ઝાલીને આંચકો માર્યો કે તરત જ દ્વાર ઉઘડી ગયું. આ પરથી તે લોકો સમજી ગયા કે, તે આગંતુક જ છૂપી રીતે દ્વાર ઉઘાડીને ચાલ્યો ગયો છે. સહુએ પરમેશ્વરને ધન્યવાદ આપ્યો. અને એકદમ તેની તપાસ કરવાના ઉદ્દેશથી તે મકાનમાં તેઓ આમતેમ ફરવા લાગ્યા. પરંતુ ત્યાં તેનો કાંઇપણ પત્તો ન મળવાથી છેવટે દરવાજાપર સાંકળ ચઢાવીને એકદમ ન્હાસતા ન્હાસતા કિલ્લાના દરવાજાપર, જ્યાં તેમનો પહેરો હતો ત્યાં જઇ પહોંચ્યા. ત્યાં જઇને તેમણે જોયું કે,

તેમના બે સાથીયોમાંનો એક સિપાહી ઓટલાપર પડેલી ખાટલીપર સૂઈ રહ્યો છે અને બીજો એક દરવાજાની દીવાલને અઢેલીને બેઠો બેઠો ઊંઘી રહ્યો છે. તે લોકોએ જે બેઠો બેઠો ઊંઘતો હતો, તે પુરુષનું મસ્તક હલાવીને તેને જગાડવાનો નિશ્ચય કર્યો, પરંતુ તેમ કરતાં તેમને તે પુરુષ બેભાન અવસ્થામાં પડેલો જણાયો. બીજા પાસે જઇને જોયું તો તે પણ અચેતન થઇને પડયો હતો, તેના શરીરની શુદ્ધિ રહી નહોતી. એ હાલ જોઇને સહુને શંકા થઈ કે, અવસ્ય આજે કોઇએ કાંઇક દગો કરેલો હોવો જોઇએ."

આ પ્રમાણે વિચાર આવવાથી તેમણે પોતપોતાનાં હથિયારો તથા પોશાકો આદિ સંભાળવા માંડયાં; પરંતુ તેમાંની તમામ વસ્તુ ત્યાંથી મળી શકી. એથી તેમની એ શંકાનું નિવારણ થઇ ગયું. ત્યાર પછી તેઓ સહજ નિશ્ચિંત થઇને આરામ કરવા લાગ્યા અને તેમાંના ચાર ચાલાક પુરુષો મહાલયનો દરવાજો જોવા લાગ્યા. તે દરવાજો હમેશાં અંદરથી બંધ રહેતો હતો, એથી તે અત્યારે કોઇએ ઉઘાડયો છે કે નહિ, તેની તપાસ કરવાના ઉદ્દેશથી તેમણે તે દરવાજાપર કેટલીક વાર સૂધી ધક્કા મારવા માંડયાં, પરંતુ તેને નિત્યની પેઠે બંધ રહેલો જોવાથી તેમના ચિત્તમાં કાંઇક શાન્તિ વળી. જ્યારે તેમને કાંઇક ધીરજ આવી અને પોતાના બચાવની પૂરી આશા બંધાઇ ગઇ. ત્યારે તેમણે પેલા બેહોશ સિપાહીઓને ખાટલાપર સૂવડાવી દીધા અને તેમાંનો એક પુરુષ કાયદા પ્રમાણે દરવાજાપર ઉભો રહીને બરાબર પહેરો ભરવા લાગ્યો. બાકીના બીજા બધા પોતપોતાની જગાએ બેસીને ધીમે ધીમે વાતચીત કરવા લાગ્યા.



સપ્તમ પરિચ્છેદ

## અજબ અવાજ

દિલકા કોઈ હામી દમે બિસ મીલ નહીં હોતા,
કમબખ્ત કલેજા ભી તોશા મીલ નહીં હોતા;
તીર ઉસને લગાયા વહ લગા આકે જિગરપર,
કમસીનહે વહ કયા જાને યહાં દિલ નહીં હોતા.
દિલ તુમને લિયા હૈ તો જરા બોલિયે હજરત,
ચુટકીમેં મિસલનેકે લિયે દિલ નહીં હોતા;
અયે દાગે મુસીબતમેં મૈં હું કુછ કલ નહીં પડતી,
ગો છિનત હો મુઝસે જુદા દિલ નહીં હોતા.

આપણો ચાલાક દીવાનો જ્યારે રાણી સાવિત્રીના સિપાહીઓને આ પ્રમાણે ફન્દામાં ફસાવીને ચાલ્યો ગયો અને તે સાથે તેમને એમ કહેતો ગયો કે, તે મકાનમાં એક મોટા ખજાનો છે અને તે ખજાનો સોના રૂપાની મોહોરોથી ચીકાર ભરેલો છે, ત્યારે તે સિપાહીઓ તેને લેવા માટે લલચાયા અને દીવાનાના મકાન તરફ દોડી ગયા, એ વાર્તા વિગત પરિચ્છેદમાં આવી ગઈ છે, એટલે આ સ્થળે તેનો વધારે ઉલ્લેખ કરવાની કશી પણ આવશ્યકતા નથી. જે સમયે તે સિપાહીઓ કે જેની સંખ્યા આઠની હતી, તેઓ ખજાનો મેળવવાની આશાથી દીવાનાના મકાન તરફ રવાના થયા, તે સમયે તે દીવાનો ક્યાંય પણ દૂર ન જતાં એક એવી સાંકડી ગલીમાં છૂપાઇને જોવા લાગ્યો કે તે સ્થળેથી રાણી સાવિત્રીના કિલ્લાની પૂર્વ દિશામાં આવેલા દરવાજાપર ઉભેલા પેલા સિપાહીને બરાબર જોઈ શકતો હતો એ ગલી કિલ્લાના દરવાજાથી ચાળીસ પચાસ કદમ દૂર હતી, ત્યાં આગળ ઉભો

રહીને દીવાનો ચૂપચાપ દરવાજા તરફ જોતો રહ્યો. જ્યારે આઠ સિપાહીઓ તે મકાન તરફ રવાના થયા ત્યારે દીવાનો પણ તેમનાથી પચાસ સાઠ કદમ દૂર રહીને છૂપાતો છૂપાતો ચાલ્યો ગયો અને જ્યારે તે લોકો મકાનમાં પેસી ગયા, ત્યારે દીવાનો પણ દરવાજા પાસે ગયો, પરંતુ સિપાહીઓએ અંદર જઈને દરવાજો બંધ કરી લીધો હતો એટલે દીવાનાને અંદર જવામાં એક મોટી હરકત આવી પડી. તેણે એકવાર ઉપર દૃષ્ટિપાત કર્યા પછી પોતાની કમ્મર પરથી એક દોરડું છોડયું અને તે દોરડાંની સહાયતાથી તે દીવાલપરથી એકદમ અંદર ઉતરી પડયો. જ્યારે તેણે જોયું કે આઠે સિપાહીઓ નિશ્ચિંતતાથી ઓરડામાં જમીન ખોદી રહ્યા છે અને લોઢાની ચોકી ઉખાડવા ચાહે છે, ત્યારે તે બહુ જ ધીમેથી તે લોકો દેખી ન શકે, તેવી રીતે તે ઓરડાના દ્વાર પાસે આવ્યો અને તેણે એકદમ દ્વાર બંધ કરીને તેના પર સાંકળ ચઢાવી દીધી. તે સમયે સિપાહીઓ પોતાના કામમાં વળગ્યા હતા, તેમના મનમાં કશી પણ શંકા નહોતી. એકદમ કમાડ બંધ થવાનો અવાજ સાંભળીને બધા ચમકી ઊઠયા અને દરવાજા પાસે આવી લાગ્યા, પણ તે દરમ્યાન પેલા દીવાનાએ તે દરવાજાપર સાંકળ વાસી દીધી એટલે તેમનાથી કાંઇપણ બની શકયું નહિ.

તે આઠે સિપાહીઓને એ ઓરડામાં પૂરી દીવાનો એક બીજા ઓરડામાં ગયો અને કોઇ એક વસ્તુ પોતાના હાથમાં લઇ, મકાનના દરવાજાને બહારથી બંધ કરી પુનઃ કિલ્લાના દરવાજાપર આવી લાગ્યો અને જેમ તેમ બકવાદ કરતાં કરતાં તેણે બન્ને સિપાહીઓ કે જે દરવાજાપર પહેરો ભરી રહ્યા હતા, તેમને થોડાક રૂપિયા અને બેચાર કપૂરના કકડા આપ્યા. જેથી તે કપૂરની ખુશબોથી તેઓ બહોશ થઇને જમીનપર ગબડી પડયા. દીવાનાએ પોતાના બકવાદ બંધ કરી દીધો અને એક બેહોશ સિપાહીને ઉપાડીને ઓટલાપરની ખાટલીપર સૂવડાવી દીધો, બીજાને દરવાજાની દીવાલને ઓથે એવી રીતે બેસાડી

દીધો કે, જેથી જોનારના મનમાં તે બેઠો જ છે એવો ભ્રમ થયા વિના ન રહે. આ બધાં કામો દીવાનાએ ઘણી જ ઉતાવળ અને સ્ફુર્તિથી કરી નાંખ્યાં અને પછી તે મહાલયના દરવાજાપર ગયો.

મહાલયનો દરવાજો બહુ દૂર નહોતો. જે સ્થળે પેલા પ્રહરીઓ પહેરો ભરતા હતા, ત્યાંથી માત્ર દસબાર કદમજ તે દૂર હતો. અને ખરી રીતે એ દરવાજાના રક્ષણ માટે જ આ દરવાજાપર પહેરો રાખવામાં આવતો હતો. અહીંથી બીજે કયાંય પણ જવાનો બીજો રસ્તો નહોતો, ફક્ત તેજ દરવાજો કે અંદરથી બંધ રહેતો હતો, તેને મહાલયનો માર્ગ કહેવામાં આવતો હતો. એ દરવાજો બહુજ ઉંચો હતો અને એનાપર એક અતિ સુંદર છજું બનેલું હતું. એ છજાંથી સહજ પાછળ અથવા તો દરવાજાથી દીવાલપર કેટલાક કાંગરા અને વચ્ચે વચ્ચે એક ઘણી જ ખૂબસુરત મેહરાવ બનેલી હતી. દરવાજાની બન્ને બાજૂએ બે બૂર્જો હતા અને જેનાપર સોનાના કળશો શોભી રહ્યા હતા.

દીવાનાએ જ્યારે જોયું કે, દરવાજો અંદરથી બંધ છે અને જે કોઈપણ રીતે બહારથી ઉઘડી શકે તેમ નથી, ત્યારે તેણે દરવાજાના છજાંપર દોરડું ફેંકયું, પરંતુ છજું બહુ જ ઊંચું હોવાથી તે દોરડું ત્યાં સુધી પહોંચી શકયું નહિ. તેણે ફરીવાર ઘણા જ જોરથી દોરડું ફેંકયું, તો પણ તેની ધારણા સફળ ન થઈ. ત્યારે તેણે જે ઓટલા પર પહેરાવાળાઓ રહેતા હતા અને જેની છત બહુ ઉંચી નહોતી, તેનાપર દોરડું ફેંકયું અને પછી તે તે દોરડાંના આધારે સપાટાબંધ છતપર ચઢી ગયો. એ ઓટલાની છત દરવાજા સુધી પહોંચેલી હતી, એથી દીવાનાને તે સ્થળેથી ઉપર ચઢવાનો સારો મોકો મળ્યો. તરત જ તે દોરડું ફેંકીને દરવાજાના છજાંપર જઈ પહોચ્યો. બીજી તરફ અથવા તો અંદર ઉતરવામાં તેને બહુ જ મુશ્કેલી પડી. કારણ કે, ત્યાં એવી કોઇ છત નહોતી અને દોરી પણ પહોંચી શકતી નહોતી, તે બહુજ ટુંકી પડતી હતી. છેવટે લાચારીથી તે જ્યાં સુધી દોરી પહોંચી

ત્યાં સુધી દોરીના આધારે નીચે ઉતર્યો અને ત્યાર પછી તે અધવચથી એકદમ કૂદી પડયો તેણે જોયું કે, એ એક ઘણો જ સુંદર અને સુસજ્જિત બગીચો હતો અને જેની પશ્ચિમ દિશામાં એક અત્યંત મનોહર બંગલો બનાવેલો જણાતો હતો. તે બંગલામાં પુષ્કળ રોશની પ્રકટી રહી હતી.

દીવાના છૂપાતો છૂપાતો તે બંગલાપાસે જઈ પહોંચ્યો. એ બંગલાને ચાર દરવાજા હતા, જેમાનાં બે અત્યારે પણ ખુલ્લા જ હતા. દીવાનાએ અંદર ડોકિયું તાણીને જોયું તો માલૂમ થયું કે બે સ્ત્રીઓ ફર્શપર નિશ્ચિંતતાથી સુઇ રહી છે અને ત્રીજી એક મસ્તક નીચું નમાવીને પલંગપર ચૂપચાપ બેઠેલી છે. એ અર્ધજાગ્રતાવસ્થામાં બેઠેલી લલના તે આપણી પૂર્વ પરિચિતા મદનરંજની છે, અને જેને મહા રાણી સાવિત્રીએ લાવીને પોતાના પ્રેમબાગમાં રાખેલી છે. આ બાગ અને બંગલાનો બધો વૃત્તાંત પ્રથમ ખણ્ડમાં અમે વિસ્તાર પૂર્વક આપી ચૂકયા છે, એટલે નવેસરથી આ સ્થળે તેનો વિશેષ ઉલ્લેખ કરવાની કશી પણ આવશ્યકતા હોય, એમ અમને જણાતું નથી,

દીવાનાએ ધીમેથી મદનરંજનીના પલંગપર એક કપૂરનો કકડો ફેંકયો, જેથી તે ચોંકીને આમતેમ જોવા લાગી. જ્યારે કોઇ પણ નજરે.ન ચઢયું, ત્યારે તે પેલા કપૂરના કકડાને ઉપાડીને જોવા માંડયો. તેનો એટલો બધો તીવ્ર સુગંધ હતો કે તેને હાથમાં લેતાની સાથે જ તે સુગંધ નાકસૂધી પહોંચી ગયો. મદનરંજની તેને કપૂર ધારીને સુંઘવા લાગી અને વાતની વાતમાં બેહોશ થઇ ગઈ. અને એ જોઇને દીવાનો બંગલાની અંદરના ભાગમાં ચાલ્યો ગયો અને તે બન્ને સ્ત્રીઓ કે જેઓ નિદ્રાવશ થઈ હતી, તેમને તે કપૂરના કકડાથી બેભાન બનાવી દીધી. જ્યારે તેને નિશ્ચય થઈ ગયો કે, સઘળી સ્ત્રીઓ બેહોશ થઇ ગઇ છે, ત્યારે તે પુનઃ દરવાજા પાસે ગયો અને જોયું કે, તેનાપર તાળું વાસવામાં આવેલું હતું, અને જે ચાવી વગર સહુજમાં ઉઘડી શકે

તેવો સંભવ નહોતો. એથી તે પાછો ફરીને પેલા બંગલામાં આવ્યો. તેણે ચારે તરફ તપાસ કરી તો ચોકી તથા પાણી ભરવાની એક ડોલ ત્યાં આગળ તેના જોવામાં આવી તેને તે ઉપાડી આવ્યો અને લટકતાં દોરડાં તળે પેલી ચોકીને રાખીને તે દોરડાંને પહોંચી વળવાનો યત્ન કરવા લાગ્યો, પરંતુ તેનાથી ત્યાં સુધી પહોંચી શકાયું નહિ. ત્યારે તે એક બીજી બાટલી લઈ આવ્યો અને તે બન્નેને ઉપરાઉપર ગોઠવ્યા પછી તે પુનઃ તેનાપર ચઢ્યો; એટલે તે તરત જ પેલાં દોરડાંને પહોંચી શક્યો. અને તરત જ પેલાં લટકતાં દોરડાં સાથે બીજાં એક નવાં દોરડાંનો સાંધો કરી તે ભૂમિ સુધી પહોંચી શકે એવી ગોઠવણ કરી તે પેલી ચોકી વગેરેને જ્યાં હતાં તેની જગાએ તેને પાછાં મૂકી આવ્યો. પછી મદનરંજનીને લઇને બહાર નીકળી પડ્યો. આ સમયે તેણે મદનરંજનીને એક ગાંસડીમાં બાંધી હતી અને ત્યાર પછી તે દીવાનો તેને પોતાની પીઠપર લાદીને તે મજબૂત દરવાજા પાસે આવ્યો અને દોરડાં દ્વારા જેવી રીતે આવ્યો હતો તેવી જ રીતે મદનરંજનીને પોતાની સાથે લઇને તે કિલ્લામાંથી બહાર નીકળી પડ્યો. ત્યાર પછી કોઇ પણ સ્થળે ન રોકાતાં તે પોતાના જે મકાનમાં પેલા આઠ સિપાહીઓ કેદ થયા હતા તે મકાનમાં જઈ પહોંચ્યો. પ્રથમ તેણે તે સિપાહીઓની તપાસ કરી અને જ્યારે તેને ખાત્રી થઇ કે, સિપાહીઓ હજી સુધી તે ઓરડામાં જ પૂરાયલા છે, ત્યારે તેણે બહારની સાંકળ ઉઘાડી અને તે મકાનની એક ઓરડીમા જઇને મદનરંજનીને એક ઉંડી જમીનમાં રાખી દીધી અને પોતે એક ખૂણામાંથી કેટલાંક કપડાં લઇને પહેરવા લાગ્યો. થોડીવારમાં તેણે સિપાહીનો પોશાક ધારણ કરી લીધો. આ સમયે તેને જોવાથી તે બરાબર સિપાહી જેવો જ લાગતો હતો, કોઇના મનમાં કશોપણ શક આવે તેમ નહોતો.

આ ઓરડામાં કોણ જાણે કેટલા સમય થયાં એક પુરુષ સૂઇ

રહ્યો હતો અથવા તો બેભાન પડી રહ્યો હતો. દીવાનાએ તેની કમરમાં કાંઇક ખોસી દીધું અને પછી મદનની ગાંઠડીને પોતાની પીઠપર બાંધીને મકાનના દ્વાર ઉઘાડાં મૂકી તે રામનગરઘાટ તરફ રવાના થયો. જ્યારે તે કરનાલી નદીના કિનારાપર પહોંચ્યો, ત્યારે રાત્રિ બહુ જ થોડી બાકી રહી હતી. એ સમયે ત્યાં સર્વત્ર અંધકારની છાયા છવાઇ ગઇ હતી. હજારો હોડીઓ કિનારાપર પડી હતી, પરંતુ નાવિકોનો ક્યાંય પણ પત્તો નહોતો. દીવાનાએ ગાંસડીને જમીનપર મૂકી દીધી અને મદનરંજનીને તે બંધનમાંથી મુક્ત કરીને હોશમાં લાવવાનો યત્ન તે કરવા લાગ્યો. થોડીવાર પછી જ્યારે તે હોશમાં આવી ત્યારે પોતાને એક તદ્દન જનમાનવ શૂન્ય મેદાનમાં આવી પડેલી જોઇને તે ગભરાટથી ચારે તરફ જોવા લાગી અને બૂમો પાડવાની ચેષ્ટા પણ કરવા લાગી. એ જોઇને દીવાનાએ તેની સમક્ષ આવી હાથ જોડીને કહ્યું:—" જુઓ રાજનંદિની ! ગભરાતાં નહિં હું આપની દાસી જ છું. "

દીવાનાનાં આવાં વચનો સાંભળીને મદનરંજની અત્યંત આશ્ચર્યાન્વિત થઇ પૂછ્યું:—" તું કોણ છે ? મને અહીં શામાટે લઈ આવી છે ? હું અત્યારે આ મેદાનમાં ક્યાંથી આવી પડી છું? રાણી સાવિવિત્રીના પ્રેમબાગમાંથી તું મને અહીં શી રીતે લઇ આવી છે ? જો તું મારી દાસી હોવાનો દાવો કરે છે તો તેં આવો પુરુષનો પોશાક શામાટે ધારણ કર્યો છે ? તારે મને અહીં લઇ આવવાની શી જરૂર પડી છે ? જ્યાં સૂધી તું તારા આ ગુપ્ત રહસ્યને મારી પાસે વિદિત નહિં કરે, ત્યાં સૂધી મને તારાપર કોઇ પણ પ્રકારે વિશ્વાસ આવી શકશે નહિ. "

દીવાનાએ પ્રત્યુત્તરમાં દર્શાવ્યું કે;—" રાજબાળા મદનરંજની ? હું આપની દાસી મોહિની છું. મહેન્દ્રકુમારને માટે હું આપને લેવા માટે આવી છું, આપ મારાપર કોઇ પણ જાતની શંકા

ન કરો. મેં શા ઉદ્દેશથી આવો પુરુષનો પોશાક ધારણ કર્યો છે અને હું આપને રાણી સાવિત્રીના પ્રેમબાગમાંથી શી રીતે છોડાવી લાવી છું, એ બધો વૃતાંત અલ્પ સમયમાં જ જણાઇ જશે. અત્યારે સમય બહુજ થોડો હોવાથી તેમજ આપણાપર એક પ્રકારનો ભય હોવાથી એ સંબંધી વિશેષ ઉહાપોહ કરી શકાય તેમ નથી."

અમારા પ્રિય વાંચકો હવે જાણી ગયા હશે કે, એ પુરુષના વેશવાળી ચંદ્રકળા અને રાણી શ્રીમતીની દાસી મોહિની હતી અને જેનું નામ ગોપાળદાસ રાખવામાં આવ્યું હતું. એ અબળા ઘણીજ હોશિયાર અને બહુરૂપી અથવાતો ઠગાઇના કામમાં પણ અત્યંત ચાલાક હતી. તેણે પોતાની બહાદુરીથી ભલાભલા પુરુષોને પણ મ્હાત કરી દીધા હતા.

મોહિની પોતાની ખરી ઓળખાણ આપ્યા પછી કેટલીકવાર સૂધી શાન્ત રહી. પછી મદનરંજનીએ બહુજ ધીમા અવાજથી કહ્યું:—"મોહિની, હું તો તને એક સિપાહી જ સમજતી હતી."

મોહિનીએ કહ્યું:—" મેં સિપાહીનો પોશાક ધારણ કરીને આપને બચાવવાના ઉદ્દેશથી જ આ સર્વ કારસ્થાન રચ્યાં છે. હું ઘણીજ મુસ્કેલીથી આપને સાવિત્રી દેવીના ઉદ્યાનમાંથી અહીં લાવવાને સમર્થ થઇ શકી છું. પણ હવે આપ આ પોશાક ધારણ કરી લ્યો અને મારી સાથે શિવપૂરી આવવા માટે સત્વર તૈયાર થાઓ." આમ કહીને તેણે મદનરંજનીને એક પુરુષનો પોશાક આપ્યો તથા તે તેને સત્વર પહેરી લેવાની સૂચના કરી.

મદનરંજનીએ કહ્યું:—"ત્યારે શું તું મને મારાં માતાપિતા પાસે લઇ જઇશ ? તને મારો આવી રીતે બચાવ કરવા માટે અહીં કોણે મોકલી છે વારૂ ?"

મોહિનીએ જવાબમાં જણાવ્યું કે;—" મને રાજરાજેન્દ્ર મહારાજા મહેન્દ્રકુમારની ભગિની ચન્દ્રકલા દેવીએ અહીં મોકલી આપી છે. આપ સાવિત્રીના પ્રમોદ–ઉદ્યાનમાં અત્યારે આવી પડયાં છો, એ વાર્તા

તેમના જાણવામાં આવી ગઇ હતી અને તેથીજ તેમણે મને ત્યાંથી આપનો ઉદ્ધાર કરાવી લાવવા માટે મોકલાવી હતી. ચંદ્રકળા અને તેની માતા આજકાલ શિવપૂરી નગરમાં વસે છે, તે એક જૂદાજ મહોલ્લામાં રહે છે, જો આપની ઇચ્છા આપના પિતાને ત્યાં નહિ જવાની હોય તો આપ તેમની પાસે પણ ઘણી જ ખુશીની સાથે રહી શકશો, તેઓ આપનો સત્કાર કરવામાં સંકુચિત થશે નહિ, માટે આપ પ્રથમ શિવપૂરી પધારો.”

મદનરંજનીએ મોહિનીની વાર્ત્તા સાંભળી લીધા પછી પૂછ્યું:— “વારૂ, કુમારશ્રી અત્યારે ક્યાં છે? તેમના સંબંધમાં તું કાંઇ પણ માહિતી મેળવી શકી છે ખરી કે નહિ?”

મોહિનીએ જવાબ આપ્યો કે;—“તેમની પણ તપાસ ચાલી રહી છે, આશા છે કે, આજકાલમાં તેઓ પણ શિવપૂરીમાં આવી પહોંચશે. એ વિષયમાં આપને વિશેષ ચિંતા કરવાની કશી જરૂર નથી. કારણ કે, કુમારની ભગિની ચંદ્રકલા રાત્રિદિવસ કુમારનો પતો મેળવવાના પ્રયત્નમાં જ ગુંથાયલી રહે છે, એથી આશા છે કે, અલ્પ સમયમાંજ ગમે તે સ્થળેથી કુમારશ્રીનો પત્તો મળ્યા વિના રહેશે નહિ.”

મદનરંજનીએ પુનઃ પૂછ્યું કે;—“ચંદ્રકળા તથા તેમની માતા કૃષ્ણપૂરનો ત્યાગ કરીને શિવપૂરીમાં શા માટે ચાલ્યાં આવ્યાં છે? તેમનો અહીં આવવાનો ઉદ્દેશ શો છે અને કુમારશ્રીને કૂવામાંથી કેવી રીતે બહાર કાઢવામાં આવ્યા છે? એ બધો વૃત્તાંત મને કહી સંભળાવ.”

મોહિની બોલી કે:—“રાજકુમારી, એ સર્વ વાર્ત્તાઓને વિસ્તારપૂર્વક અત્રે કહી સંભળાવવાનો અવસર રહ્યો નથી. શિવપૂરી ગયા પછી બધી હકીકત આપને કહી સંભળાવીશ. હમણાં તો આપ આ પુરુષનો પોશાક ધારણ કરીને અહીંથી સત્વર મારી સાથે શિવપૂરી ભણી રવાના થવા માટે ચાલો; કારણ કે, સ્કવાર થઇ જવા આવ્યું છે એટલે જો કોઇ પણ મનુષ્ય આપણને ઓળખી જશે, તો અહીંથી છૂટવું બહુજ

કઠિન થઈ પડશે. આવા કટાકટીના વખતે વધારે વિલંબ કરવાથી તેનું પરિણામ કદાપિ સારૂં આવતું જ નથી. કારણ કે, **विलंबे न कार्य सिद्धि**–વિલંબ કરવાથી કાર્યની સિદ્ધિ નથી, માટે જેમ બને તેમ સત્વર પ્રયાણ કરવું એજ મને તો વિશેષ ઉચિત જણાય છે."

મદનરંજનીએ કાંઇક વિચાર કરીને કહ્યું;—"હું તારી સાથે આવવાને તૈયાર છું. મને તેમાં કશોય વાંધો નથી, પણ તેમ છતાં મારા મનમાં તેં મને આવી રીતે બેહોશ કરીને છોડાવવાનો પ્રયત્ન શા માટે કર્યો, એ વાર્તાને જાણવાની આકાંક્ષા એટલી બધી પ્રબળ થઈ આવી છે, કે જ્યાં સૂધી તું તે વિષયમાં સર્વ સત્ય વૃત્તાંત મને વિદિત નહિ કરે, ત્યાં સૂધી મારાથી એક ડગલું પણ આગળ ભરી શકાશે નહિ. શું હું જ્યારે ધ્યાન મગ્નાવસ્થામાં બેઠી હતી અને તે સમયે મારા પલંગપર કોઇએ અદૃશ્ય રહીને કપૂરનો જે એક કકડો ફેંક્યો હતો તે કકડો ફેંકનાર તુંજ હતી? તારે એવી રીતે મને બેભાન બનાવવાનું શું કારણ હતું વારૂ?"

મોહિનીએ હસીને જવાબ આપ્યો:—"જીહા–રાજકુમારી! એ કપૂરના કકડાને મેંજ ફેંક્યો હતો, અને તેમ કરવાનો મારો ઉદ્દેશ માત્ર આપને બેભાન બનાવવાનો જ હતો, કારણ કે, જો હું આપને બેભાન ન કરી શકી હોત, તો આવી રીતે અત્યંત સરળતાથી આપને અહીં લાવવાને કદાપિ ભાગ્યશાળી થઈ શકત નહિ. જ્યારે હું આપની પાસે પહોંચી હતી, ત્યારે મેં ત્યાં એ સ્ત્રીઓને સૂતેલી જોઈ હતી અને હું પોતે પણ તે સમયે દીવાનાના વેશમાં જ હતી. તેથી જો એવીને એવીજ અવસ્થામાં હું આપની સમક્ષ આવીને ઉભી રહી હોત, તો આપ અવશ્ય ભયભીત થયા વિના રહેત નહિ. અને તે સાથે કદાચિત્ કાંઇક શોરબકોર પણ મચાવી મૂકત, તો તેમાં પણ કાંઇ આશ્ચર્યનો વિષય નથી. જો દૈવયોગે કદાચિત્ એમજ બન્યું હોત, તો મારી બધી કરી કારવેલી મહેનત બરબાદ જાત અને મારો ત્યાંથી છૂટકો પણ

થઇ શકત નહિ. તે સાથે આપનો ઉદ્ધાર કરવાને પણ હું આવી ભાગ્યશાળી થઇ શકત નહિ. માટે આપ પોતે જ ઇન્સાફની દૃષ્ટિથી વિચાર કરી જૂઓ કે, મેં આપને બેભાન કરવામાં કોઈ પણ પ્રકારની બુદ્ધિનો વ્યય કર્યો છે ખરો કે નહિ ? જો તેમ ન કરત તો હું આપનો આવી સરળતાથી છૂટકો પણ કરાવી શકત ખરી કે ? બીજું એ કે હું દોરડાંના આધારે ચઢી ઉતરી હતી, કારણ કે, મને બીજો કોઇ પણ માર્ગ મળી શકયો નહોતો. દરવાજાપર તાળું વાસેલું હતું. આવી વસ્તુસ્થિતિ હોવાથી આપને બેભાન કર્યા સિવાય કોઈ પણ રીતે પ્રેમ બાગના કિલ્લામાંથી આપને બહાર લાવવાનો બીજો કોઈ પણ ઉપાય રહ્યો નહોતો એથી મારે એ માર્ગનું અવલંબન કરવું પડયું હતું. લાચારીથી જ મારે આપને બેભાન કરવાં પડયાં હતાં !"

મદનરંજનીએ કહ્યું;—" હશે, એની મને કશી પણ અડચણ જ નથી. પરંતુ મને ઘણી જ અજાયબી થાય છે કે તું ત્યાં શી રીતે પહોંચી શકી ! આવી અજાયબી થવાનું કારણ માત્ર એજ છે કે તે બાગની ચારે બાજૂની દીવાલોપર કાચના કકડા પાથરવામાં આવ્યા છે, દરવાજાપર હમેશાં અંદરથી તાળું વાસવામાં આવે છે અને જેની ચાવી રાણી સાવિત્રીની પાસે જ રહે છે, દરવાજા બહાર કેટલાક સિપાહીઓનો રાત્રિ દિવસ સખ્ત પહેરો રહે છે અને એ દરવાજા સિવાય બીજો એક પણ રસ્તો નથી, મહાલયની અંદરના દરવાજાપર પણ નિરંતર તાળું વાસેલું રહે છે, ત્યાં કોઈ પણ મનુષ્યથી કોઈ પણ રીતે પ્રવેશ કરી શકાતો નથી. આવા દુર્લંઘ અને અલંધ્ય બાગમાં તેં પ્રવેશ કરીને મારો ઉદ્ધાર કર્યો છે, એ જોઇને મને અત્યંત આશ્ચર્ય થાય છે તથા તારા પ્રતિ મારા મુખમંથી ધન્યવાદના શબ્દો ઉચ્ચારી જવાય છે."

મોહિનીએ કહ્યું:—" મદનરંજની બ્હેન ! એમાં આશ્ચર્યાન્વિત થવાનું કશું કારણ જ નથી. કારણ કે, મેં દરવાજાની ઉપરનાં છજ્જાં

પર કમન્દ ફેંકી હતી અને તેના દ્વારા જ હું ઉપર ચઢી હતી, એ છજ્જાપર કાચના કકડા પાથરેલા નહોતા, એથી નીચે ઉતરવામાં મને કોઇ પણ પ્રકારની બાધા આવી નહોતી, હું બહુ જ સરળતાથી નીચે ઉતરી શકી હતી."

મદનરંજનીએ કહ્યું:—"અહા! કેવું ઉત્તમ સ્થળ હતું, તે છત તો બહુ જ ઊંચી હતી, તેથી તારૂં દોરડું ત્યાં સૂધી કેવી રીતે પહોંચી શક્યું હતું વારૂ?"

મોહિની બોલી:—"જી હા. હું તે છજ્જાંપરથી જ આપને લઇને નીચે ઉતરી આવી હતી."

મદનરંજનીએ અજાયબીથી કહ્યું:—"ગજબ કર્યો! હું ધારૂંછું કે તેની ઊંચાઈ ઓછામાં ઓછી વીસ બાવીસ ગજ તો અવસ્ય હોવી જ જોઇએ, ખરેખર તેં એક ઘણું સાહસિક કાર્ય કર્યું છે. તારા આ ઉપકારને હું જીંદગી સૂધી ભૂલી શકીશ નહિ. હું એક મોટી આફતમાં ફસાઇ ગઈ હતી તેમાંથી તેં મારો બચાવ કર્યો છે, તેના બદલામાં હું કોઇ પણ વસ્તુ તને આપી શકું તેમ નથી. પણ હા. એક વાર્ત્તા પૂછવાનું તો હું તદ્દન ભૂલી જ ગઇ. તેં જ્યારે કિલ્લામાં પ્રવેશ કર્યો, ત્યારે પ્રહરીઓએ તને કશી પણ બાધા ન કરી વારૂ?"

મોહિનીએ ઉત્તર આપ્યું:—"મેં તે બધાને દગો દીધો છે, એ બધી હકીકત હું આપને શિવપૂરી ગયા પછી કહી સંભળાવીશ. અત્યારે વાતો કરવાથી વખત વધારે વીતી જશે અને ફરીવાર કોઇક નવી આફત પણ આવી પડશે. માટે આપ આ સૈનિકનો પોશાક પહેરીને મારી સાથે સત્વર શિવપૂરી ચાલો.

અષ્ટમ પરિચ્છેદ

# ચપળાની ચાલાકી



નારી કરે જે કાર્યને પુરુષો કદી કરતા નથી,
નારી તણાં ભોગે કદી પાપો થકી ડરતાં નથી.
અબળા મહીં બળનું નહીં કંઇ માપ છે,
અબળા બને સબળા સદા એ વાતતો વિખ્યાત છે.



મદનરંજનીએ મોહિનીએ આપેલો પોશાક પહેરી સિપાહીનો વેશ ધારણ કરી લીધો અને ત્યાર પછી તે બન્ને જણીઓ નાવિકોની તપાસ કરવા માટે ધીમે ધીમે વાતચીત કરતી આગળ ચાલી. થોડેક દૂર ગયા પછી તેમને કોઇના ખોંખારવાનો અવાજ સંભળાયો. એ જોઇને મદનરંજનીએ મોહિનીને પૂછ્યું કે;—"મોહિની! આ કોનો અવાજ આવી રહ્યો છે વારૂ ?"

મોહિનીએ આંગળીનો ઇશારો કરીને કહ્યું કે;—"જૂઓ, સ્હામે કેટલાંક ઝૂપડાં જણાય છે તે કદાચ નાવિકોનાં જ હશે અને તેમાંથી કોઈના ખોંખારવાનો અવાજ સંભળાઇ રહ્યો છે."

બન્ને નકલી સિપાહીઓ ઝૂપડા પાસે ગયા અને ત્યાર પછી સિપાહીના વેશમાં રહેતી મોહિનીએ અવાજ કરી કહ્યું:—"અરે, આ ઝૂપડીમાં કોઇ છે કે?'

ઝૂપડીમાંથી જવાબ મળ્યો કે;—"કોણ છે? અત્યારે અહીં કોણ આવ્યું છે વારૂ ?"

મોહનીએ બોલાવીને કહ્યું કે;—"બહાર આવો, તમારૂં કાંઇક કામ પડયું છે."

થોડીવારમાં એક નાવિક જેવો પુરુષ હાથમાં ચલમ લઇને બહાર

આવ્યો તથા મોહિનીને સંબોધીને બોલ્યો કે;—" કેમ ભાઇ, શું કહો છો ? મારૂં તમને શું કામ પડયું છે ? તમે ક્યાંથી આવો છો ? અત્યારે ક્યાં જવા માગો છો ? તમારૂં નામ શું છે ? તમે ક્યાંના વતની છો?"

તેને ઉપરા ઉપરી સવાલો પૂછતો જોઈ તથા ચલમ પીતાં 'ખોંખોં' શબ્દનો અવાજ કરતો જોઈ, મદનરંજની અને મોહિની તેના તરફ સહજ ચીડાઇ ગઈ. પરંતુ અત્યારે તેની મારફત પોતાનું કામ પૂરૂં કરવાનું હોવાથી લેશ માત્ર પણ વિરક્તિ ન દર્શાવતાં મોહિનીએ કહ્યું:- " ભાઈ, અમારે હમણાં ને હમણાં જ શિવપૂરી જવું છે, માટે તમે વહાણ લઇને અમને સત્વર શિવપૂરીના ઘાટપર પહોંચાડી દો. અમે મહેનતના બદલામાં તમને સંતુષ્ઠ કર્યા વિના રહીશું નહિ. તમારા બીજા બધા સવાલોનો જવાબ તમને વહાણ ચાલતી વેળાયે આપીશું. કારણ કે, અત્યારે અમારાથી વધારે વાર લગાડી શકાય તેમ નથી. અમારા શિરપર એક ઘણા જ જોખમ ભરેલા કામનો બોજો આવી પડયો છે અને એથી જ અમે આમ ઉતાવળ કરી રહ્યા છીએ.

નાવિકે જરા અભિમાન રાખીને કહ્યું કે;—" અત્યારે તો તમારી સાથે કોઇ વહાણ લઇને આવી શકે તેમ નથી; સવાર થયે વહાણ છૂટશે એટલે તમને તમારા કહેવા પ્રમાણેનો બધો બંદોબસ્ત કરી આપવામાં આવશે. હાલ તરત સવાર થતાં સુધી ક્યાંક જઇને વિશ્રાંતિ લ્યો અને સવાર થતાં મારી પાસે આવો. સવારે હું બધી સગવડ કરાવી આપીશ."

મોહિનીએ જરા ધમકાવીને કહ્યું;—" હેં. તું આ સર્વ શું બકે છે ? સવાર થવામાં હવે શો વિલંબ છે ? જો તારે અમારી સાથે આવવાની ઇચ્છા ન હોય તો અમારી સાથે ચાલ અને અમારી મહારાણીને કહી જા કે મારાથી અત્યારે શિવપૂરી આવી શકાય તેમ નથી, એટલે તેઓ તને બરાબર ઉત્તર આપશે. અમારી સાથે વિવાદ કરવાની

કશી આવશ્યકતા નથી. પછીથી તુ જોઈ શકશે કે રાજ્યના સૈનિકોનું અપમાન કરવાથી પરિણામ કેવું માઠું ભોગવવું પડે છે."

નાવિક મોહિની અને મદનરંજનીને લશ્કરી સિપાહીઓ ધારીને જરાક દબાઇ ગયો. મોહિનીએ બતાવેલા ભયથી તેના મનમાં ચિંતા થવા લાગી. તેણે ધાર્યું કે, આ સિપાહીઓને આવો ઉદ્ધત જવાબ આપવામાં મેં એક મોટી ભૂલ કરી છે. આવા આવા અનેક વિચાર કર્યા. પછી તે હાથ જોડી મોહિનીને કરગરીને કહેવા લાગ્યો કે;— "હુજૂર! મારાથી કાંઇ ગુન્હો થયો હોય તો માફ કરશો. હુ આપને શિવપૂરી લઈ જવાને તૈયાર છું, મને તેમાં કશોય વાંધો નથી. પણ કૃપા કરીને આપ સવાર થતાં સુધી થોભી જાઓ. જો આપની બીજે ક્યાંય પણ જવાની ઇચ્છા ન હોય, તો મારી આ ઝૂપડીમાં જ આરામ લ્યો. સવાર થતાંની સાથે જ હું આપને શિવપૂરી પહોંચાડી દઈશ."

મોહિનીએ કહ્યું;—"અમારાથી એમ બની શકે તેમ નથી. અમારે હમણાં જ જવું છે, મહારાણીશ્રીનો સખ્ત હુકમ છે. જો તુ અમને હમણાં ને હમણાં જ નહિ પહોંચાડી આપે તો તેઓ તને સખ્ત સજા કરશે. અમે પણ અહીંથી જઇને તેમને કહી દઈશું કે, નાવિક આપની આજ્ઞાનો અનાદર કરે છે અને અમને શિવપૂરી લઈ જવાની સાફ ના પાડે છે અથવા તો છેવટે અમે તને પકડીને તેમની પાસે લઇ જઇશુ. પછી તારાપર જે કાંઇ આફત આવી પડે તેના દોષિત અમને ન ઠરાવીશ. અમે તો તને પ્રથમથી જ સૂચના આપી દઈએ છીએ. હવે તે સૂચના પ્રમાણે વર્તવું અથવા ન વર્તવું તે તારી ઇચ્છાનુસાર છે. પણ એટલું તો અવશ્ય યાદ રાખજે કે, રાજાજ્ઞા વિરુદ્ધ વર્તવાથી કદાપિ સારૂં પરિણામ આવતુ જ નથી. મહારાણીના સ્વભાવને તો તું સારી રીતે જાણે જ છે કે, જેઓ તેમની આજ્ઞાનો અનાદર કરે છે, તેમને તેઓ મરણ સિવાય બીજી એક પણ સજા

કરવાનું પસંદ કરતાં નથી. આ બધી વાતો હું તને સ્મરણ કરાવી આપું છું. તેમ છતાં પણ જો મારી વાર્ત્તા તારા ધ્યાનમાં ન આવતી હોય તો પછી તું તારા મનનો મુખત્યાર છો. લાચારીથી અમારે તને બંધન યુક્ત કરીને મહારાણી સાહેબની સેવામાં રજૂ કરવો જ પડશે. માટે કહે જોઇએ કે તું શિવપૂરી આવવાનું પસંદ કરો છો કે, શ્રીમતી મહારાણી સાવિત્રી દેવીના દરબારમાં આવી મરણની સજા ભોગવવાનું પસંદ કરે છો ?"

મોહિનીના દમામથી નાવિક ડરી ગયો, તેના મનમાં ચોક્કસ ખાત્રી થઇ કે, જો હું આની સાથે શિવપૂરી નહિ જાઉં તો, મારૂં મરણ થયા વિના રહેશે. મરણના ભયથી તે બિચારો કાલાવાલા કરતો કહેવા લાગ્યો કે;—"વારૂ ત્યારે સાહેબ, આપ થોડીવાર સબૂર કરો, હું મારા સોબતિયોને જગાડીને હમણાં જ આપને શિવપૂરી મૂકવા માટે આવું છું. આપે મહારાણી પાસે ન લઇ જતાં અહીંથી જ મારો છૂટકો કર્યો છે, તેને માટે હું આપનો અંતઃકરણ પૂર્વક ઉપકાર માનું છું."

મોહિનીએ કહ્યું;—"બહુ સારૂં. વેળાસર નૌકા તૈયાર કર. જોજે જરા પણ વિલંબ થવા ન પામે જો તેમ થશે તો મહારાણીના ક્રોધનો પાત્ર તુંજ ઠરશે. અમે તેમને મોડા થવાનું કારણ દર્શાવીને કહી દઇશું કે, નાવિકની બેદરકારીથી જ આમ થવા પામ્યું છે. માટે તેમ ન થાય તેની ખાસ સંભાળ રાખજે. અમે પણ હવે નાવ તરફ રવાના થઇએ છીએ."

નાવિક પુનઃ કાંઈ પણ પ્રતિવાદ ન કરતાં "બહુ સારૂં સાહેબ, હમણાંજ આપના કહેવા પ્રમાણે બધી સગવડ કરી આપું છું." એમ કહીને તે પોતાના સોબતી નાવિકોને લેવા માટે ચાલ્યો ગયો. અહીંના સર્વ નાવિકો રાણી સાવિત્રીના રાજ્યમાંથી પગાર મેળવતા હતા અથવા તો તેઓને એટલા માટે નોકરી પર રાખવામાં આવ્યા હતા કે જરૂર

પડે ત્યારે મહારાણીના અનુચરોને ભાડું લીધા સિવાય લઇ જવામાં આવતા હતા અને તેની આવક રાજ્યના ખજાનામાં જમા થતી હતી. બીજા મુસાફરોને એ નાવિકો મુકરર કરેલા વખત વિના કદાપિ લઇ જતા નહોતા. તેમને માટે બે નાવ (એક સવારે અને બીજું બપોરે) રોજ છોડવામાં આવતાં હતાં, કારણ કે રસ્તો ઘણોજ ખરાબ હતો, રાત્રે સફર કરવા લાયક નહોતો; પરંતુ સરકારી માણસોને વખત કુવખતે પણ જવુંજ પડતું હતું, તેમને માટે કશી મના પણ નહોતી. નાવિકો તેમને પહોંચાડવાની ના પણ કહી શકતા નહોતા. એવા લોકોને માટે મોટેભાગે કળવાળાં નાવોજ ઉપયોગમાં લાવવામાં આવતાં હતાં. કારણ કે, તેમાં મુસાફરી કરવાથી વખતનો ઘણોજ બચાવ થઇ પડતો હતો.

અત્યારે રાત્રિનો સમય હતો, હજી સવાર થયું નહોતું. મદનરંજની અને મોહિની સિપાહીઓના વેશમાં હતી. નાવિકોએ તેમને જોઇએ એમજ ધારી લીધું હતું કે એ લોકો રાણી સાવિત્રીના કોઈ પણ કાર્ય માટે તેની આજ્ઞાથી શિવપૂરી ભણી જવા ઇચ્છે છે. મોહિનાએ તેમને ધમકાવીને પોતાના કબ્જામાં કરી લીધા. એથી નાવિક કાંઇપણ બોલ્યા ચાલ્યા વિના તરતજ એક નાવ તૈયાર કરી કિનારા પર લઇ આવ્યો. ત્યાર પછી મદનરંજની તથા મોહિનીએ તે નાવ પર આરોહણ કર્યું, નાવિક નાવ લઇને શિવપૂરી ભણી રવાના થયો. મદનરંજની અને મોહિની બન્ને એક પ્રહર દિવસ ચઢગે શિવપૂરી ઘાટ પર પહોંચી ગઈ અને ત્યાર પછી નાવિકને ઘટતું ઇનામ આપી નાવ પરથી નીચે ઉતરી પડી.

ઘાટ પર આવ્યા પછી તેમણે પગે ચાલીનેજ શિવપૂરી જવાનો નિશ્ચય કર્યો, તેથી તેઓ બન્ને વાતચીત કરતી કરતી આગળ ચાલવા લાગી. અહીંથી શિવપૂરી લગભગ બારેક ગાઉ દૂર થતું હતું અને ત્યાં ઘાટ પર કાંઇ પણ વાહન મળી શકતું નહોતું, પરંતુ મોહિનીએ ઘાટથી

બે એક ગાઉ દૂર આવેલા એક ગામમાં પ્રથમથીજ વાહનનો બંદોબસ્ત કરી રાખ્યો હતો. તેણે ધાર્યું હતું કે મદનરંજનીથી બાર ગાઉની મંજિલ કરી શકાશે નહિ, તેથીજ તેણે વાહનનો બંદોબસ્ત કરવાનું ઉચિત ધાર્યું હતું. તેણે પોતાની સહચરી ચંપાને પ્રથમથીજ કહી રાખ્યું હતું કે, જ્યારે હું રામનગરથી મદનરંજનીને લઇને શિવપૂરીના ઘાટ પર આવી પહોંચું ત્યારે તું શિવપૂરી ઘાટથી બેએક કોસ દૂર આવેલા જંગલમાં ત્રણ મજબૂત ઘોડા તૈયાર રાખજે. એકાદ બે દિવસ મારી વાટ જોજે, અને જો તે દરમ્યાન હું ન આવી પહોંચું તો તું એમ ધારજે કે, મારા પર કોઇ ભયંકર આફત આવી પડી છે અને મારાથી છૂટી શકાય તેમ નથી. એ વાતને હજી આજે બીજોજ દિવસ થયો હતો. એવામાં તો મોહિની પોતાનું કામ પૂરૂં કરીને ત્યાં જઈ પહોંચી હતી, એથી તે મદનરંજનીને સાથે લઇને, પોતે ચંપાને જે સ્થળે રહેવાનું નિશાન આપ્યું હતું, તે તરફ રવાના થઈ. તે સ્થળ શિવપૂરી ઘાટથી માત્ર બે ગાઉ કરતાં વધારે દૂર નહોતું, એટલે તેઓ બન્ને સત્વર ત્યાં પહોંચી ગઈ અને જ્યાં ભીમભાઇ અથવા તો ચંપાને રહેવાનું કહ્યું હતું ત્યાં જઇને તેમણે જોયું તો તેમને ત્રણ અશ્વોસહિત ચંપાને જોઇ. ભીમભાઇએ ઉઠીને મદનરંજનીને પ્રણામ કર્યા તથા મોહિનીની અત્યંત પ્રશંસા કરીને બધી હકીકત પૂછી. તેણે ટુંકામાં બધી બીના જણાવી દીધી. ભીમભાઇની પાસે થોડોક મેવો હતો, તેમાંથી તે ત્રણે જણીઓએ ભાગે પડતો મેવો ખાઇ લીધો અને પછી એક પહાડી ઝરણામાંથી પાણી પીને તેમણે પોતાના તૃષાતુર ચિત્તને શાંતિ આપી. અહીં પહાડો ઘણા હતા અને તે પહાડામાંથી સ્થળે સ્થળે ઝરણાં વ્હેતાં જોવામાં આવતાં હતાં, એટલે પાણીની જરા પણ તંગી દેખાતી નહોતી. દિવસે ચાલવાનું તેમણે ઉચિત ન ધાર્યું, તેથી તે જંગલમાં જ તેમણે વાતચીત કરતાં કરતાં સાંઝ પાડી દીધી. સૂર્ય અસ્ત થયા પછી તેમણે ત્રણેએ પુરુષવેશ ધારણ કરીને એક એક

અશ્વપર આરોહણ કરી લીધું અને ત્યાર પછી તેઓ અશ્વને એકદમ વાયુવેગે દોડાવતી શિવપૂરી ભણી રવાના થઈ.

આ સ્થળે અમારે એટલું કહી દેવું જરૂરનું છે કે, જ્યારે ચંદ્રકળાએ પોતાની સંગિનીઓને પુરુષનો પોશાક પરિધાન કરાવ્યો અને નામ પણ પુરુષોનાંજ રાખ્યાં, ત્યારે તેની દાસીના મનમાં મદનરંજનીના નામનું પરિવર્તન કરીને પુરુષનું નામ રાખવાની ઈચ્છા થઇ આવી. કારણ કે, તે અત્યારે પુરુષનો વેશધારણ કરી ચૂકી હતી અને અત્યારના સંજોગો જોતાં તેના નામનું પરિવર્ત્તન કરવાની યોગ્ય આવશ્યકતા પણ હતી. તે અત્યારે એક અતિસુંદર અથવા ખૂબસૂરત જવાન સિપાહી જણાતો હતો. હવે મોહિની તેનું નામ શું પાડવું જોઇએ કે જે તેની ખૂબસૂરતીને શોભાવી શકે, તેના વિચારમાં ગુંથાઈ ગઈ. તેણે તેના મૂળ નામને મળતું તેવું જ બીજું કોઈ નામ રાખવાની ઇચ્છા કરી. તેણે ઘણીવાર સુધી વિચાર કર્યા પછી તે લલિતાંગી લલના મદનરંજનીનું ‘મદનમોહન’ એવું અતિ સુંદર અભિધાન રાખ્યું.



## નવમ પરિચ્છેદ

# પ્રિયજનોનો પ્રેમ વિનોદ !

જો જિસકે હકમેં સમઝા વહ બેહતર બનાદિયા;
દારા કોઈ, કિસી કો સિકન્દર બના દિયા;
ખાલિકને એક એકસે બેહતર કિયા હૈ ખલ્ક;
મુઝકો ફકીર, તુઝકો તવંગર બના દિયા;
ગાફિલ મુકામ રશ્ક નહીં જાયે શુક્ર હૈ;
સૌ સે બુરા તો, એક સે બેહતર બના દિયા;

હવે અમે પણ તે જ્યાં સુધી પુરુષવેશમાં રહેશે ત્યાં સુધી તેના નામનો મદમોહન તરીકેજ ઉલ્લેખ કરીશું.

લગભગ સવા પ્રહર રાત્રી વીત્યા પછી ગોપાળદાસ કિંવા મોહિની તથા ચંપા અથવા ગુપ્તનામધારક ભીમભાઇ મદનરંજની કિંવા નવીન ઉપનામધારક મદનમોહનને સાથે લઇને શિવપૂરી શહેરના માલીટોલા વાળા પોતાના જે મકાનપર મોહનલાલ અને ભૂપકિશોર રહેતા હતા ત્યાં આગળ તેડી ગઈ. મદનમોહનને જોતાંની સાથે જ મોહનલાલ અને ભૂપકિશોર એકદમ તેની પાસે દોડી ગયા, તે તે પોતાની છાતી સાથે ચાંપી તેમણે એક પ્રકારનો અનુપમ અનુરાગ પ્રકટ કર્યો અને ઘણાજ સન્માન સહિત તેના ક્ષેમ કુશળ પૂછી સત્કાર પૂર્વક તેને એક સુંદર આસનપર બેસાડયો. ભૂપકિશોરે ગોપાળદાસનો વાંસો થાબડી શાબાશી આપી અને તેની અત્યંત પ્રશંસાકરીને પૂછ્યું કે;—" તેં આવા આશાતીત કાર્યને આટલી બધી સરળતાથી શીરીતે પાર પડયું તથા મદનને આવી રીતે સહજમાં તું અહીં શીરીતે લઈ આવી વારૂ ?"

ગોપાલદાસે જવાબ આપ્યો કેઃ—" કાલે ત્રણ પ્રહર રાત્રિવીત્યા પછી હું રામનગર પહોચ્યો અને સવારે રાણી સાવિત્રીના કિલ્લાથી લગભગ અર્ધાક માઇલપર આવેલું એક મકાન મેં ભાડે લીધું. તે મકાન એવી જગાએ આવેલું હતું કે, જ્યાં વસ્તી બહુજ ઓછી હતી. અને આસપાસ તદ્દન શૂન્ય જગા આવેલી હતી. તે મકાનપર હું મારૂં તાળું વાસીને ફરવા લાગ્યો આ સમયે મેં પુરુષનો પોશાક પહેરી લીધો હતો અને મારી પાસે કામ વિનાની એક પણ વસ્તુ મેં રાખી નહોતી. ફરતો ફરતો હું મહારાણીના કિલ્લા તરફ ગયો અને તેનું બારીકીથી અવલોકન કરવા લાગ્યો. જ્યારે હું કિલ્લાની પશ્ચિમદિશાના દરવાજાપર ગયો, ત્યારે મેં જોયું કે, દરવાજામાંથી એક દાસી નીકળીને બીજી તરફ જઇ રહી છે. આ જોઇને હું પણ તેની પાછળ પડયો અને ઘણે દૂર સૂધી નીકળી પડયો. જે રસ્તેથી તે જઈ રહી હતી, તે રસ્તા પર મનુષ્ય તથા ગાડી ઘોડાની બહુજ મોટી ભીડ જોવામાં આવતી હતી, એથી મને તેની સાથે વાતચીત કરવાનો વખત પણ ન મળ્યો. ઘણે દૂર ચાલી જવા પછી તે એક ગલીમાં પેઠી, હું પણ તેની પૂંઠ પકડી તેની પાછળ પાછળ ચાલ્યો મેં જોયું કે, એટલામાં બીજું કોઈ પણ માણસ જણાતું નથી, ત્યારે મેં તેને બૂમ મારી કે,—" કેમ બ્હેન આટલામાં કોઈ એક રાજા આવી ઉતર્યા છે, એ વીશે તમે કાંઈ પણ જાણોછો ખરાં કે ? "

તે દાસીએ ઉભી રહી કહ્યું:—" અહીં તો કાઇ રાજા બાજા ઉતર્યા નથી. પણ તમે કોની તપાસ કરવા માટે અહીં આવ્યા છો, એ તમારાથી જણાવી શકાશે ખરૂં ?"

મેં તેને પ્રત્યુત્તરમાં જણાવ્યું કે;—" એક પુરુષે મને કહ્યું હતું કે આ ગલીમાં ચાલ્યા જાઓ, આગળ જઇને બીજા કોઇને પૂછી લેજો, એટલે તે તમને તે રાજાનો પત્તો મેળવી આપશે. મને તેણે કહ્યું હતું કે, તે રાજા બહુજ ધર્મિષ્ટ છે. મારા ધારવા પ્રમાણે તેણે મને

તેનું ગરબડસિંહ કે એવું જ બીજું કાંઇક નામ કહ્યું હતું. કેમ, તમે એ રાજાના સંબંધમાં કાંઇપણ હકીકત જાણો છો ખરાં કે ? જો જાણતાં હો તો કૃપા કરીને મને તેનો ઉતારો બતાવી આપો, હું તમારા તે ઉપકારને કદાપિ વિસરી શકીશ નહિ. ”

તે દાસીએ અજાયબ થઇને પૂછ્યું:—“ અહીં તો ગરબડસિંહ કે સરબડસિંહ આદિ કોઇ પણ ઉતર્યું નથી, તે પુરુષે તમને જૂઠેજૂઠું કહી દીધું હશે. પણ હં-તમે એ રાજાની પૂછપરછ શામાટે કરો છો? તમારે તેનું એટલું બધું શું જરૂરનું કામ પડયું છે વારૂ ? ”

મેં જવાબ આપ્યો:—“ શું કહું, પરદેશીને પણ લોકો દગો દઇ જાય છે. સીધો રસ્તો બતાવવામાં પણ માણસને ચૂંક આવે છે ! હાયરે જાલિમ જમાના ! તારી પણ બલિહારી છે ને ? રસ્તા બંધાવવાની ઘાત તો દૂર રહી પણ માણસો આવું હડહડતું જૂઠું શામાટે બોલતા હશે, એ વિષયમાં મારાથી તો કશી કલ્પના પણ કરી શકાતી નથી. તેની ભૂલવણીમાં આવી ફસાયાથી હું એક બહુજ મોટી નુકસાનીમાં આવી પડયો છું. જો તે માણસે મને આમ ટોલ્લે ન ચડાવ્યો હોત તો અત્યાર સૂધીમાં હું મારા માલનું અર્ધ ઉપરાંત વેચાણ કરી શકયો હોત. પણ હવે મારો વળી ફરીવાર એકડે એકથી શરૂઆત કરવી પડશે.”

મારી આવી વાર્તા સાંભળીને તે દાસીએ અત્યંત ઉત્સુકતાથી મને ઉદ્દેશીને પૂછ્યું કે:—“ ત્યારે શું તમે સોદાગર છો અને કાંઇ માલ વેચવાના ઇરાદાથી આ શહેરમાં આવ્યા છો ?”

મેં જવાબમાં જણાવ્યું કે;—“ હા, તમારૂં અનુમાન સત્ય છે. હું સોદાગર છું અને કેટલોક કીમતી માલ વેચવાના ઇરાદાથી આ શહેરમાં આવ્યો છું. હવે જોઉં છું કે, આ શહેરમાં મારાં ભાગ્ય મને કેવોક રંગ બતાવે છે. કિસ્મતના સિતારા કેવાક દીપી નીકળે છે ?”

તે દાસીએ પૂછ્યું:—“ ત્યારે તમે શું શું વેચો છો વારૂ ? ”

મેં તેના પ્રત્યુતરમાં દર્શાવ્યું કે;—“ અત્યારે મારી સાથે હજારો

રૂપિયાનો માલ લેતો આવ્યો છું. શૅાલદુશાલા, સોના ચાંદીનાં વાસણો, મોતી, પરવાળાં આદિ સેંકડો પ્રકારની વસ્તુઓ છે, પરંતુ કોઇ ખરીદનાર મળતું નથી, મારી તો એવી ઈચ્છા છે જો કોઈ ગ્રાહક મળી જાય તો હું અર્ધી કીમતે પણ તે વસ્તુઓનું વેચાણ કરી નાખું, તેમ છું. કારણ કે આજકાલ મને રૂપિયાની બહુજ જરૂર છે. પરંતુ મારાં દુર્ભાગ્યયોગે એવો કોઈ ખરીદનાર જ મળી શકતો નથી. મને એ જોઇને અત્યંત આશ્ચર્ય થાય છે કે, આવા મોટા શહેરમાં મોટા મોટા ધનાઢયો અને મહારાણી સાવિત્રી જેવી સંપત્તિશાલી અનેક સન્નારીઓ વસવા છતાં પણ, મારી એક પણ વસ્તુનું વેચાણ જ થઇ શકતું નથી. હું ધારૂં છું કે, આજે મને અહીં આવતી વેળાયે કોઈ માઠાં શકુનજ થયાં હોવા જોઇએ. ”

આ સાંભળીને તે દાસીએ કહ્યું:—“ વારુ, ત્યારે તમે તમારો માલ મને દેખાડી શકો તેમ છો ખરાકે ? ”

મેં જવાબ આપ્યો:—“ તમે તે મૂલ્યવાન વસ્તુઓ જોઇને શું કરશો ? મારી ધારણા પ્રમાણે તે તમારાથી ખરીદી શકાશે નહિ અને તમે તેનું મૂલ્ય પણ આપી શકશો નહિ. ”

તે દાસી આગ્રહપૂર્વક કહેવા લાગી કે;—“ ના, હું મને પસંદ આવશે તે વસ્તુઓ અવશ્ય લઈશ અને તે સાથે મારાં મહારાણીને પણ તમારી પાસેથી કેટલીક કીમતી વસ્તુઓ ખરીદવાની ભલામણ કરીશ. મારા ધારવા પ્રમાણે તેઓ તમને છેક નિરાશ કરીને પાછા નહિ જ કાઢે. તેમને ત્યાં નિત્ય નવા નવા ઝવેરીઓ આવી જાય છે અને લાખો રૂપિયાનું જવાહિર વેચી જાય છે. તમને તેઓ ન્યાલ કરી દેશે અને પછી તમે તમારી વસ્તુઓને જે અર્ધી કીમતે વેચવાની ઇચ્છા ધરાવો છો તેની પંચાત પણ ટળી જશે.”

મેં કૃત્રિમતાથી એક પ્રકારનું આશ્ચર્ય પ્રકટ કરી તેને પૂછ્યું:—

" ત્યારે શું તમે રામનગરનાં મહારાણી શ્રી શ્રીમતી સાવિત્રીદેવીને ત્યાં પરિચારિકાનું કામ કરો છો ?"

તેણે ઉત્તર આપ્યું:—" હા, તેમજ છે અને તેથી જ હું તમને આવો આગ્રહ કરી રહી છું કે, તમે તમારો માલ લઇને મારી સાથે આવો એટલે તરત જ તમારો સઘળો માલ એકી સાથે ખપી જશે અને તમને મન માન્યાં નાણાં પણ મળી જશે. "

આના પ્રત્યુતરમાં કશોય પ્રતિવાદ ન કરતાં મારા પ્રશ્નને ઉલટાવીને પૂછ્યું કે;—" તમે અત્યારે કેણી તરફ જઈ રહ્યાં છો ? તમને મારી સાથે ચાલવામાં કોઈ પણ પ્રકારની અડચણ તો આવે તેમ નથી ને ? જો તેમ હોય તો તમે તમારા તે કાર્યને પૂરૂં કરી આવો તમારા આવતાં સૂધી હું તમે કહો ત્યાં આગળ તમારી વાટ જોવાને તૈયાર છું."

તે દાસીએ એક પ્રકરની ઉત્સુકતા દર્શાવીને કહ્યું કે;—" ના, મારે એવું કાંઇ ઉતાવળનું કામ નથી. હું હમણાં પણ તમારી સાથે આવી શકું છું. ચાલો, તમારા ઉતારા પર જઇને મને તમારો તે માલ બતાવો. જો તે મને પસંદ પડશે તો તરત જ હું તમને મારા મહારાણી સાહેબ પાસે તેડી જઇશ અને તમારો સઘળો માલ વેચાઈ જાય એવો બંદોબસ્ત પણ કરી આપીશ. "

મેં કહ્યું:—" બહુ સારૂં ત્યારે હું તેમ કરવાને તૈયાર છું. મારી એવીજ ઇચ્છા હતી કે ગમે તે રીતે મહારાણી સાહેબ મારો માલ પહોંચી જાય તો પછી તેને વેચતાં જરા પણ વિલંબ લાગશે નહિ. પરંતુ અત્યારસૂધી મને એવો કશો અવસર ન મળવાથી હું તેમની પાસે જઇ શક્યો નથી અને મારાથી મારા માલની બિલકુલ ખપત પણ થઇ શકી નથી. હીરા, મોતી આદિ જવાહિર રાજા રજવાડાં અને ધનાઢ્યો સિવાય બીજા કોઇનાથી કદાપિ ખરીદી શકાતાં નથી. પણ હવે જ્યારે તમે કૃપા કરીને મારૂં આ કામ કરી આપશો તો હું તમને મ્હોંએ માગ્યું ઇનામ આપીશ. જો તમે એક હજારનો માલ વેચાવી

આપશે તો તમને હું ૨૦૦) રૂપિયા ઇનામ તરીકે આપીશ આ પ્રમાણે દસહજાર રૂપિયાનું વેચાણ થયે હું તમને બસો બસો રૂપિયા આપતો જઇશ."

ગોપાળદાસ કહી રહ્યો છે કે, મારી સઘળી વાતોને સત્યમાનીને તે દાસી લાલચમાં ફસાઇ ગઇ અને તેથી મેં બીજી કેટલીક જૂઠી આશાઓ આપીને તેને પૂરી ફસાવી લીધી.

ત્યારે તે કહેવા લાગી કેઃ—" હવે તમે એક પળનો પણ વિલંબ કર્યા વિના મને સત્વર તમારે ત્યાં તેડી જાઓ અને તમારો સઘળો માલ બતાવો." તેની આવી વાર્ત્તા સાંભળીને મારા હૃદયમાં આશાનો પ્રવાહ જોસબંધ વહેવા લાગ્યો હું તેને આવી વાતોમાં ફસાવીને મારા ભાડાના મકાનપર તેડી ગયો અને એક ઓરડામાં બેસારીને મેં કહ્યું કેઃ—" હુ બાજૂના ઓરડામાંથી માલ લઇને હમણાં જ તમારી પાસે આવી પહોંચુ છું. મારા આવતાં સૂધી તમે કૃપા કરીને અહીં બેસો. મને આવતાં જો જરાક વિલંબ થાય તો ગભરાશો નંહિ. કારણકે, મારો બધો માલ અત્યારે મેં પેટીઓમાં રાખેલો હોવાથી પેટીમાંથી કાઢતાં જો જરાક વિલંબ થાય તો તે સર્વથા સ્વાભાવિક જ છે."

મારી આ વાર્ત્તા સાંભળીને દાસી બેસી ગઈ અને હું બીજા એક ઓરડામાં જઈ તલ્વાર લાવી તેની સમક્ષ જઇને ઉભો રહ્યો. આ જોઇને તે દાસી તાજ્જુબીથી કહેવા લાગી કે;—" હેં આ શું ? તમારો માલ ક્યાં છે? તમે આ તલ્વાર લઇને મારી સન્મુખ શામાટે આવ્યા છો ? તમારી ઇચ્છા શી છે?"

મેં મ્યાનમાંથી તલ્વાર કાઢીને કહ્યું કે;—" આ તલ્વાર તેજ મારો સાચો માલ છે. હવે સીધી રીતે હું પૂછું તેની સાચેસાચી હકીકત જણાવી દે. જો જરા પણ જૂઠું બોલીશ અથવા લેશ માત્ર પણ કોલાહલ કરીશ તો આ તલ્વારથી આ ક્ષણે જ તારી ગર્દન ઉડાવી

દઈશ. અસત્યવાદીઓના મસ્તકને ધડથી વિખૂટું કરી તેના રક્તનું પાન કરવામાટે મારી આ તરસી સમશીર સર્વદા તત્પર રહે તેવી છે. માટે હું તને પ્રથમથી જ જણાવી દઉં છું કે જો તું સત્ય બીનાને છૂપાવવાની વૃથા ચેષ્ટા કરીશ તો જીવથી મારી જઇશ. આ સ્થળે એવું ભયંકર અને શૂન્યતામય છે કે, જ્યાં અન્યમનુષ્યનો સંચાર થવો પણ સર્વથા અશક્ય અને અસંભવિત છે. જો હઠ કરીશ તો જીવથી જઈશ અને સત્ય બોલી દઇશ તો કશી પણ ઈજા થયા વિના આબાદ છટકી જઈશ. ”

આ સાંભળીને દાસી ગભરાઇ ગઈ અને થરથરતી કપતી કહેવા લાગી;—“ પણ તમારે મને આવો ભય દર્શાવવાનું કારણ શું છે? મેં તમારો શો અપરાધ કર્યો છે કે તમે મારૂં આવી રીતે મરણ નિપજાવવાને તૈયાર થયા છો ? શું એક નિરપરાધિની નારીનું ખૂન કરી સ્ત્રી હત્યાનું ભયંકર પાતક વ્હોરી લેતાં તમારા દિલમાં જરાપણ દયા નથી આવતી ? મેં તમારાપર વિશ્વાસ રાખી અહીં આવવાનું સાહસ કર્યું, તેના બદલામાં જ તમે મને આવી ભયંકર સજા આપવાને તૈયાર થયા છો ? તમારા હૃદયમાં મનુષ્ય પ્રેમ નથી, તમે મનુષ્યઘાતક શયતાન છો ? જે કાર્ય કરતાં શયતાન પણ કંપી જાય છે. તે કાર્ય તમારાથી થઇ શકશે ખરૂં કે ? એક બુદ્ધિહીન પામર અબળા સાથે આવા પ્રકારવું અયોગ્ય આચરણ આદરતાં તમને જરા પણ શર્મ નથી આવતી ? હું નથી જાણી શકતી કે તમે મને આજે મારા દયા ભીષણ અપરાધની સજા આપવ ને તૈયાર થયા છો. શું ત્યારે તમે વિના વાંકે જ એક નિર્દોષ લલનાના શરીરમાંથી લોહીની ધારાઓ વહેવડાવા માગો છો ? મારા ઉકળતા લોહીથી તમારા તીક્ષ્ણ કૃપાણની તૃષાનું નિવારણ કરવાની ઇચ્છા ધરાવો છો ? ભલે, તેમ કરવાથી તમારી વીરતાનો વિશ્વમાં વધારો થતો હોય, તમારી બહાદુરીનાં બણગાં ફુંકાતાં હોય અને એક આદર્શ નર તરીકે તમારી

ખ્યાતિ થતી હોય, તો ખુશીથી મારા આ હાડ માંસ અને ચર્મની બનેલી કાયાનો તમારી તીખી તલ્વાર દ્વારા વિનાશ કરો. મારા દેહના ટુકડે ટુકડા કરી નાખો."

આ સાંભળીને મેં તેને ચૂપ રાખવાના ઈરાદાથી કહ્યું કે;—"બસ હવે તારા આ લવારાને એકદમ બંધ કરી દે, હું તારાં મોટાં મોટાં ભાષણો સાંભળવા ઇચ્છિતો નથી. ભવિષ્યમાં મારૂં જે થવું હશે તે થઇ રહેશે, અત્યારે તારે તેની કાંઇ પણ ચિંતા કરવાનું કશું કારણ નથી. મારી ઇચ્છા તને ફક્ત કેટલીક વાતો પૂછવાની જ છે. જો તું તે બધી સરળતાથી મને જણાવી દઇશ, તો હું તને કશી પણ ઇજા કરીશ નહિ. મારે તને મારવી નથી, તેમજ તારા શરીરના ટુકડા પણ કરવા નથી. જો તું સીધી રીતે જવાબ નહિ આપે તોજ મારે તે માર્ગનું અવલંબન કરવું પડશે. દગાબાજીથી જ્યારે આ આખું વિશ્વ-જ ભરેલું છે, ત્યારે મારી દગાબાજી જોઇને શું તને અચંબો થાય છે ? અત્યાર સુધીમાં તેં પણ તેવી અનેક દગાબાજીઓ નહિ કરી હોય, તેની શી ખાત્રી છે. હું બહુ જ સારી રીતે જાણું છું કે, માણ-સના પોતાના પર જ્યારે કાંઇ આફત આવી પડે છે, ત્યારે તે **પરો-પદેશે પાંડિત્યં** કરવા બેસી જાય છે, તેને પોતાનો એક પણ અવ-ગુણ જણાતો નથી. સામાના દોષોનું દિગ્દર્શન કરવામાં તથા પોતાના બચાવનાં બ્હાનામાં જ તેનું મન ગુંથાઈ જાય છે. માટે તારો આ ઉપદેશ મારા પાષાણ તુલ્ય કઠિન હૃદયપર કશી પણ અસર કરી શકે તેમ નથી. મનુષ્ય સ્વભાવ જ એવા પ્રકારનો વિચિત્ર હોય છે કે, તેને આખું વિશ્વ જ દોષમય ભાસે છે, પરંતુ પોતાના અનેક દોષોમાંનો એક પણ દોષ તેની દૃષ્ટિએ ચઢતો નથી. દાસી ! જો તને તારા જીવનની લેશ માત્ર પણ પરવાહ હોય તો તું હું જે પૂછું તેનો સત્ય જવાબ આપી દે. તારા જવાબને જાણવાની મારામાં બહુ જ સારી શક્તિ સમાયલી છે, તેથી જો તું અસત્ય બોલશે તો તારૂં મરણ થયા વિના રહેશે નહિ."

મારી આ વાર્તા સાંભળીને તે દાસી તદ્દન સ્તબ્ધ બની ગઇ, તેના મુખમાંથી એક શબ્દ નીકળવો પણ કઠિન થઈ પડયો. ભયની મારી તે થરથર કંપવા લાગી. મેં તેને મદનમોહનની બધી હકીકત પૂછી લીધી અને તે સાથે તેનું નિવાસ સ્થાન પણ જાણી લીધું. ત્યાર પછી મેં તેને બળાત્કારપૂર્વક જમીન પછાડીને તેને બેહોશીની દવા સુંઘાડી દીધી અને ત્યાર પછી તેને તે ઓરડામાં જ પડતી મૂકી હું મારા તે મકાનને બહારથી તાળું વાસી કિલ્લા તરફ ચાલ્યો ગયો. તે દાસીએ મને જે દરવાજાનો પત્તો બતાવ્યો હતો અથવા તો જે બાગમાં મદનમોહનને કેદ કરવામાં આવ્યા હતા, તેની હું તપાસ કરવા લાગ્યો તો મને તેના કહેવા પ્રમાણે બધી બાતમી મળી આવી. તે દરવાજા પર વારંવાર દસ દસ સિપાહીઓનો પહેરો બદલાયા કરે છે અને તેઓ દરવાજાને એક ક્ષણને માટે પણ રેઢો મૂકતા નથી. મેં કેટલીવાર સુધી ફરીને તે દરવાજાને સારી રીતે જોઇ લીધો. એ દરવાજા સિવાય ત્યાં બીજો કોઈ પણ દરવાજો જોવામાં આવતો નહોતો. દરવાજાની બન્ને બાજૂએ બે ખાંચા હતા અને જેમાં સિપાહી લોકો રહ્યા કરતા હતા. પરંતુ એ દરવાજાની સ્હામે જ દસ પંદર કદમપર બીજો એક દરવાજો હતો જે બંધ દેખાતો હતો. જે બાગમાં શ્રીમાન મદનમોહન વિરાજમાન હતા તે બાગનો જ એ દરવાજો હતો. હું બરાબર રીતે બધી તપાસ કરીને ત્યાંથી પાછો આવ્યો અને રસ્તામાંથી એક લોખંડની ચૅાકી તથા પીત્તળનો લોટો ખરીદી લઇ એક મજૂરપર ઉપડાવી મારા ભાડાના મકાનપર લઇ ગયો અને તે મજૂર પાસે પાવડો મંગાવી મેં એક ઓરડાની અંદર જમીન ખોદાવી અને ગજ સવા ગજની ઉંડાઇપર તે લોઢાની ચૅાકીને દટાવી દીધી. ત્યાર પછી તેનાપર પાછી બરાબર માટી પથરાવીને હું તે મજૂર સહિત બહાર આવ્યો. મેં મજૂરને એક રૂપિયો આપીને કહ્યું;—"જો તું આજ સાંઝ સુધી મારી પાસે રહીશ તો હું તને જોઇતું દ્રવ્ય આપી ખુશી કરીશ."

મારી વાર્તાથી તે લલચાઈ ગયો અને તેણે મારી પાસે રહેવાનું કબુલ કર્યું. મેં થોડાક મેવો કાઢીને ખાધો તથા થોડાક મેવો બેહો-શીની દવા સાથે મિશ્રણ કરીને તે મજૂરને આપ્યો. તે તરત જ મેવો ખાઇ ગયો અને થોડીવારમાં બેહોશ થઇને લાંબોલોટ જમીનપર સૂઈ ગયો. મેં તેને પણ ઉપાડીને તે બેહોશ થઇ પડેલી દાસીની પાસે સૂવડાવી દીધો.

ત્યાર પછી મેં જે પીત્તળનો લોટો ખરીદી લીધો હતો તેમાં થોડાક બનાવટી રૂપિયા અને મોહોરો ભરીને પેલી લોખંડની ચોકીપર તેને દાટી દીધો. આ બધાં કામો મેં દિવસે જ કરી લીધાં અને રાત્રે જ્યારે ચારે તરફ અંધકાર છવાઈ ગયો અને મનુષ્ય પ્રાણી માત્ર નિદ્રા-વશ થયાં ત્યારે મે દીવાનાનું સ્વરૂપ ધારણ કરી લીધું અને તે સાથે પેલા મજૂરનું એક ફાટેલું કુડતું પહેરી એક લંગોટ બાંધી પેલી દાસીને લઇ હું મારા મકાનમાંથી બહાર નીકળી પડયો અને પેલા મજૂરને થોડીક બેહોશીની દવા સુંઘાડીને ફરીવાર બેભાન બનાવી દીધો. મારા એ કારસ્થાનને આ સમયે કોઇ પણ જોઇ શકયું નહિ. કારણ કે, મેં જે મકાન ભાડે લીધું હતું તેની આસપાસ કોઇ પાડોસી રહેતું નહોતું, એનો ઉલ્લેખ હું પ્રથમ કરી ચૂકયો છું.”

ગોપાળદાસની વાર્તા સાંભળીને સહુ હસી રહ્યાં હતાં અને તેની પ્રશંસા કરતાં જતાં હતાં, એવામાં ભૂપકિશોરે મદનમોહનને પૂછ્યું:— “મદનમોહન, જે દાસીને ગોપાળદાસે બેભાન કરી હતી તેને તમે ઓળખો છો ખરા કે ?”

મદનમોહને જવાબ આપ્યો કે;—“ના, હું મહારાણી સાવિ-ત્રીના મહાલયની અમુક અમુક બે ત્રણ દાસીઓ સિવાય બીજા કોઇ પણ દાસીને ઓળખતો નથી. જ્યારે મને પ્યારી અને ભીમા નામની બે દાસીઓ મહાલયમાં લઇ ગઇ, ત્યારે ત્યાં વીસ ઉપરાંત દાસીઓ હાજર હતી તેમણે સઘળીઓએ મને જોયો હતો, તેમાંની જ તે કોઇ

એક દાસી હશે. પરંતુ મને તે બાગના જે બંગલામાં રાખવામાં આવ્યો હતો, ત્યાં દરેક દાસીઓ આવી શકતી નહોતી, અમુક ગણી ગાંઠી દાસીઓને જ મારી પાસે આવવાનો અધિકાર હતો. તેમાંની પ્યારી અને ભામા સિવાય બીજી કોઇ પણ દાસીનું મને નામ પણ યાદ નથી. જ્યારે ગોપાળદાસ મારી પાસે આવ્યા, ત્યારે મારી પાસે બે ત્રણ દાસીઓ સૂઇ રહી હતી, પરંતુ તેમનાં નામો શાં હતાં એ હું જાણી શક્યો નહોતો. હું જ્યારે મહારાણીના મહાલયમાં રહેતો હતો, ત્યારે મારા મનમાં એવી એવી ચિંતાઓ થવા લાગી હતી કે, જેના યોગે હું બીજી કોઇ પણ બાબતપર ધ્યાન પણ આપી શકતો નહોતો."

ગોપાળદાસે પૂછ્યું કે;—"ત્યારે શું તમારી પાસે જે બે દાસીઓ સૂઇ રહી હતી તેઓ પ્યારી અને ભામા નહોતી? શું તે કોઇ બીજી જ દાસીઓ હતી?"

મદનમોહને જવાબ આપ્યો;—"ના, તેઓ તે સમયે ત્યાં હાજર નહોતી. જો તેઓ મારી પાસે તમે આવ્યા તે વખતે ત્યાં ઉપસ્થિત હોત તો, મારા ધારવા પ્રમાણે તમારી દાળ તેમની પાસે કદાપિ ગળી શકત નહિ. તેઓ બન્ને બડી ચાલાક ચપળાઓ છો. જ્યારે તેઓ મારી પાસે સૂતી હતી ત્યારે તેમને બિલ્કુલ ઉંઘ આવતી નહોતી. જાગ્રતાવસ્થામાં જ આખી રાત વીતાડતી હતી અને મારો પહેરો પણ ભર્યા કરતી હતી. દૈવયોગે સારૂં થયું કે જ્યારે તમે મને લઇ જવાના ઇરાદાથી મારા શયનગૃહમાં દાખલ થયા ત્યારે તેઓ મહારાણી સાવિત્રીના શયનગૃહમાં ગઈ હતી. નહિ તો વળી કાંઇક બુરી બલા જાગત અને તમારે પણ મારી પેઠે બંદિની બનવું પડત."

મદનમોહન આમ કહીને ચૂપ રહ્યો. ત્યાર પછી ભૂપકિશોરે ગોપાળદાસને સંબોધીને કહ્યું કે;—"ગોપાળદાસ, ત્યાર પછી તમારા પર શી શી વાતો વીતી તે જણાવો. તમારી વાર્ત્તા તો એક સારાં વાર્ત્તાનાં

પુસ્તકને પણ ભૂલાવી દે તેવી મનોમોહક અને આકર્ષક છે. કેમ મોહનલાલ તમને ગોપાળદાસની વાર્ત્તામાં મજા પડે છે ખરી કે નહિ વારૂ ?"

મોહનલાલે જવાબ આપ્યો કે;—" હા–બહુજ મજા આવે છે. ગોપાળદાસ, તમે પણ કાંઈ જેવા તેવા ચાલાક પુરુષ નથી. અમે નહોતું ધાર્યું કે, તમે તમોને સોંપેલા કાર્યને આમ સરળતાથી પાર પાડી શકશો. પણ અત્યારે તમારી બહાદુરી જોઇને અમારાથી તમારા પ્રતિ વાહવાહનો પોકારો કર્યા સિવાય અથવા તો તમને ધન્યવાદ આપ્યા સિવાય રહી શકાતું નથી. પણ હવે કૃપા કરીને તમારી તે વાર્ત્તા પૂરી કરો."

ગોપાળદાસે કહ્યુંઃ–" હું દીવાનાના વેશમાં દાસીને લઈ બહાર નીકળ્યો અને મેં મકાન પર તાળું ન વાસતાં બહારથી ફક્ત સાંકળજ ચઢાવી દીધી. દાસીને થોડેક દૂર ગયા પછી એક ગલીમાં આવેલા એક ધનાઢ્ય પુરૂષના મકાનના ઓટલા પર સૂવાડી દીધી અને પછી હું દીવાનાની પેઠે બકતો બકતો કિલ્લાના તે દરવાજા તરફ ગયો કે જ્યાં તે સમયે દસ બાર પ્રહરીઓ પહેરો ભરી રહ્યા હતા. આ સમયે રાત્રિ પણ ઘણીજ વીતી જવા આવી હતી અને લગભગ પ્રભાત થઈ જવા આવ્યું હતું."

આ સ્થળે ગોપાળદાસે પોતાનો સઘળો વૃત્તાંત કહી સંભળાવ્યો કે જે અમે પાછલા ભાગમાં લખી આવ્યા છીએ અને છેવટે એમ પણ કહી દીધું કે, તે બાગમાં જ્યાં આગળ મદનમોહન વસતા હતા, ત્યાં જવાનો રસ્તો એક મહાલય તરફ પણ હતો; પરંતુ તે રસ્તેથી પોતાના કાર્યની સિદ્ધિ સહજમાં થઈ શકે તેમ ન હોવાથીજ મારે દીવાનાનો વેશ ધારણ કરવો પડયો હતો તથા પેલા મજૂર અને દાસીને પણ દુઃખ દેવાનો પ્રસંગ આવ્યો હતો.

અમારા પ્રિય પાઠકો હવે જાણી ગયા હશે કે તે પુરુષ કે જેણે પેલા મકાનની સાંકળ ઉઘાડી હતી અને જે ઓરડામાં મહારાણી

સાવિત્રીના આઠ અનુચર અથવા તો સિપાહીઓને કેદ કર્યા હતા, તે ગોપાળદાસ સિવાય બીજો કોઇ પુરુષ નહોતો, એમ માનવાનું નથી, પરંતુ જે મજૂરને દીવાના અથવા તો ગોપળદાસે મેવો ખવડાવ્યો હતો તે તેજ પુરૂષ હતો. અથવા તો તેણેજ તે મકાનની બહારથી સાંકળ ઉઘાડી હતી. તેને જ્યારે ભાન આવ્યું ત્યારે તે અત્યંત આશ્ચર્યમાં પડી ગયો કે, હું આમ બેભાન શી રીતે બની ગયો. મને આટલી બધી ઉંઘ શી રીતે આવી ગઇ અને અત્યાર સુધી-અરે રાત થઇ ગઇ તોપણ મારી આંખ કેમ ન ઉઘડી ?

મજૂરને એવું જ્ઞાન પણ નહોતું થયું કે, પોતાને દીવાનાએ એવી રીતે બેભાન કરી દીધો હતો અને તેના યોગેજ તે અત્યાર સુધી ઉંઘી રહ્યો હતો. તે હજી ઉઠીને ઉભો પણ થયો નહોતો એવામાં તેને કેટલાંક માણસોના બોલવાનો અવાજ સંભળાયો. એ અવાજ તેની જોડેના ઓરડામાં કેદ પૂરાયલા પેલા આઠ સિપાહીઓનોજ હતો. એ જોઇને મજૂરના મનમાં વળી વધારે અજાયબી થઇ કે, તે બંધ ઓરડામાં આવી અંધારી રાત્રે કોણ પૂરાયું છે! અથવા તો તેમાં ભૂત પ્રેત કે પિશાચ આદિની ઉત્પત્તિ તો નથી થઇને ?

તેણે તે ઓરડામાં કોઇ માણસ છે કે નહિ, તેની તપાસ કરવાના ઇરાદાથી ખોંખારો માર્યો, એટલે પેલા સિપાહીઓએ તેને દ્વાર ખોલવા માટે કેટલીક બૂમો મારી. આથી તે દરવાજા પર જઇને ઉભો રહ્યો. પ્રથમ તો તેને એવીજ ઇચ્છા થઇ ગઇ કે તે લોકોને તે ઓરડામાંજ કેદ રહેવા દઇને પોતે પોતાના ઘર ભણી ચાલ્યા જવું, પરંતુ પુનઃ તેના દિલમાં દયા આવવાથી તે છૂપી રીતે સાંકળ ઉઘાડીને ત્યાંથી અગિયારાં ગણી ગયો. એના મનમાં એ સમયે એવો ભય હતો કે, અંદર જે કેટલાંક માણસો છૂપાયા છે અને તેઓ બહાર નીકળીને મને ફસાવા ધારે છે, એથી તે બિચારો ત્યાં આગળ એક ઘડી પણ ન રોકાતાં, ધીમેથી સાંકળ ઉઘાડીને એકદમ પલાયન કરી ગયો.

જ્યારે ગોપાળદાસ બધી હકીકત કહી ચૂક્યો ત્યારે મદનમોહને ભૂપકિશોરને પૂછ્યું:—"તમે બધા કિશનપૂર અથવા તો કૃષ્ણપૂરનો ત્યાગ કરી અહીં શા માટે આવી વસ્યાં છો વારૂ ?"

ભૂપકિશોર સંક્ષિપ્તમાં બધી બીના કહી સંભળાવી. પછી ભૂપકિશોરના પૂછવાથી મદનમોહને પોતાની કર્મકથાને વિસ્તારપૂર્વક વર્ણવી બતાવી. તેમજ તેણે એમ પણ કહ્યું કે:—"જ્યાં સૂધી હું ધારૂં છું, ત્યાં સૂધી કુમારશ્રી રાણી સાવિત્રીને ત્યાંજ હોવા જોઇએ. કારણ કે, તે તેમને બહુ જ ચાહે છે, તેથી તેણે તેમને કોઇ પણ રીતે છૂપાવીને પોતાને ત્યાં રાખ્યા હશે. નહિ તો આજ દિવસ સૂધી તેઓ બીજે ક્યાંય પણ રોકાઈ જાય તેવા નથી, તેઓ પોતાના રાજ્યનો ત્યાગ કરીને આવી નિશ્ચિંતતાથી પોતાના દિવસોને વ્યર્થ ગાળે તેમ નથી. તેઓ જરૂર રાણી સાવિત્રીના પ્રપંચ જાળમાં સપડાઇ ગયા હશે. તે ઘણી ચાલાક અને ચપળા સ્ત્રી છે. હમેશાં તેને ત્યાં નવા નવા સમાચાર આવ્યા જ કરે છે. ટુંકામાં જો તે આખી દુનિયાની ખબર રાખે છે, એમ કહીએ તો તેમાં પણ કશી અજાયબી નથી. મેં દુનિયામાં ઘણી ચાલાક અને બુદ્ધિમતી અબળાઓ જોઈ છે, પણ રાણી સાવિત્રીના જેવી તો બીજી કોઈ ભાગ્યે જ હશે. રાજ્ય ચલાવવામાં, પોતાના અનુચરોપર અંકુશ રાખવામાં અને ધારેલું કામ પાર પાડવામાં તેના જેવી બહાદુર સ્ત્રી મેં હજી સૂધી જોઈ જ નથી."

એના જવાબમાં સહુએ એકમત થઇને કહ્યું:—"અવશ્ય તમે જે વાત કહો છો, તે સર્વથા સત્ય જ છે. રાણી સાવિત્રી ખરેખર એક આદર્શ વીરાંગના જ છે. તેના પંજામાં આવેલું મનુષ્ય કદાપિ છટકી શકતું નથી. કદાચ તેને અનુસરીને રાજેશ્વર મહેન્દ્રકુમાર પણ તેના મહાલયમાં રહ્યા હોય તો તેમાં આશ્ચર્યનો લેશ માત્ર પણ સંભવ જ નથી."

ત્યાર પછી કેટલીકવાર સુધી વિચાર કરીને ભૂપકિશોરે કહ્યું કેઃ- "આવતી કાલે હું પોતે જ રામનગર જઈશ અને તેમનો પત્તો મેળવી લાવીશ. જો તેઓ રામનગરમાં જ હશે તો કોઈ પણ રીતે છૂપા રહી શકશે નહિ. જો મહારાણી સાવિત્રી મહા ચાલાક અને ખેલાડી સ્ત્રી છે, તો મારે પણ એક વાર તેની આંખમાં ધૂળ નાખી બતાવવી છે. જો કે તેના મહેલમાં મદનરંજનીનું હરણ થવાથી સખ્ત જાપ્તો તો થઇ જ ગયો હશે, પરંતુ તેથી મારે ભયગ્રસ્ત થઇને બેસી રહેવાનું નથી. મહેનતથી મનુષ્ય મહિપાળ થાય, એવી જે એક કહેવત છે તે અક્ષરે અક્ષર સત્ય જ છે. હું પણ એ કહેવત પ્રમાણે મારા જીવની પરવાહ રાખ્યા વિના તેમને છોડાવવાનો યત્ન કરીશ, એટલે દયાળુ ઇશ્વર તરત જ મારી ધારણાને ફળીભૂત કરશે. પરંતુ રામનગર જતાં પહેલાં તમને સહુને રહેવાનો હું પાકો બંદોબસ્ત કરવા ઇચ્છુંછું. કારણ કે, હવે આ મકાનમાં વધારે દિવસ રોકાવાથી આપણા ભેદનો ભંડો સત્વર ફુટી જવાની સંભાવના રહ્યા કરે છે, માટે પ્રથમ એનો ત્યાગ કરવો એ જ આપણું કર્તવ્ય છે. સ્થાન પરિવર્તન કર્યા વિના મનુષ્ય પોતાના ભેદને છૂપાવી શકતું જ નથી. માટે પ્રથમ બીજા મકાનની તપાસ કરવાની ખાસ જરૂર છે."

એના જવાબમાં બહારથી અવાજ આવ્યો કે;—"હા હા. મકાન બદલવાની ખાસ જરૂર છે." આ અવાજ દરવાજાની બહારથી સંભળાતો સાંભળીને સહુ એકદમ ચમકી ઉઠયાં.



દશમ પરિચ્છેદ

# અતિ લોભ તે પાપનુ મૂળ

" જે પાસ હય જખીસ મત રખ વોહ કોને અંદર,
મસ્જીદ કુંએ બનાદે તાલાબ બાગ મંદર;
દરિયા કહીં બનાદે બનની કહીં સમંદર,
સબ કુછ ઉઠા લુટાકર હો રહે સદા કલન્દર.
ગર આ પડેગા તુઝપર કુછ હાદિસા ખલલકા,
માલિક ફિર ઓર કોઇ ઠેરેગા તેરે દિલકા;
આગેસે દ દિલાકે હો રહેતુ ઉસ્સે હલકા,
કર શિક અપને દિલમેં કુછ આજકા ન કલકા.
દિલકી ખુશીકે ખાત્મિર ચખ ડાલ માલ ધનકો,
ગર મર્દ હય તો આશિક કોડી ન રખ કફનકો.

નઝીર

---

રાજા ગિરિવરસિંહના મંત્રી હરિદત્તને જ્યારે ભૂપકિશોર, ગોપાલદાસ આદિએ સિપાહીઓના પોશાકમાં દગોદઇને શિવપૂરી ભણી વિદાય કર્યો, ત્યારે તે અત્યંત પ્રસન્ન થયો અને કયાંય પણ ન રોકાતાં પોતાના અશ્વને દોડાવતો દોડાવતો સીધો શિવપૂરના કિલ્લામાં જઈ પહોંચ્યો. તે સમયે શિવપૂરીનો રાજાધિરાજ ગિરિવરસિંહ પોતાના દીવાનખાનામાં એકલો બેસી કાંઈક વિચાર કરી રહ્યો હતો. હરિદત્તે તેની સન્મુખ જઇને તેને ઝૂકી ઝૂકીને ત્રણ સલામો કરી તથા ત્યાર પછી તે હાથ જોડીને એક બાજૂએ ઉભો રહ્યો.

ગિરિવરસિંહે અભિવાદનનું યોગ્ય ઉત્તર આપી અત્યંત આશ્ચર્યચકિત થઇને પૂછ્યું:—" કેમ હરિદત્ત, તમે આજ દિવસ સુધી ક્યાં અદૃશ્ય

થઇ ગયા હતા ? મેં ઘણી તપાસ કરાવી છતાં તમારો કશો પત્તો જ ન મળ્યો, તો શું તમે બીજા કોઇ દૂર દેશાવર ચાલ્યા ગયા હતા વારૂ ?"

હરિદત્તે પ્રત્યુત્તર આપ્યું:—" મહારાજ, હું આ દેશમાંથી બીજે ક્યાંય પણ દૂર ગયો નથી. આપના પવિત્ર મંત્રીત્વનો ત્યાગ કરી જવાથી મારે અનેક પકારનાં સંકટો ભોગવવાં પડયાં છે. હું આજ સુધી ક્યાં રખડતો રહ્યો, તેનું મને હજી પણ ભાન આવ્યું નથી. આપના સમાન ધર્માવતાર નરપતિનો ત્યાગ કરીને હું આટલા દિવસમાં એક ક્ષણને માટે પણ વિશ્રાંતિ મેળવવાને ભાગ્યશાળી થઇ શક્યો નથી. ચિંતામાંને ચિંતામાં જ મારા દિવસો વ્યતીત થયા છે. "

ગિરિવરસિંહે પૂછ્યું:—" ઉમાદત્ત ક્યાં છે ? તે તમારી સાથે શામાટે આવ્યો હતો ?"

હરિદત્તે જવાબ આપ્યો:—" કૃપાસિન્ધુ, તે અત્યારે ક્યાં છે તેની મને ખબર પણ નથી. તે સમયે તે મારી તપાસ કરવાના ઉદ્દેશથી જ મારી પાછળ આવ્યો હતો. કારણ કે—"

ગિરિવરસિંહે તેને વચ્ચમાંજ બોલતો અટકાવી અત્યંત ક્રોધિત થઇને કહ્યું કે;—"હા તમારી તપાસ કરવા ગયો હતો ! તમે છેક નાનાં બાળક હતા ખરાને ? હું ઘણી સારી રીતે જાણું છું કે, તમે બન્ને પૂરા બદમાશ છે, ફાંસીને લાયક છો. "

હરિદત્તે હાથ જોડીને કહ્યું:—ધર્માવતાર ! શું આપને મારાપર વિશ્વાસ નથી આવતો ? ભલા મારામાં એવી તે શી શક્તિ છે કે, હું આપની સાથે કોઈ પણ પ્રકારનું અયોગ્ય વર્તન ચલાવી શકું ? આપ જ્યારે સર્વ વૃત્તાન્ત સાંભળશો તો જાણી શકશો કે વાસ્તવિક રીતે મારો કશો પણ દોષ જ નથી. કેવળ ભાઇઓની બેવકૂફીથી આ આફતમાં આવી ફસાવાનો મને પ્રસંગ પ્રાપ્ત થયો છે. જો તેઓ બીજા જંગલમાં ન ચાલ્યા ગયા હોત તો, મારા પર આવું ભયંકર આળ

ચઢવાનો તથા આપના ક્રોધને પાત્ર થવાનો મને પ્રસંગ મળત જ નહિ. પ્રભુ, એકની ભૂલ બીજાને ભોગવવી પડે છે અને એવાં દૃષ્ટાંતો અનેક આ પૃથ્વીપરથી મળી આવે છે. મારી નિર્દોષતાને મેં આપના મહેમાનો કને પ્રમાણ સહિત સાબીત કરી આપી છે અને ઘણું કરીને તેમણે તે વાર્ત્તા આપને પણ વિદિત કરી દીધી હશેજ. તેમણે—"

ગિરિવરસિંહે ઉતાવળથી વચ્ચમાં જ પૂછ્યું:—"અરે ! મેહમાન કેવા અને વાત પણ શી તમે આટલું બધું અસત્ય શા કારણથી બોલો છો તે હું કોઈ પણ રીતે સમજી શકતો નથી, શું તમે જે કહો છો તે વાર્ત્તા સત્ય જ છે? શું આપણે ત્યાં કોઇ પણ મહેમાન આવવાના છે?"

હરિદત્તે કહ્યું:—"તેઓ મને રસ્તામાં મળ્યા હતા અને આપના મહાલય તરફ આવવાના સમાચાર પણ મને મળ્યા હતા. ત્યારે શું તેઓ હજી અહીં આવ્યા જ નથી ?"

ગિરિવરસિંહ લોભને લીધે ગભરાઇને બોલ્યો કે;—"ના, મારા ધારવા પ્રમાણે તેઓ હજી આવ્યા નથી. તેમની સંખ્યા કેટલાક માણસની છે ? તેઓ તમને કયાં મળ્યા હતા ! તેઓ પણ ઘણું કરીને મને લૂટી ખાવા આવતા હશે. આજની દુનિયા જ હરામનું ખાનારી થઇ ગઇ છે. આવા કટાકટીના વખતમાં કોઇને ત્યાં મહેમાન જઇને આઠ આઠ દસદસ દિવસ સૂધી ધામા નાખીને પડયા રહેવું એ શું કોઇ પણ પ્રકારે ઉચિત છે ખરૂં કે ? મારા ખજાનાની બધી મિલ્કત આવા મફતીઆ મહેમાનોજ ખાઇ ગયા છે. પ્રભુ ! પ્રભુ ! હવે તો તો એવા શયતાન મહેમાનોના સપાટામાંથી મને બચાવ ! હવે તો તેઓ મારૂં લોહી જ ચૂસવા લાગ્યા છે!"

હરિદત્તે કહ્યું:—"પૃથ્વીનાથ ? તેઓ તો ગઇકાલે જ મને શિવપૂરી પાસે મળ્યા હતા, હવે તેઓ આ તરફજ આવતા હશે અને ઘણું કરીને થોડા સમયમાં આવી જશે. તેમની સંખ્યા લગભગ ચાર પાંચ માણસની હતી મને ભાર દઇને આપને ત્યાંજ ઉતારો કરીશું એમ

કહ્યું હતું. આપ દરબારી ઉતારામાં તપાસ કરાવશો તો મારા ધારવા પ્રમાણે તેમનો પતો મળી જશે."

ગિરિવરસિંહે મોઢું વકાસીને કહ્યું:—"ગમે ત્યાં હોય, તેની આપણે પંચાત કરવાનું કશું કારણ જ નથી. કારણ કે, તેમના આવવાથી આપણું પાંચ શેર દસ શેર અનાજ બગડે તેમ છે, તે સિવાય બીજો કશો પણ ફાયદો મળે તેમ નથી. 'આ લાવો તે લાવો ફલાણું લાવો,' બસ રાત્રિ દિવસ લાવો લાવો સિવાય બીજો કશો ધંધો જ સૂઝતો નથી. કહો જોઇએ ભલા રે મારૂં આ મહાલય તે કાંઇ સદાવ્રત અથવા તો અન્ન ક્ષેત્ર છે કે હું તેમને જોઇતી બધી ચીજો પૂરી પાડી શકું ? તે લોકોનો તો ધંધો જ ઉકલી ગયો છે. હરામનું મળ્યું કે તેઓ અવાયા જ પડવાના! તેમના જેવા કંજુસોએ જ મારા જેવા કર્ણસમાન ઉદારાત્માનો સમસ્ત ધનભંડાર ખાલી કરી દીધો છે. હું ધારૂં છું કે, દુનિયામાં મફતકા ચંદન ઘસ બે નંદન એવી જે કહેવત પડી ગઇ છે, તે આવા કૃપણોની કૃપણતા પરથી જ પડી હોવી જોઇએ. તેમને એટલો પણ વિચાર નથી કે, આ જમાનો હરામનું ખાવાનો નથી. રૂપિયાનું એકશેર ઘી! છ શેર ચોખ્ખા અંન ત્રણ મણની કાઠી મળે છે, એવા સમયમાં પાંચ પાંચ સાત સાત જણાઓએ મેહમાન તરીકે જઇને અડીંગા લગાવવા ઠીક નથી. વળી જૂઓ જોઇએ ભલા, એ બધું આવા મોંઘારતના વખતમાં શી રીતે પાલવી શકે? શું મારા ઘરમાં તે કાંઈ મોટી ટંકશાળ પડે છે કે હું તેમની બધી રીતે ખાત્રી પણ કરી શકું ? જો તેઓ કદાચિત્ તમને મળે તો કાંઈ પણ બ્હાનું બતાવીને વચ્ચેથી પાછા હાંકી કાઢજો. અત્યાર મને એવા મફતીયા મેહતાનોની કશી જરૂર નથી. આજ કાલ પૈસાની સખ્ત મારામારી છે, પૂરતી તંગી છે!"

આ જોઇને હરિદત્ત પોતાના મનમાં જ કહેવા લાગ્યો કે:—"લોભે લક્ષણ જાય અને અતિ લોભ તે પાપનું મૂળ, તે આનું નામ! ઇશ્વરે

આ રાજા ગિરિવરને આવું વિશાળ રાજ્ય, અખૂટ દોલત અને પૂર્ણ સત્તા આપવા છતાં હજી તેના લોભનો અવધિજ આવતો નથી. પૈસાના લોભથી પુત્રીનું મરણ કર્યું, રાજરાણીની ભયંકર દુર્દશા કરી, તેમ છતાં તેના મનમાં જરા પણ ખેદ થતો નથી, એ પણ એક આશ્ચર્યનો વિષયજ કહી શકાય ! જો દુનિયામાં લોભની આદર્શ પ્રતિમા કોઇ કોઇ પણ હોય તો તે આ રાજા ગિરિવરસિંહ જ છે ! અહા ! તેના વિચારો કેટલા બધા તુચ્છ અને ક્ષુદ્ર છે, પાંચ સાત રૂપિયાના પગાર વાળો એક સામાન્ય સંસારી પણ અતિથિના આગમનથી અત્યંત પ્રસન્ન થઇ તેની બનતી સેવા ઊઠાવવાને તૈયાર થઇ જાય છે, પરંતુ આ એક રાજ્યનો સ્વામી હોવા છતાં છાણાં કે બળતણનો પણ હિસાબ કરવા બેસી જાય છે, એ શું ઓછી અજાયબીની વાત છે ! અતિથિ-સત્કાર માટે મનુષ્ય પોતાની બધી દોલત ફના કરી રસ્તાનો ભિખારી બનવાનું પણ કબૂલ કરી લે છે, પરંતુ આ લોભપરાયણ રાજા તો પોતાના અખૂટ ખજાનામાંથી એક પાઇનો પણ વ્યય થાય તો મરવા પડે છે. શું તેના મનમાં એટલો પણ ખ્યાલ નહિ હોય કે મારા મરણ પછી મારી આ દોલતની શી ગતિ થશે ? તેનો ઉત્તરાધિકારી કોણ થશે અને તે તેનો વ્યય કેવો કરશે ? રાજા પુત્રહીન હોવા છતાં આટલો બધો ધનકીટ કેમ છે, પૈસાને માટે તેની વૃત્તિ આવી લોભિષ્ટ કેમ બની ગઇ છે, એ સર્વ વિષયોનો વિચાર કરતાં મને તેની મૂર્ખતા સિવાય બીજું કાંઇ પણ જણાતું નથી. લક્ષ્મીના લોભમાં લપટાઇને તેનું મન એટલું બધું ભ્રમિત બની ગયું છે કે જેની કલ્પના કરવી પણ સહજ નથી. આ સર્વ તેની અધોગતિનાં જ કારણો છે. વિશ્વનો એક ચિરસ્થાયી નિયમ જ છે કે, જે વસ્તુનો અતિરેક થાય છે, તે વસ્તુનો વિનાશ થતાં વિશેષ વિલંબ લાગતો નથી અને તેની પ્રમાણે આ ક્ષુદ્ર રાજાની પણ દુર્દશા થવાની છે. તે મૂર્ખ એક મહા કવિનાં આ વાક્યોને પણ સમજી શક્તો નથી કે, **अति सर्वत्र वर्जयेत्.**

તેમજ એક ઉર્દુ કવિના વિશાળ હૃદયમાંથી નીકળેલા આ શબ્દોની તે બિચારા ક્ષુદ્ર અને પામર પશુને કલ્પના પણ નથી કે;—

" જો જો બખીલ કુટ જર છોડ કર મરેગા;
યા ખાએગા જમાઈ યા ખાલસા લગેગા.
તેરા વહી હય જો કુછ સંહે ખુદામેં દેગા;
ખાના ખિલાના હંસના તુભી સદા રહેગા.
દિલકી ખુશીકે ખાતિર ચખડાલ માલ ધનકો;
ગર મર્દ હય તો આશિક કૌડી ન રખ કફનકો."

આનો ભાવાર્થ એવો થાય છે કે;—" જે સડેલા કંજુસો પૈસા છોડીને મરી જશે. તેઓના પૈસા કાંતો તેમના જમાઇ ખાશે અથવા સરકાર લઇ જશે. સારૂં તો તે જ કહેવાશે કે, જે ઇશ્વરના રસ્તામાં ખરચશે. જો ખવરાવવા પીવરાવવામાં ખુશી રહેશે તો દરેક સમય માટે આનંદિત રહેશે. તારા હૃદયની પ્રસન્નતા માટે તારા પૈસા ટકાને ઉડાવી નાખ. જો તું મર્દ હો તો ઓ પ્યારા! તારા કફન માટે કોડી પણ ન રાખ."

હરિદત્તને ઉંડા વિચારમાં પડેલો જોઇ તથા પોતાના પ્રશ્ન પ્રત્યુત્તર ન મળેલું જોઇ રાજા ગિરિવરસિંહે સહજ આતુરતાથી તેને ઉદ્દેશીને પૂછયું કે;—" કેમ હરિદત્ત! મારા પ્રશ્નનું ઉત્તર આપતાં તમને આટલો બધો વિલંબ શા કારણથી થયો વારૂ ?"

હરિદતે જવાબ આપ્યો:—" મહારાજ, હું પણ એ જ વિચાર કરતો હતો કે, દુનિયા કેટલી બધી કંજુસ બની ગઇ છે કે, જે આપના જેવા ઉદારાત્માને જ નિરંતર તકલીફ આપી પીડયા કરે છે. સમય બહુ બારીક આવ્યો છે. 'મારૂં એટલું મારૂં અને તારૂં તે પણ મારા બાપનું' એવા વિચારનાં માણસો જ આ જમાનામાં જ્યાં જોઇએ નજરે પડે છે. આ જમાનામાં તો લોભે આખી દુનિયાનું સત્યાનાશ વાળી નાખ્યું છે." આમ કહી તેણે પાછું મનમાં જ કહ્યું કે:—" એક મોટા રાજાથી લઇને

જૂઓ તો એક સાધારણ મનુષ્યમાં પણ એ શયતાનના શાગિર્દ રૂપ લોભે પોતાની પ્રબળ સત્તાનો પ્રભાવ જમાવી દીધો છે. પ્રભુ ! એ પણ કળિયુગની એક બલિહારી છે કે, જે ભૂમિના રાજાઓ લાખો અન્નક્ષેત્ર બંધાવતા હતા, તે જ ભૂમિના ભૂપાળો અત્યારે કોઈને કકડો રોટલો આપતાં પણ કુંઠિત બની જાય છે. અને જે ભૂમિના નિવાસિયો સેંકડો કષ્ટ આવવા છતાં પણ અન્નક્ષેત્રનું અન્ન આરોગવાને નારાજ હતા, તેઓ આજે સ્થળે સ્થળે એક રીતે નહિ તો બીજી રીતે એટલે કે કોઇને ત્યાં મહેમાનનું બ્હાનું બતાવીને ભિક્ષા માગવા લાગ્યા છે એ પણ એક ઘણી અફસોસની વાત છે! પણ હવે તેવો અફસોસ અથવા ખેદ કરવાથી પાર આવે તેમ નથી."

આમ કહીને હરિદત્ત કેટલીક વાર સુધી ચૂપ બની ગયો અને ત્યાર પછી ફરીવાર બોલ્યો:-"અન્નદાત્તા, તે મહેમાનો તો ગઈ કાલેજ અહીં આવી ગયા હશે અને તેમણે આપની મુલાકાત પણ અવસ્ય લીધી. હશે. કદાચ આપની વિસ્મૃતિ થઈ ગઈ હશે."

ગિરિવર સિંહે ગુસ્સે થઇને કહ્યું:—"તમે આ બધું શું બકો છો ? અહીં તો હજી સુધી કોઈ પણ આવ્યું નથી અને આવવાની ખબર પણ મળી નથી."

હરિદત્તે અજાયબીથી પૂછ્યું:—"ત્યારે શું આપે મને બોલાવવા માટે માણસ પણ નથી મોકલ્યું ?"

ગિરિવરસિંહે કહ્યું:—"ક્યારે ? તમે આ બધો શો બકવાદ કરી કરી રહ્યા છો ? તમારા મસ્તિષ્કમાં ઉન્માદરોગનો આવિર્ભાવ તો નથી થયોને ? મને લાગે છે કે આજે તમારૂં મન કાંઈક ચંચળ બની ગયું છે. તમારાં કરેલાં ઘોર કૃત્યોજ તમને ડંખી રહ્યાં છે અને તેના યોગેજ આવી ઢંગ ધડા વગરની વાતો કહી રહ્યા છો. મેં હમણાં તો તમને બોલવવા માટે કોઇ પણ મનુષ્યને મોકલ્યું હોય એવું મારા સ્મરણમાં નથી."

હરિદત્તે કહ્યું:—" કરૂણા નિધાન, આપ આમ ક્રોધિત કેમ થાઓ છો. આજે થોડીવાર પહેલાં જ આપે મને બોલાવવા માટે માણસ મોકલ્યું હતું છતાં ભૂલી કેમ જાઓ છો ? હું ધારૂં છું કે કદાચ આપને મારા પર આવા પ્રકારની શંકા થઇ આવી હશે. પરંતુ પ્રભુ ! હું સર્વથા નિર્દોષ છું. આપ મારા પર જે આક્ષેપ મૂકો છો તે તદ્દન મિથ્યા જ છે. હું અત્યાર સૂધી આપની મન વચન અને કર્મથી સેવા કરતો આવ્યો છું અને ઈશ્વર પાસે તેજ માગું છું કે તે કૃપાળુ પિતા સદાને માટે મને આપની અમૂલ્ય સેવાનો અધિકારી બનાવે."

ગિરિવરસિંહે સહજ શાન્ત થઇને કહ્યું કે;—" આજે તો મેં કોઇ પણ મનુષ્યને મોકલ્યું જ નથી. કારણ કે, તમારો ક્યાંય પણ પત્તો ન હોવાથી છેવટે મેં તમારી તપાસ કરવાનું માંડી વાળ્યું હતું અને છેલ્લા દશ પંદર દિવસ થયાં તો તમારૂં સ્મરણ પણ કર્યું નહોતું. પણ હા—પંદર દિવસ પહેલાં મેં ઘણાં માણસોને તમારી તપાસ માટે મોકલી આપ્યાં છે, તેમાંના કોઇએ કાલે અથવા તો આજે તમારી મુલાકાત થતાં એ ખબર આપી હોય તો તેમાં કાંઇ નવાઇ જેવું નથી. મારી ધારણા પ્રમાણે તેમાંના કોઇક માણસેજ તમને એ ખબર આપી હોય તો તેમાં કાંઇ નવાઇ જેવું નથી. મારી ધારણા પ્રમાણે તેમાંના કોઇક માણસે જ તમને એ ખબર આપી હોવી જોઇએ. તે સિવાય હાલમાં મેં બીજાં કોઇ પણ માણસોને મોકલ્યાં જ નથી, તેથી તેમ થવું સર્વથા અશક્ય અથવા તો અસંભવિત જ છે."

હરિદત્તે કહ્યું:—" જૂઓ, વળી પાછો મને કોઇ દગાબાજીમાં ફસાવી ગયો. આજે મને આપની સેનાના સૈનિકોનો પોશાક પરિધાન કરેલા ચાર સૈનિકો સહોલવાળા જંગલમાં મળ્યા હતા અને તેમણે જ મને જણાવ્યું હતું કે, તમને રાજા સાહેબે બોલાવ્યા છે અને તે સાથે એમ પણ કહેવડાવ્યું છે કે;—" કૃપાળુ નરપતિ ગિરિવરસિંહ

સાહેબે તમારા તમામ અપરાધોની ક્ષમા કરીને તમને સત્વર પોતાની પાસે બોલાવ્યા છે." અને એ કારણથીજ હું આપ નામદારની આજ્ઞાનું પાલન કરવા માટે સત્વર અહીં આવી લાગ્યો છું. હવે મને જીવિત-દાન આપવું અથવા કઠોર સજાથી દંડિત કરવો એ વાર્ત્તા આપની ઇચ્છાપર અવલંબેલી છે. આપ દયાળુ છે અને અપરાધીઓના અપ-રાધની ક્ષમા આપવામાં આપના જેવા ઉદારત્મા રાજા અત્યારે બહુજ અલ્પ પ્રમાણમાં અસ્તિત્વ ધરાવે છે. જો કે આપ મને જે પ્રકારના અપરાધીની સંજ્ઞામાં ગણો છો, તેવો ભયંકર અપરાધી હું નથી, તેમ છતાં પણ આપ કૃપાવતાર સમક્ષ વિવેકની મર્યાદાનો ભંગ કરીને વધારે વિવેચન કરવાની મારી ઇચ્છાજ નથી. કારણ કે, રાજાજ્ઞાનું ઉલ્લંઘન કરવાથી સંપત્તિ, પ્રતિષ્ઠા અને ગૌરવની હાનિ થયા સિવાય બીજો કોઈ પણ પ્રકારનો વિશિષ્ટ લાભ મળતો નથી, એ વાર્ત્તાને હું બહુજ સારી રીતે જાણું છું."

ગિરવરસિંહે કેટલીવાર સુધી ઉંડો વિચાર કરીને કહ્યું કે;-"તમે વારંવાર આવી પ્રપંચ જાળમાં ફસાઇ જાઓ છો એ જોઇને મને અત્યંત આશ્ચર્ય થાય છે. હું ધારૂં છું કે, તમે તમારી આવી કોઈ મૂર્ખતાના યોગેજ મારી પ્રિય પુત્રી મદનરંજનીને ગુમાવી દીધી છે. મનુષ્ય માત્રના એકાદ બે અપરાધોનીજ માફી આપી શકાય છે, પરંતુ જો તેનાથી વધારે થયેલા અપરાધોની માફી આપવામાં આવે છે, તો તેના અપ-રાધોનું પ્રમાણ બહુજ ભયંકર થઈ જાય છે અને તેના યોગે કેટલીકવાર અત્યંત માઠાં પરિણામો ભોગવવાં પડે છે. તમારી આ ગફલતો કાંઇ જેવી તેવી ભયંકર નથી કે જેની મારાથી સહજમાં માફી પણ આપી શકાય. તમારા તે પ્રમાદોની હવે હું માફી આપીશકું એવો કોઇ પણ ઉપાયજ અવશિષ્ટ રહ્યો નથી. તમારી ભૂલથી મારી એવી તો બદનામી થઈ છે કે જેથી મારે આખા જનસમાજમાં નીચું જોવું પડે છે. જો

તમે બીજી કોઇ સામાન્ય ભૂલ કરી હોત, તો હું તેની અવશ્ય માફી આપત, પરંતુ આ ભૂલની માફી આપી શકું તેમ નથી તે નથીજ."

હરિદત્તે હાથ જોડીને કાલાવાલા કરતાં કહ્યું કે:-"મહારાજ! આપની ઇચ્છામાં આવે તેમ કરવાને આપ સર્વથા સ્વતંત્ર છો અને હું આપની સજા ભોગવવાને પણ બંધાયલો છું. આપના મુખમાંથી જે નીકળે તે સજાને સહી લેવા માટે તૈયાર છું. પરંતુ તેમ કરતાં પહેલાં ધર્માવતાર! આપ એટલી તો અવશ્ય તપાસ કરાવો કે, એ બાબતમાં હું કેટલે અંશે ગુન્હેગાર છું અને મારા અપરાધનું પ્રમાણ કેટલુંક ભારી કિંવા હલકું છે."

ગિરિવરસિંહ બોલ્યો કે;—"તમારો મોટામાં મોટો અપરાધ એ છે કે, મેં તમારા અધિકારમાં મારી કન્યા મદનરંજનીને સુપ્રત કરી હતી, તે અત્યારે અદૃશ્ય થઇ ગઈ છે અને ઘણી ઘણી શોધો કરવા છતાં હજીસુધી અમને તેનો પત્તો પણ મળી શક્યો નથી."

હરિદત્તે અત્યંત વિનયપૂર્વક સ્વરથી આંખોમાં આંસૂ લાવીને કહેવા માંડયું કે;-"હે ધર્માવતાર, મેં મદનરંજની બ્હેનને ક્યાંય પણ છૂપાવ્યાં હોય એવી જો આપના મનની ધારણા હોય તો, તેને કાઢી નાખજો. હું તેમનો બચાવ કરવા જતો હતો, તે પહેલાંજ મૂર્ખ ભોઇઓની બે-દરકારીથી તે બે અપરિચિત પુરુષોના અધિકારમાં ગયાં છે, એવી મને તપાસ કરતાં ખબર મળી આવી છે. હું આ વિષયમાં સર્વથા નિર્દોષ છું. પરંતુ આપના મનમાં મારા પ્રતિજ એક પ્રકારનો સંદેહનું નિવારણ કરવા માટે તેમનો પતો મેળવી આપવાની આપની પાસે પ્રતિજ્ઞા કરૂં છું અને ગમે તે જોખમે તેમને અલ્પ સમયમાં આપની સેવામાં તેને હાજર કરી આપવાને હું દરેક રીતે આપની સાથે બંધાઉં છું. આજે નહિ તો બેચાર દિવસમાં પણ હું આપને તેમનાં દર્શન કરાવી આપીશ. આપ કૃપા કરીને હાલ તરત મારો ઇન્સાફ નકરતાં મને ત્રણ માસનો અવકાશ આપો, એ અવકાશમાં હું ગમે તે રીતે તેમનો પત્તો

મેળવી આપીશ અને જો કદાચ તે દરમ્યાન મારાથી તેમનો પત્તો ન મેળવાય તો પછી આપ મને આપની ઇચ્છામાં આવે તે સજા ફર્મા-વશો તો તેને હુ ઘણીજ પ્રસન્નતા પૂર્વક સહન કરી લઇશ. તે સમયે હું મારા અપરાધની સજા ભોગવવામાં લેશ માત્ર પણ આનાકાની કરીશ નહિ."

ગિરિવરસિંહે કહ્યું:—" મને તમારાપર વિશ્વાસ નથી, પ્રથમ તમે સાબીત કરી આપો કે રાજકુમારીને તમે અને ઉમાદત્ત કોઇપણ પ્રકારની ખરાબ દાનતથી લઇ ગયા નથી અને તેના ગાયબ અથવા તો અદૃશ્ય થવામાં તમારી ભૂલ થઇ નથી. જ્યારે તમે આ પ્રમાણેની બધી સાબીતી મેળવી આપશો ત્યારેજ હું તમને તમારી માગેલી મુદ્દત આપી શકીશ, તે વિના મારાથી મુદ્દત આપી શકાશે નહિ. પરંતુ જો તમે એમ સાબીત નહિ કરી આપો તો તમને તથા ઉમાદત્તને ઉભયને એકદમ ફાંસીને લાકડે લટકાવી તમારા બન્નેના પ્રાણ લેવામાં આવશે."

આ સાંભળીને હરિદત્તનાં તો ગાત્રજ શિથિલ થઈ ગયાં. મૃત્યુની વાર્તા સાંભળતાં તેના શરીરમાં કંપનો આવિર્ભાવ થયો. તેણે થરથરતા અવાજે પોતાનો સઘળો વૃત્તાંત રાજા ગિરિવરસિંહને કહી સંભળાવ્યો અને પેલા ચારે ભોઇયોને બોલાવીને તેની સાક્ષી અપાવરાવી, કે જેઓ મદનરંજનીને દાટવા માટે સહોલવાળા જંગલમાં લઈ ગયા હતા. અકસ્માત્ તે સમયે ઉમાદત્ત પોતાના બન્ને સોબતીઓ સીતારામ અને નાનાલાલને લઇને ત્યાં આવી પહોંચ્યો. જ્યારે હરિદત્ત સહોલવાળા જંગલમાંથી શિવપૂરી ભલી આવ્યો અને ત્યાર પછી થોડીવારે ઉમાદત્ત, સીતારામ અને નાનાલાલ આદિ પેલા જંગલિયોની કેદમાંથી છૂટીને અહીં આવવા માટે રવાના થયા હતા. ઉમાદત્ત પ્રથમ તો પોતાને ઘેર ગયો અને જ્યારે તેણે સાંભળ્યું કે તેના પિતા હરિદત્ત હજી સુધી કશોય પતો મળી શક્યો નથી અને રાજાએ તેને બંદિવાન બનાવવા માટે કેટલાંક માણસો મોકલી આપ્યાં છે, ત્યારે તે ગિરિવરસિંહની પાસે એ

આશાથી આવ્યો કે પોતાનો અને હરિદત્તનો બધો વૃતાંત સાચે સાચો કહીને તથા સીતારામ અને નાનાલાલની સાક્ષી અપાવીને નિર્દોષ થઇ જવું અને પછી પોતાના પિતાની શોધમાં બહાર નીકળી પડવું."

ઉમાદત્તે આવીને રાજાને પ્રણામ કર્યાં અને પોતાના પિતાને ત્યાં આગળ ઉપસ્થિત થયેલો જોઇને તે અત્યંત પ્રસન્ન થઇ ઘણાજ પ્રેમ પૂર્વક તેના ચરણોમાં નમી પડયો. હરિદત્તે તેને હેતેથી બોલાવીને બધો વૃત્તાંત પૂછી લીધો. ઉમાદત્તે રાજા સમક્ષ પોતાનો પાછલો વૃત્તાંત કહી સંભળાવ્યો, જે વૃત્તાંત કાંઇક અજાયબી ભરેલો હોવાથી ગિરિવરસિંહ તેને ધ્યાન પૂર્વક સાંભળવા લાગ્યો અને જ્યારે ઉમાદત્ત કહી ચૂકયો ત્યારે તેણે સીતારામની સાક્ષી લીધી અને પછી ઉમાદત્તને પૂછયું કે;—"ઉમાદત્ત, તમે જ્યાં સુધી જંગલીઓના પંજામાં નહોતા ફસાયા તે પહેલાં આટલા બધા દિવસો કયાં ગાળ્યા હતા? આજે મદનરંજનીના અદૃશ્ય થવાને પણ લગભગ વીસેક દિવસ વીતી ગયા છે, ત્યાં સુધીનો અવસર તમે કયે સ્થળે વીતાડયો વારૂ?"

ઉમાદત્તે જવાબમાં જણાવ્યું કેઃ—"પ્રથમ હું મદનરંજનીની તપાસમાં કૃષ્ણપૂર ગયો, કેટલાક દિવસ ત્યાં રહ્યો, પણ જ્યારે તેનો પતો ન મળ્યો ત્યારે બળભદ્રપૂર પહોંચ્યો, ત્યાં પણ ચાર પાંચ દિવસ વીતી ગયા, પરંતુ કાંઇપણ મતલબ નીકળી શકી નહિ. આ પ્રમાણે હું કેટલીક રાજધાનીઓમાં ફરતો રહ્યો. પરમદિવસે રાત્રે હું રસ્તો ભૂલી ગયો અને જંગલીઓના સપાટામાં ફસાઇ ગયો. કાલે સવારે તો મેં જેવું દુઃખ વેઠયું હતું તેવું દુઃખ મેં મારી જીંદગીમાં કદાપિ વેઠયું નહોતું. તે સમયે મને બચવાની લેશ માત્ર પણ આશા નહોતી, પરંતુ પરમેશ્વરે મારાપર મોટી કૃપા કરી મારા પ્રાણ બચાવ્યા અને મારી તે મહાન આપદનું તે સચરાચર સચ્ચિદાનંદે નિવારણ કર્યુંઃ"

આમ કહીને તેણે પોતાની પીઠ તથા કપડાં બતાવીને કહ્યું કે;—"જૂઓ, ધર્માવતાર! તે દુરાત્માઓએ મારાપર આવો

જુલ્મ ગુજાર્યો છે. તે પાષાણોના હૃદયમાં દયાનો સંચાર પણ નથી. તેઓ મનુષ્યના માંસના આહારી છે. માનવરક્તનું પાન કરવામાં તે ચાંડાલો અત્યંત આનંદ માને છે. મારા જેવા અનેક તરુણો, બાળકો, બાલિકાઓ અને યુવતીઓ તેમના આહારરૂપ બની ગયાં છે. તેમના ગૃહના આંગણામાં નિરંતર ભડભકતા અગ્નિની એક ચિતા સળગ્યા કરે છે અને તે ચિતામાં મનુષ્ય, પશુ, પ્રાણી કે ગમે તે જીવની તેઓ હત્યા કરી શેકીને તેઓ આરોગી જાય છે. તે નરમાંસ ભક્ષક રાક્ષસોનો વ્યવસાય કેવળ માનવહત્યા, પશુહત્યા અને લૂટફાટનોજ છે, તેઓ અશ્વ, શૃગાલ આદિ પશુઓનો પણ શેકીને આહાર કરી જાય છે અને જો ભાગ્યયોગે કોઇપણ મનુષ્ય તેમના સપાટામાં આવી પડે તો તેમનો આહાર કરવાનું પણ તેઓ છોડતા નથી. આજસૂધીમાં તે જંગલીઓ દ્વારા અનેક માનવોનો ભક્ષ થઇ ચૂક્યો છે. તેમનો આટલી સીમા પર્યન્ત અત્યાચાર વિસ્તરી ગયો છે, છતાં કોઇપણ રાજા કે રાજ્યના અધિકારીઓ તેમની ખબર લેતા નથી, એ જોઇને મને અત્યંત આશ્ચર્ય થાય છે. આપના સમાન પ્રતાપી રાજાની પ્રજાપર પણ તે લોકો અત્યાચાર આદરતાં કુંઠિત થતા નથી, એ જોઇને મને ઘણીજ દિલગીરી થાય છે. હું જોઉંછું કે, જો હવે તે લોકોની સ્હામાં સખ્ત પગલાં ભરવામાં નહિ આવે તો તેઓ અલ્પ સમયમાંજ સમસ્ત પ્રજાજનોમાં ભયંકર હાહાકાર મચાવી દેશે અને પ્રજાની આબાદીમાં મોટી ખલલ આવી પડશે.”

ઉમાદત્તના આવા વિસ્તૃત સંભાષણથી, સીતારામ અને ભોઇયોની સાક્ષીથી તથા હરિદત્તની નમ્રતાયુક્ત વાણીપરથી રાજા ગિરિવરસિંહને નિશ્ચય થઇ ગયો કે, હરિદત્ત અને ઉમાદત્ત રાજનંદિની મદનરંજનીને કોઇપણ પ્રકારની કુવાસનાથી લઇ ગયા નહોતા, પરંતુ પોતાની આજ્ઞાનું યથાર્થ પાલન કરવાના ઉદ્દેશથીજ લઇ ગયા હતા. મદનરંજનીના અદૃશ્ય થવામાં એમનો કશો પણ દોષ નથી. કારણ કે, એ બન્ને દગાબાજીમાં

આવી પડયા હતા અને તેના યોગેજ એવું વિપરીત પરિણામ આવ્યું હતું. ભાઇયોની અણસમજણથીજ આ સર્વ ઝગડો ઉત્પન્ન થવા પામ્યો હતો.

આ પ્રમાણે અનેક વિચારો કર્યા પછી રાજા ગિરિવરસિંહે પેલા ચારે ભાઇયોને તત્કાળ કારાગૃહમાં મોકલી આપવાની પોતાના અનુચરોને આજ્ઞા આપી દીધી અને ત્યાર પછી હરિદત્તને ઉદ્દેશીને કહ્યું કેઃ—

“હરિદત્ત, તમારી માગણી મૂજબ હું તમને એક મહિના કરતાં વધારે મુદ્દત આપી શકતો નથી. જો એ દરમ્યાન તમે મદનરંજનીનો પત્તો મેળવી આપશો તો હું તમને ઘણાજ માનની સાથે પુનઃ મારા મંત્રીના પદપર સ્થાપિત કરીશ, પરંતુ જો તે અરસામાં તમારાથી તેનો પત્તો નહિ મેળવી શકાય તો તમને તથા ઉમાદત્તને તમારી તે ભયંકર કસૂરના બદલામાં બહુ સખ્ત સજા ભોગવવી પડશે. તમે મદન રંજની પત્તો મેળવવામાં જરાપણ બેદરકારી બતાવી છે એવી વાત જો મારા જાણવામાં આવશે તો હું તમને ફાંસીની સજા આપતાં પણ લેશ માત્ર પણ સંકુચિત થઇશ નહિ. મારા સ્વભાવને તો તમે સારી જાણોજ છો, માટે એ પ્રમાણે સંભાળીને કાળજીપૂર્વક કાર્ય કરજો.”

હરિદત્તે કરગરીને કહ્યુંઃ—“અન્નદાતા, આવા મહાન કાર્યને માટે એક માસનો અવધિ અત્યંત અલ્પ છે એ દરમ્યાન ગમે તેવા બુદ્ધિમાન, ચાલાક અને બહાદુર પુરુષથી પણ આવું જવાબદારી ભરેલું કામ કદાપિ પૂરૂં થઇ શકતું નથી. આપ જરા વિચાર કરી જૂઓ કે, અત્યાર સુધીમાં અમે કેટ કેટલાં દુઃખો ભોગવ્યાં છે, કેવી કેવી મહેનતો ઉઠાવી છે, તમામ રાજધાનિયો અને સેંકડો જંગલો શોધી વળ્યા, પરંતુ હજી સુધી અમને રાજકન્યાનો પત્તો પણ મળી શકયો નથી, હવે હું ધારૂં છું કે, અમારે તેમની તપાસ માટે અહીંથી બહુજ દૂર દેશાવરમાં નીકળી જવું પડશે, તે વિના અમારો આરો આવશે નાહ. અને તેમ કરવાથી અમોને ધન તથા સમયનો પણ પુષ્કળ

ભોગ આપવો પડશે. આટલા અલ્પ સમયમાં અને સાધારણ અર્થ-વ્યયમાં અમે કદાપિ તેમનો પત્તો મેળવવાને ભાગ્યશાળી થઈ શકીશું નહિ. માટે કૃપા કરીને અમને કાંઇક લાંબી મુદત આપો કે જેથી અમે અમારા કાર્યને પૂરૂં કરવાને ભાગ્યશાળી થઇ શકીએ તથા આપના ક્રોધનું નિવારણ પણ કરી શકીએ."

રાજા ગિરિવરસિંહે કંઇક વિચાર કરીને બહુજ ધીમા અવાજથી કહ્યું કે;—"વારૂ, ત્યારે હું તમને એક મહિનાને બદલે હવે બે મહિનાની મુદ્દત આપું છું, પરંતુ મારાથી તેનાથી વધારે મુદ્દત આપી શકાય તેમ નથી. તમારા વિના રાજ્યનાં કામો પણ બગડવા માંડયાં છે અને જો ઝાઝો વખત તમારી ગેર હાજરી રહેશે, તો હું ધારૂં છું કે આખા રાજયમાં અંધાધુધી પણ મચી જશે."

હરિદત્તે કહ્યું:—"જેવી આપ નામદારની ઇચ્છા આપની ઇચ્છા વિરુદ્ધ વર્ત્તવાની મારામાં શક્તિ જ નથી. પરંતુ કૃપાનિધાન! આ કાર્યમાં મને થોડાક સૈન્ય તથા દ્રવ્યની સહાયતા મળવી જોઇએ."

ગિરિવરસિંહે પૈસાની વાત આવતાં ચમકીને કહ્યું કે;—"એમાં વળી દ્રવ્યની શી જરૂર છે? હું તો તમને એક પાઈ પણ આપી શકીશ નહિ. એનો બંદોબસ્ત તમે તમારી પાસેથીજ કરી લ્યો. કારણ કે, આ ભુલ કાંઇ મારાથી નથી થઇ, પરંતુ તેના જવાબદાર તમે પોતેજ છો અને તેથી એ કાર્યમાં જે કાંઇ વ્યય થાય તે પણ તમારેજ વેઠવો પડે તેમ છે. આવી નજીવી બાબતોમાં રાજભંડારને ખાલી કરી નાખવાની મારી ઇચ્છા નથી. આ સાલમાં ભયંકર દુષ્કાળ આવી પડેલો હોવાથી પ્રજાનું મહેસુલ પણ ઘણુંજ ઓછું આવ્યું છે, એ અરસામાં જો હું મારા ખજાનાના દ્રવ્યનો દુરૂપયોગ કરવા માંડું તો પછી મારૂં રાજ્ય પણ શી રીતે ચાલી શકે? રાજ્યની દોલત કાંઇ નાહકની ખર્ચી નાખવાની હોતી નથી. આતો વળી તમારા પર મેં

કાંઇક દયા દર્શાવી તેના પર ઉલટી દક્ષિણા માગતા હશો ખરુંને વારૂ ? પણ નહિ એવી દક્ષિણાઓ આપવા માટે મેં કાંઇ સદાવ્રત બાંધ્યું નથી કે જેથી હું તમારા મ્હોંએ માગ્યા નાણાં આપીને તમને રાજી કરી શકું."

હરિદત્તે કહ્યું;—"મહારાજ, હું મારા પોતાના ખર્ચ માટે આ દ્રવ્ય માગતોજ નથી. મારૂં જે કાંઇ ખર્ચ આવશે તે તો હું પોતેજ સહન કરીશ. પરંતુ ફોજના ખર્ચ માટે જે કાંઇ દ્રવ્યની જરૂર પડશે, તેનીજ હું આપને વાર્તા કહી રહ્યો છું ફોજનું ખર્ચ પૂરૂં કરૂં એવી મારી શક્તિ નથી. નહિતો તેમાં પણ હું આપને જરા પણ તકલીફ આપત નહિ."

ગિરિવરસિંહે કહ્યું કે—"ત્યારે તમે કેટલાક માણસોનું લશ્કર લઈ જવા ઇચ્છો છો ? શું કોઈની સાથે યુદ્ધ કરવાનો વિચાર કર્યો છે ? શરૂઆતમાંજ હજી કોઇ પણ જાતનો પતો મેળવ્યા વિનાજ લશ્કર સાથે લઈ જવાના તમે જે હવાઇ કિલ્લાઓ બાંધો છો એ જોઇને મને તો અત્યંત આશ્ચર્ય થાય છે."

હરિદત્ત બોલ્યોઃ—"હાલ તરત તો હું મારી સાથે એક પણ સૈનિકને લઇ જવા ઇચ્છતો નથી. પરંતુ વખત આવ્યે કદાચિત્ શત્રુ સમક્ષ યુદ્ધમાં અવતીર્ણ થવાનો પ્રસંગ પણ આવી લાગે. એટલા માટે હું પ્રથમથીજ બધી તૈયારી કરી મૂકું છું. 'ચેતતા નર સદા સુખી' એવી જે એક કહેવત કહેવામા આવે છે તે અક્ષરે અક્ષર ખરી છે. કારણ કે 'તરસ લાગે ત્યારે કૂવો ખોદવા બેસવું' એવો પશ્ચાત બુદ્ધિના મૂર્ખ જનોનુંજ કર્તવ્ય છે; બુદ્ધિમાન પુરુષ તેમ કરવાનું કદાપિ પસંદ કરતોજ નથી."

ગિરિવરસિંહ એક નિઃશ્વાસ નાખીને બોલ્યો કે;—"ઊંહ !

અત્યારથીજ તેની તૈયારી કરી રાખવાની મને તો કશી જરૂર જણાતી વખત આવ્યે જોઈ લઈશું. પાણી પહેલાં મોજડાં બાંધવાની મારી ઇચ્છા નથી. વખત વખતનું કામ કર્યેજ જાય છે, એમાં આપણું કાંઇ પણ ડહાપણ ચાલી શકતું નથી. ભવિષ્યની જે વાર્ત્તા હજી તો કાળના ગર્ભમાંજ છૂપાયલી છે તેની ચિંતા અત્યારથીજ કરી રાખવાની મને તો કાંઈ પણ આવશ્યકતા હોય તેમ જણાતુંજ નથી.”

હરિદત્ત કાંઇક કહેવા ઇચ્છતો હતો એવામાં એક ચોપદાર અંદર આવી લાગ્યો અને હાથ જોડીને બોલ્યો કે;—“ શ્રીમાન રાજાધિરાજ મહારાજશ્રી ગિરિવરસિંહનો સદા સર્વદા જય જયકાર હો. કૃપાનાથ! બહારના દરવાજા પર એક પુરુષ આવી ઉભો છે અને તે આપની સેવામાં કેટલીક અગત્યની વાર્ત્તાઓ વિદિત કરવાની ઇચ્છા ધરાવે છે.”

ગિરિવરસિંહે આજ્ઞા આપી:—“ વારુ, તેને મારી પાસે આવવા દે.”



એકાદશ પરિચ્છેદ

## અદ્‌ભુત સંવાદ.

આયે હો કલ ઔર આજહી કહતે હો કિ જાઉં,
માનાકિ હમેશા નહીં અચ્છા કોઇ દિન ઔર;
જાતે હુએ કહતે હો કયામત કો મિલેંગે,
કયા ખૂબ કયા મતકા હૈ ગોયા કોઇ દિન ઔર;
હાં એ ફલક–એ પીર જવાઁ થા અભીઆહિક,
કયા તેરા બિગડતા જો ન મરતાં કોઇ દીન ઔર.

ચોપદાર ‘ જેવી આજ્ઞા’ કહીને બહાર ચાલ્યો ગયો અને થોડી વારમાં એક પુરુષને સાથે લઇને રાજા ગિરિવર સમક્ષ આવી ઉભો રહ્યો. એ આગંતુક પુરુષના શરીરનો બાંધો ઘણો મજબૂત હતો અને તે દેખાવમાં પણ ઘણોજ કદાવર હતો. આ સમયે તેણે પોતાના શરીરપર ગુલાબી રંગનું એક કુડતું પહેર્યું હતું, લાંબી ધોતી ધારણ કરી હતી અને મસ્તક પર એક સુંદર રેશમી સાફો બાંધ્યો હતો તથા તેના હાથમાં એક તલવાર શોભી રહી હતી.

ગિરિવરસિંહે આગંતુક પુરુષને ઉદ્દેશીને પૂછ્યું કે;—“ ભાઇ, તમે કોણુ છો અને અહીં મારી પાસે શા કારણથી આવ્યા છો વારૂ ? ”

તે પુરુષે જવાબમાં જણાવ્યું કે;—“ મહારાજ, હું આપનો એક પ્રજાજન છું અને શિવપુરીમાંજ મારૂં નિવાસ સ્થાન છે. મારૂં નામ મણિભદ્ર છે. મેં રાજનંદિની મંદનરંજનીનો પતો મેળવી લીધો છે, અને એટલા માટેજ અત્યારે મારૂં આગમન અહીં થયું છે, તે હાલમાં—”

ગિરિવરસિંહે એકદમ તેને બોલતો અટકાવીને પૂછ્યું:—“ શું રાજકન્યા મદનરંજનીનો પત્તો તમને મળ્યો છે ? ”

આગંતુકે ઉત્તર આપ્યું:—" જી હા. મદનરંજનીનોજ હું પત્તો મેળવી શક્યો છું."

ગિરિવરસિંહે અજાયબીથી પૂછ્યું કે;—" તમે શું આ સર્વ વાર્તા સત્યજ કહી રહ્યા છો ? "

હરિદત્તે પણ આ સમયે ધીમેથી કહ્યું કે:—" આ શો મામલો જાગી ઉઠયો છે ? "

મણિભદ્રે ગંભીરતાથી કહ્યું;—" હું સત્યજ કહું છું કે, કેટલાક દિવસ થયાં હું આ કામની તપાસે ચલાવી રહ્યો છું અને તે સાથે પુષ્કળ મહેનત પણ ઉઠાવી રહ્યો છું."

મેં આ બાબતની બાતમી મેળવવા માટે પુષ્કળ પૈસા પણ પણ ખર્ચી નાખ્યા છે. આમ કરવાનું કારણ માત્ર એટલુંજ છે કે, એથી મારી રાજાની પ્રતિષ્ઠાનું રક્ષણ થઈ શકે તેમ છે તથા ભવિષ્યમાં મને શ્રીમાન રાજા સાહેબ તરફથી મોટું ઈનામ મળવાની આશા પણ મારા મનમાં રહે છે. એટલા માટે હું કહું છું કે મેં, મદનરંજનીનો પત્તો મેળવ્યો છે. માટે મારી ઈચ્છા મુજબ મને યોગ્ય ઇનામ મળી જવું જોઇએ. જયારે મને મનમાન્યું ઈનામ મળી જશે એટલે તરતજ હું તેમના બધા સમાચાર રાજા સાહેબને વિદિત કરીશ તથા તેમને અહીં લઇ આવવાના કાર્યમાં મારાથી બનશે તેટલી મદદ પણ કરીશ."

હરિદત્તે કહ્યું;—" બહુ સારૂં તમને તમારી ઈચ્છા મુજબ યોગ્ય ઇનામ આપવામાં શ્રીમાન મહારાજા સાહેબ લેશ માત્ર પણ સંકુચિત થશે નહિ. પરંતુ પ્રથમ તમે તેમની કન્યાનો પતો બતાવી આપો તથા તેઓ અત્યારે ક્યાં છે, કેવી સ્થિતિમાં છે આદિ બધી બીના કહી સંભળાવો."

મણિભદ્રે કહ્યું:—" હું એ બધો વૃત્તાંત કહેવાના ઉદ્દેશથીજ અહીં આવ્યો છું, પરંતુ હું એવી પ્રતિજ્ઞા કરી ચૂક્યો છું કે, પ્રથમ

મને જો મારૂં ઇનામ આપવામાં આવશે તોજ મારાથી બધો વૃત્તાંત બરાબર કહી શકાશે, તે વિના મારાથી એક અક્ષર પણ બોલી શકાશે નહિ."

ગિરિવરસિંહે કહ્યું:—"વારૂ, એ તો કહો કે તે અત્યારે શિવપૂરીમાં છે કે બીજે કોઇ પણ સ્થળે ૫સાઇ ગઇ છે?"

મણિભદ્રે કહ્યું:—"મહારાજ મારી પ્રતિજ્ઞાનો ભંગ ન કરાવો. પ્રથમ ઇનામ અપાવી દો અને ત્યાર પછી આપને જે કાંઇ પૂછવું હોય, તે ઘણીજ ખુશીની સાથે પૂછો. ઇનામ મળ્યા પછી આપે ગમે તેટલા પ્રશ્નો પૂછશો તો પણ તેના જવાબો આપવામાં હું જરાય આનાકાની કરીશ નહિ."

ગિરિવરસિંહે કહ્યું:—"તમે અત્યંત હઠીલા છો."

હરિદત્ત બોલ્યો કે;—"વારૂ, તમે શું ઇનામ લેવા માગો છો, જલ્દી કહી નાખો."

મણિભદ્રે કહ્યું:—"બસ, ફક્ત પચાસ હજાર રૂપિયા, એટલી રકમ આપ અપાવી ધો, એટલે હું તરતજ આપને રાજનંદિની મદનરંજનીનો સાક્ષાત્કાર કરાવી આપીશ."

ગિરિવરસિંહ તો આ વાર્ત્તા સાંભળીને આભોજ બની ગયો અને તે અજાયબીથી કહેવા લાગ્યો કે:—"ઓહો! પચાસ હજાર રૂપિયા! કેવડી મોટી રકમ! પાંચડા ઉપર ચાર મીડાં! આ ભલા આદમીને કાંઇ તે મીડાની કીમતજ છે! બસ, મોઢેથી બોલી નાખ્યા પ-ચાસ-હ-જાર રૂપિયા, પણ તે પચાસ હજાર રૂપિયા એટલે કે અર્ધો લાખ રૂપિયા ગાસંડીઓ કેટલી બંધાય? એનો આને કાંઈ ખ્યાલ પણ છે ખરો કે?" ત્યાર પછી તેણે હરિદત્તને ઉદ્દેશીને કહ્યું:— "લ્યો મંત્રીજી, બહુજ પૂછપરછ કરી રહ્યા હતા, તો હવે અને એના માગ્યા પ્રમાણે ઇનામ આપી દો. તમે ક્યારના કહી રહ્યા છો કે,

'શું લેશો, તો હવે જે કાંઇ લેવાનું કહે છે તે તેમે આપો અને તેના મનની મુરાદ બર લાવો, હું ધારૂં છું કે, આજકાલ તમારો ખજાનો તર થઇ ગયો હોય તેમ જણાય છે."

મણિભદ્રે કહ્યું કેઃ "મહારાજ, એમાં આપને આટલી બધી અજાયબી કેમ થાય છે. દસ હજાર રૂપીયા તો હું પોતેજ આ કાર્યની પાછળ ખર્ચી મૂક્યો છું. પચાસ હજારની રકમ શુ આપને બહુજ ભારી થઇ પડી છે?

ગિરિવર સિંહ બોલ્યો;—"ઠીક છે. ત્યારે જ તમે આટલા બધા રૂપિયા માગતા હશો. ફક્ત ચાળીસ હજાર રૂપિયાજ દસહજાર રૂપિયાના વ્યાજ તરીકે લેવાની તમારી ઇચ્છા હશે? પણ ભાઇ! અમારાથી એવું આકરૂં વ્યાજ ભરી શકાય તેમ નથી. અને તે સાથે તમારી ઇનામની આશાને પણ પૂરી કરી શકાય તેમ નથી. પાંચગણાં નાણાં આપીને લોકોમાં મૂર્ખા ગણાવાની અમારી બિલકુલ ઇચ્છા નથી."

હરિદત્તે કહ્યુંઃ—"એટલું ઇનામ કદાપિ આપી શકાય તેમ નથી."

મણિભદ્રે કહ્યુંઃ—"બહુ સારૂં, ત્યારે હવે હું વિદાય થાઉં છું. પરંતુ જતી વેળાયે આપને એટલું કહેવાનું યોગ્ય ધારૂં છું કે, હવે કુમારીનો પત્તો મેળવવાના વિચારોને તમે માંડી વાળજો. કારણ કે તે ગમે તેટલા યત્નો કરશો તો પણ તમારા હાથમાં આપી શકશે નહિ. તે અત્યારે એવા એક બુરા માણસને પાને પડી છે કે તમારાથી તેનો કદાપિ ઉદ્ધાર કરાવી શકાય તેમ નથી, અરે તમને તેનો પત્તો પણ મળી શકે તેમ નથી."

ગિરિવરસિંહ ગુસ્સે થઇને બોલી ઉઠ્યો કે;—"ત્યારે શું તું અહીંથી તેનો પત્તો બતાવ્યા વિના જીવતો પણ જઈ શકે તેમ છે? જ્યાં સૂધી તુ તેની બધી બાતમી નહિ બતાવી આપે, ત્યાં સૂધી તને અહીંથી એક પગલું પણ આગળ ભરવા દેવામાં આવશે નહિ. તારે બધી બીના કહેવી જ પડશે."

મણિભદ્રે કહ્યું:—"હું તે કહેવાને તૈયાર છું, પરંતુ જો મને મન માન્યું ઈનામ મળે તો જ. ઇનામ આપ્યા સિવાય તમે મારા મુખમાંથી કદાપિ સત્ય રહસ્યને જાણી શકશો નહિ. જો કદાચ આપ બળાત્કાર કરીને પૂછવાનો પ્રયત્ન કરશો તો પણ જે સત્ય વાર્ત્તા છે તે તો હું કદાપિ કહી શકીશ નહિ. પણ હા–તમે જો મારી ઇનામની ઇચ્છાને પૂર્ણ કરશો, તો હું તદ્દન સરળતાથી સઘળો વૃત્તાંત આપને વિદિત કરીશ અને તે સાથે તમને તેનું નિવાસસ્થાન અથવા તો રહેઠાણ પણ બતાવી આપીશ."

ગિરિવરસિંહે પૂછ્યું:—"ત્યારે શું જબરદસ્તી કરવા છતાં પણ તું સાચી બીના નહિ જ જણાવે ?"

મણિભદ્રે કહ્યું;—"કદાપિ નહિ. શું તમારા ભયથી હું મારી પ્રતિજ્ઞાનો ભંગ કરૂં ? ના—તેમ તો મારાથી થઈ શકશે જ નહિ. કદાચિત્ મારા પ્રાણ ચાલ્યા જશે તો પણ મારાથી મારી પ્રતિજ્ઞાનો ભંગ થવા દેવાશે નહિ. તમારા ભયથી હું લેશ માત્ર પણ વિચલિત થઇશ નહિ."

ગિરિવરસિંહે કહ્યું:—"અમે તને અહીંથી કોઈ પણ રીતે જવા દઇશું નહિ અને પછી બળાત્કારે તારી પાસેથી બધો વૃત્તાંત જાણી લઈશું. જ્યારે ચૌદમા રત્નનો ભય બતાવવામાં આવશે અથવા તો ઉપયોગ કરવામાં આવશે એટલે તું તરત જ જે કાંઈ સત્ય ઘટના હશે તે તરત જ જણાવી દઇશ."

મણિભદ્રે કહ્યું:—"તમે કોને પૂછી લેશો ? અને હું બતાવીશ પણ ક્યારે ? જો કદાચિત્ મને નહિ જવા દો, તો હું મારે હાથે જ મારા હાથમાંથી આ ખુલ્લી તલ્વારથી મારૂં મસ્તક તમારી સમક્ષ ઉડાવી દઇશ અને તમને જ મારા શરીરનું બળિદાન આપીશ. પરંતુ યુગાન્તરે પણ હું મારી પ્રતિજ્ઞાને નષ્ટ થવા દઇશ નહિ. મારા તો પ્રાણ જશે, પરંતુ એની સાથે તમારી કન્યાની પણ તેવીજ દશા થશે. કાર-

ણકે, મારી પાકી ખાત્રી છે કે, મારા સિવાય બીજું કોઇ તેનો પત્તો બતાવી શકશે નહિ. અને જો એ સ્થિતિમાં જ બે ચાર દિવસ વીતી જશે તો પછી તેનું જીવન બચી શકશે નહિ. મહારાજ, જરા વિચારી જૂઓ કે, આમ કરવાથી તમને શો ફાયદો મળી શકશે વારૂ ?"

મણિભદ્ર વાતો કરતો જતો હતો અને ચારે તરફ હોશિયારીથી જોતો જતો હતો. જાણે તેના મનમાં કોઇ પણ પ્રકારના ભયનો સંચાર થયો હોયની ! એવો ભાવ તેની મુખ મુદ્રાનું અવલોકન કરતાં સ્પષ્ટ જણાઇ આવતો હતો. તેની દૃષ્ટિ એટલી બધી તીવ્ર હતી કે તે એક ક્ષણ માત્રમાં રાજા ગિરિવરસિંહના આખા દીવાનખાનાનું અવલોકન કરી લેતો હતો અને પોતાની વાર્ત્તામાં લેશ માત્ર પણ ભંગ પડવા દેતો નહોતો.

થોડીકવાર પછી હરિદત્તે તેને ઉદ્દેશીને કહ્યું કે;—" તું ઘણોજ બેઅદબ અને બેશર્મ પુરુષ છે ! રાજા સાહેબ સમક્ષ આવી અમર્યાદિત વાતો કહેતાં તને લેશ માત્ર શર્મ પણ નથી આવતી ?"

મણિભદ્રે કહ્યું:—" હું તો સત્યવાદી પુરુષ છું. મને જે કાંઇ સત્ય લાગ્યું છે, તે મેં કહી સંભળાવ્યું છે. એમાં મેં કોઇ પણ પ્રકારની અસભ્યતા પ્રકટ કરી જ નથી. તો પછી તમે મારા શિર પર આવું બેઅદબીપણા આળ શામાટે ચઢાવો છો, એ મારાથી કોઇ પણ પ્રકારે સમજી શકાતું નથી. વળી તમે મને બેશર્મ—"

ગિરિવરસિંહ વચ્ચમાંજ બોલી ઊઠ્યો;—" એ વાતો સાથે અમારી કશી પણ મતલબ નથી. જો ! તું તારૂં ભલું ઇચ્છતો હો, તો સીધી રીતે તલ્વારને જમીનપર મૂકી દે અને હું જે કાંઇ પૂછું, તેનો સીધી રીતે જવાબ દે ! નહિ તો તારા હાથમાંથી તલ્વાર છીનવી લેવામાં આવશે અને કદાચિત્ તારાપર બળાત્કાર પણ ગુજારવો પડશે. રાજાની સભામાં કેવા પ્રકારની સભ્યતા સાચવવી જોઇએ, તેનું તો હજી તને

ભાનજ નથી. હવે પછી જો તુ આવું અસભ્ય વર્તન ચલાવશે તો તું સખ્ત શિક્ષાને પાત્ર થશે. ”

મણિભદ્રે કહ્યું:—“ જયાં સુધી મારૂં જીવન હશે; ત્યાં સુધી હું મારી પ્યારી તલ્વારનો ત્યાગ કરી શકીશ નહિ. પણ, જો કદાચિત આપ આવીને મારા હાથમાંથી તલ્વાર છીનવી લેશો તો હું કાંઇપણ બોલીશ નહિ. પરંતુ જો કોઈ બીજું મનુષ્ય મારી પાસે આવશે તો હું મારી તલ્વારને તેના શરીરપર કોઈ પણ જાતનો વિચાર કર્યા વિના જ ચલાવી દઇશ. વળી હું કોઇનામાં એવી તાકાત પણ જોતો નથી કે જે મારી તલ્વારનો સ્પર્શ પણ કરી શકે. હું એકલો હજારો માણસોથી પણ ડરૂં તેવો કાયર અને ભીરુ પુરુષ નથી; તેમાંના સેંકડોને ધૂળ ચાટતા બનાવ્યા વિના હું તેમનાથી પાછી પાની કરી પલાકરૂં તેવો નામર્દ પણ નથી. આ તલ્વાર એજ મારી આ જીવિકા છે, તેનો ત્યાગ કરવાનું કહેનારના પણ હું ટુકડે ટુકડા કરી નાખું તેવો છું. પરંતુ આપ રાજા છો, એટલે આપ સન્માન અને સભ્યતાની ખાતર જ હું મૌન ધારીને બેસી રહ્યો છું. જો બીજા કોઇએ મને તલ્વારનો ત્યાગ કરવાની સૂચના કરી હોત તો હું તત્કાળ તેના શરીરના રક્તથી જ મારી તલ્વારને ન્હવડાવત અને તેના શરીરના છૂંદે છૂંદા કરી મારા પગ તળે કચડી નાખત. ”

મણિભદ્ર ઉપર પ્રમાણેની વાતો કહી રહ્યો હતો એ દરમ્યાન હરિદત્તે ચોપદારને તેની તલ્વાર છીનવી લેવાનો ઇશારો કર્યો. ચોપદાર ભયનો માર્યો તેની પાછળ છૂપાતો છૂપાતો તલ્વાર ખૂંચવી લેવા માટે આવી પહોંચ્યો, પરંતુ ચાલાક મણિભદ્ર તરત જ તેને જોઈ ગયો અને તેથી તે રાજા ગિરિવરસિંહને ઉદ્દેશીને અત્યંત ગંભીરતાથી બૂમ પાડી બોલી ઉઠયો;—“ જૂઓ, મહારાજ આપના અનુચરો મારી સાથે હઠ કરવા માગે છે. જો તેમાંના બે ચારનાં ખુન થઇ જાય અથવા તો પ્રાણ ચાલ્યા જાય, તો પછી આપ મને દોષિત ન ઠરા-

વતા. મારી છેડછાડ કરવી સારી નથી. સૂતેલા સિંહને જગાડવામાં માલ નથી. હું આપને પ્રથમથી જ ચેતવણી આપી દઉંછું."

ગિરિવરસિંહે ચોપદારને ઉદ્દેશીને કહ્યું:—" ચાલ, ચોપદાર દૂર થા. મારી આજ્ઞા વિના આવું સાહસ કરતાં તને શર્મ પણ નથી આવતી ? હવે પછી જો એવું દુઃસાહસ કરીશ તો શિક્ષાને પાત્ર થઈશ."

હરિદત્તે મણિભદ્રને ઉદ્દેશીને કહ્યું;—" જૂઓ, તમે જે ઇનામ માગો છો તે બરાબર વિચાર કરીને માગો, આમ વગર વિચાર્યું બોલી નાખવાથી કદાપિ તમારી ધારણા પાર પડી શકે તેમ નથી. જો વિચાર કરીને કહેશો, તો અમે પણ તમારી તે યાચનાનો સ્વીકાર કરવાનો વિચાર કરીશું અને યોગ્ય લાગશે તો તે ઇનામ પણ આપીશું. મ્હોએ માગ્યાં ઇનામ તો કદાપિ મળી શકતાં જ નથી."

મણિભદ્ર કાંઈક વિચાર કરીને બોલ્યો;—" મંત્રીવર્ય મેં જે ઇનામ માગ્યું છે, તે બરાબર વિચાર કરીને જ માગ્યું છે એક રાજાનું કાર્ય કરી આપતાં જો તે પચાસ હજાર રૂપિયાનું ઇનામ માગ્યું છે, તે બરાબર વિચાર કરીને જ માગ્યું છે. એક રાજાનું કાર્ય કરી આપતાં જો તે પચાસ હજાર રૂપિયાનું ઇનામ આપવાની ઉદારતા દર્શાવે તો તે કાંઇ મોટી વાત નથી. તેમ છતાં આપનો અને રાજા સાહેબનો એવોજ આગ્રહ છે તો તેનું અર્ધું ઇનામ એટલે કે ફક્ત પચીસ હજાર રૂપિયા આપવાની જ ઉદારતા દર્શાવો. તેનાથી એક પાઈ પણ ઓછી લેવાની મારી ઇચ્છા નથી. હવે લેશ માત્ર પણ વિલંબ કર્યા વિના મને તે પચીસ હજારની રકમ અપાવી દ્યો, બાકીની પચીસ હજારની રકમ જ્યારે કુમારીશ્રી મળે ત્યારે આપજો. આપને એકી સાથે પચાસ હજાર રૂપિયા આપતાં કાંઇક વિચાર અથવા તો સંકોચ થાય એ સર્વથા સ્વાભાવિક જ છે અને તેથી મેં મારી પ્રતિજ્ઞાને આવા રૂપમાં ફેરવી નાખી છે. હવે મારો પોતાનો લેશ માત્ર પણ અપરાધ નથી. આપની અનુકૂળતા માટે મેં મારી પ્રતિજ્ઞાને પણ જૂદાજ રૂપમાં પરિ-

ણામ કરી દીધી છે, તો હવે આપે પણ મારૂં ઇનામ મને તત્કાળ અપાવી દેવું જોઇએ. સારા કામમાં વિલંબ કરવો અગત્યનો નથી વાતની વાતમા લગભગ બે ત્રણ કલાક જેટલો સમય વીતી ગયો છે અને હજી જેમ જેમ વખત વીતતો જાય છે, તેમ તેમ કુમારી મદનરંજનીનું જીવન આફતમાં આવતું જાય છે. કઇ ઘડીયે તે દાવ આપણા હાથમાંથી છટકી જશે, એનો કશો દૃઢ નિશ્ચય નથી, માટે સત્વર ઇનામ આવવાની વ્યવસ્થા કરો અને ત્યાર પછી મારી સાથે ચાલો, એટલે હું તત્કાળ આપને એનો પતો મેળવી આપું."

હરિદત્તે રાજા ગિરિવરસિંહને સંબોધીને કહ્યું કે;—" મહારાજ! પ્રથમ તો આપ અને દસહજાર રૂપિયા અપાવી ઘો, બાકીના રૂપિયા માટે પાછળથી જોયું જાશે. "

ગિરિવરસિંહે તીક્ષ્ણ દૃષ્ટિથી હરિદત્તના તરફ જોઇ કહ્યું—હરિદત્ત, હું ધારતો હતો કે તમે એક બુદ્ધિમાન અને રાજનીતિનિપુણ પુરુષ છું, પરંતુ હવે જોઉં છું કે મારી તે ધારણા તદ્દન ભ્રમણા મૂલક જ હતી. તમે તદ્દન નિર્બોધ છો. પૈસો એ શી વસ્તુ છે, એની તો તમને કલ્પના પણ નથી. વાતની વાતમાં દસ હજાર રૂપિયા જેટલી મોટી રકમને નષ્ટ કરવાની મારી ઇચ્છા નથી. જો તમારી પાસે પૈસા ઉછાળા મારી રહ્યા હોય તો ઘણીજ ખુશીની સાથે એને આપી ઘો. પણ પારકાનાં છોકરાંને જતી ન બનાવો. શું તમે તદ્દન મૂર્ખ અથવા તો બેવકૂફ ધારો છો કે, મને મારા પૈસાની આવી બરબાદી કરવાનો ઉપદેશ આપી રહ્યા છો? તમને કાંઇ પણ વિચાર આવે છે ખરો કે, દસ હજાર રૂપિયા એટલે શી વસ્તુ છે? અને તેને આમ વ્યર્થ ખર્ચી નાખવાથી તેનું ભયંકર આવે છે? મને આવી નિરર્થક વાતો ન કહો હું કાંઇ એવો મૂર્ખ નથી કે, મારા ખજાનાને આવી રીતે ઉજ્જડ અથવા તો સપાચટ મયદાન બનાવી દઉં!"

હરિદત્તે કહ્યું:—" કૃપસિંધુ, જો આપની એવી જ આજ્ઞા હશે તો હું પોતેજ આ પુરુષને તેના માગવા પ્રમાણે દસહજારનું ઈનામ આપવાની ઉદારતા દર્શાવીશ. જો મારા માત્ર દસહજાર રૂપિયાના વ્યયથીજ શ્રીમતી મદનરજનીના પ્રાણ બચી શકતા હશે, તો તેમ કરવામાં પણ હું સંકુચિત થઈશ નહિ. આપ અત્યારે નહિ તો આપની ઈચ્છામાં આવે ત્યારે જો આપને યોગ્ય લાગે તો આ યુવકને તેના પરિશ્રમનો પુરસ્કાર આપવાની ઉદારતા દર્શાવશો. "

મણિભદ્રે ધીમેથી કહ્યું:—" મંત્રિજી ! મારી ઈચ્છા આપની પાસેથી એક પાઇ પણ લેવાની નથી હું તો રાજાસાહેબ પાસેથી જ તે રકમ લેવાની ઈચ્છા ધરાવું છું, કારણ કે, મેં જે કાર્યને મારાશિર પર ઉઠાવ્યું છે, તેમાં આપનો લેશ માત્ર પણ લાભ નથી, પરંતુ રાજાજીના ભલાનો જ તેમાં મુખ્ય ભાગ સમાયલો છે. મારો એક એવો નિયમ છે કે, હું કોઈની પાસેથી એક પાઇ પણ વિના પરિશ્રમની લેતોજ નથી. જેનું કાર્ય કરૂં છું, તેની પાસેથી જ ઘટતું ઇનામ મેળવું છું."

ગિરિવરસિંહે કહ્યું:—" મણિભદ્ર ! આ તારા મિથ્યા પ્રલાપો જ છે. તું કદાચિત મારા આ મહાલયમાં જ તારા આત્માની આહુતિ આપીશ, તો પણ હું તને આટલા બધા રૂપિયા આપી શકીશ નહિ. દસ હજાર રૂપિયાને વિનાકારેણ નષ્ટ કરી શકીશ નહિ. જો દસહજાર રૂપિયાનો બચાવ થતો હોય તેમને મદનરંજનીના જીવનની પણ કશી પરવાર નથી. તે જીવથી મારી જતી હોય તો પણ મારા મનમાં કશોય આઘાત થાય તેમ નથી. પૈસા કરતાં સંતાનોને જે મનુષ્યો પ્રિયગણે છે, તેઓ એક પ્રકારે મૂર્ખ જ છે, તેમને પૈસાની કીમત નથી. પૈસો એશી અને કેવી અમૂલ્ય વસ્તુ છે, એ તેઓ જાણતા જ નથી. પૈસાદ્વારા જગતનાં કેવાં કેવાં મહાન કાર્યો થઇ શકે છે, એની ગમારોને કશી કદર જ નથી. પૈસો એજ પરમેશ્વર છે. જર એ જ

જગદીશ્વર છે, અને તેની જ આખું જગત્ પૂજા કરે છે. ' વસુ વિના નર પશુ ' અને ' નાણાં વિના નર નિમાણા, ' એવી એવી જે કહેવતો છે, તેને હું ઘણી જ સારી રીતે જાણું છું. મારી પાસે તમારા તેવા પ્રયત્નો કાંઇ પણ અસર કરી શકે તેમ નથી. હું કાંઇ નાનું બાળક નથી કે, જેથી તમારી લાલચમાં આવીને આટલી મોટી રકમની ખુવારી કરી દઇશ. પૈસાથી જ સ્વર્ગની પ્રાપ્તિ થઇ શકે છે; એ વાર્તાને પણ હું બહુ જ સારી રીતે જાણું છું માટે તમારી આ સર્વ મિથ્યા આશાઓનો ત્યાગ કરી તમને જો તમારા જીવનની પરવાહ હોય તો તમે મદનરંજનીના સંબંધમાં જે કાંઈ વૃતાંત જાણતા હો, તે સત્વર સંભળાવી દો.

મણિભદ્રે નિરાશથી કહ્યું:—" વારૂ ત્યારે કૃપાનિધાન, હું હવે જવાની રજા માગું છું. કારણકે, મારા શિરપર કાર્યનો બોજો નિત્ય એટલો બધો રહ્યા કરે છે કે, મને એક ઘડીની પણ ફુરસદ મળી શકતી નથી. સવારથી તે સાંઝ સૂધી હું કામમાંથી માથું પણ ઉંચું કરી શકતો નથી. આવી વસ્તુ સ્થિતિ હોવા છતાં હું રાજદુહિતા મદનરંજનીના ઉદ્ધાર માટે જ મારા અમૂલ્ય સમયનો યોગ આપીને આપની પાસે આવ્યો હતો. પરંતુ હવે જોઉં કે, મારી ધારણા કોઇ પણ રીતે સફળ થઇ શકે તેમ નથી તેમજ હવે અહીં રહેવાનું કશું પ્રયોજન પણ નથી, માટે હું હવે વિદાય થવા ઇચ્છું છું. વ્યર્થ સમય નષ્ટ કરી શકું તેવી સ્થિતિનો હું એક સાધારણ માણસ નથી. મારે માથે રાત્રિ દિવસ કામના ઢગલાને ઢગલાજ પડયા રહે છે."

હરિદત્તે કહ્યું:—" ભાઈ, આમ ઉતાવળા ન થાઓ, જરાવાર સબૂર કરો. સબૂરીનાં ફળી મીઠાં છે. ઉતાવળે આંબા પાકતા નથી. આમ એકદમ ગભરાઈ કેમ જાઓ છો? હું તો તમારો પક્ષ ખેંચી રહ્યો છું. જો ધીરજ પકડશો તો બધાં સારાંવાનાં થઈ રહેશે. મારા મનમાં પૈસાના કરતાં મદનરંજની બ્હેનની ચિંતા બહુજ ભારી થઈ

રહી છે. તેમને માટે દસપંદર હજાર રૂપિયાનોવ્યય કરવો પડે તો તેથી પણ હું ડરૂં તેમ નથી."

આમ કહીને હરિદત્તે બહુજ ધીમા સ્વરથી રાજાના કાનમાં કાંઇક વાત કહી દીધી, જે મણિભદ્રનાથી સાંભળી શકાઇ નહિ. થોડીવાર પછી હરિદત્તે મણિભદ્રને ઉદ્દેશીને કહ્યું કે;—"મણિભદ્ર, અમે તમને દસ હજાર રૂપિયા ઘણીજ ખુશીની સાથે ઇનામ આપીશું, પરંતુ ત્યાર પહેલાં તમારે મદનરંજનીનો બરાબર પતો બતાવી આપવો પડશે. જ્યાં સુધી તમે તેના બરાબર સમાચાર આપશો નહિ, ત્યાં સુધી અમારાથી તમને ઇનામ આપી શકાશે નહિ. જો કે, મેં પ્રથમથીજ ઇનામ આપી-દેવા માટે રાજાસાહેબને બહુજ સમજાવ્યા છે, પરંતુ તેઓ હઠ લઇને બેઠા છે એટલે હું લાચાર છું. તેમની ઇચ્છા મદનરંજની હકીકત જાણી લીધા પછીજ ઇનામ આપવાની છે, એટલે હું હવે બીજો એક પણ ઉપાય કરી શકું તેમ નથી."

મણિભદ્રે જવાબ આપ્યો કે;—"હું આપને પ્રથમથીજ કહી ચૂકયો છું કે, મારાથી તેમ બની શકશે નહિ. ઇનામ લીધા પહેલાં હું મારી પ્રતિજ્ઞાનો ભંગ કરી મદનરંજનીના કશા પણ સમાચાર જણાવી શકીશ નહિ. તમે મારા માટે જે મહેનત ઉઠાવી રહ્યા છો, તેને માટે હું તમારો ઉપકાર માનું છું."

આ સાંભળીને રાજા ગિરિવરસિંહ કોપાવેશમાં આવી ગયો અને હરિદત્તને ઉદ્દેશી લાલચોળ મુખ કરી ગંભીર સ્વરથી કહેવા લાગ્યો કે;—"આ શયતાન સીધી રીતે માને તેમ જણાતું નથી. માટે તેને તેના અપરાધની પૂરતી સજા અપાવો. તેણે રાજ્યના સ્વામીપર અવિશ્વાસ રાખી જે એક મહા ભયંકર આરોપ મૂકયો છે, તેથી તે એક પ્રકારે રાજદ્રોહી પણ થયો છે, માટે રાજદ્રોહના અપરાધી તરીકે તેને એક ક્ષણનો પણ વિલંબ કર્યાવિના સત્વર કારાગૃહમાં મોકલાવી દ્યો. રાજ-દ્રોહીને તો પ્રાણદંડનીજ સજા થવી જોઇએ, પરંતુ હાલ તરત આને

માટે એ સજા મુલતવી રાખીને કારાગૃહમાં કઠિન સજાથી પીડિત થાય તથા રાજાજ્ઞાનો અનાદર કરવાથી કેવું ભયંકર પરિણામ મળે છે, તે વિષયની તેના મસ્તિષ્કમાં કાંઈક કલ્પના આવી શકે, એવો બંદોબસ્ત કરો."

રાજા ગિરિવરસિંહની આવી કઠોર આજ્ઞા સાંભળીને મણિભદ્ર ચેતી ગયો, તેણે પોતાના શરીરને બરાબર સંભાળી લીધું અને ત્યાર પછી તે હાથમાં ખુલ્લી તલ્વાર લઇને બહાર જવા માટે આગળ ધસ્યો, પરંતુ તે સમયે બહારના દરવાજા પાસે કેટલાક ઉન્મુક્ત કૃપાણધારણ સૈનિકો તેની દૃષ્ટિએ પડ્યા. એ જોઇને તે અત્યંત ગંભીર નિનાદ કરી કહેવા લાગ્યો કે;–"વિશ્વાસઘાતક અને પ્રપંચ પરાયણ નરપાળના દગાબાજ સૈનિકો ! શું તમને પણ તમારા પ્રાણ પ્યારા નથી ? તમારૂં આયુષ્ય આજે પૂરૂં થયું છે કે શું ? તમે લોકો વિના કારણ કાળના કરાળ સપાટામાં સપડાવા માટે કેમ તૈયાર થયા છો ? જો તમને તમારા જીવનની પરવા હોય તો દૂર હઠી જાઓ, નહિ તો આ સ્થળે અને આ પળેજ તમારા શરીરમાંથી લોહીની ધારાઓ વહેશે, તમારા પ્રાણ પરલોક પ્રયાણ કરશે. તમારી સૌભાગ્યવતી સ્ત્રીઓ ક્ષણ માત્રમાં દુર્ભાગ્યવતી વિધવાઓ બની જશે અને ક્ષણવારમાં આ શાન્ત સ્થળે મહા ભયંકર હાહાકાર મચી જશે. તેમ છતાં પણ જેમના હૃદયમાં મરણની ભીતિ ન હોય, પોતાના શરીરને આ મૃત્યુભૂમિમાંથી નષ્ટ કરવું હોય તેઓ પોતપોતાની ખુલ્લી તલ્વારો લઇને મારી સાથે યુદ્ધ કરવાને તૈયાર થાઓ તમારી બહોળી સંખ્યા જોઇને હું જરા પણ ભયભીત થાઉં તેમ નથી. શત્રુ સમક્ષ લડીને મરવામાં હું મહા આનંદ માનું છું."

પણ એ અરસામાં હરિદત્તે રાજાને કાંઈક સમજાવીને મણિભદ્રને પોતાની પાસે બોલાવ્યો અને ત્યાર પછી તેને શાન્ત કરી બહુ જ ધીમા સ્વરથી કહ્યું કે;—"મણિભદ્ર, તમે તમારી તલ્વારનો ત્યાગ કરી ભૂમિપર રાખી દો અને ત્યાર પછી હું જે કાંઈ કહું તેને ધ્યાન પૂર્વક સાંભળી લ્યો."

મણિભદ્રે ક્રોધિત થઇને કહ્યું:—"હરિદત્ત, હવે અવિનયની હદ થાય છે. મેં એકવાર મારી તલ્વારનો ત્યાગ કરવાનો નિષેધ કરવા છતાં તમે વારંવાર એનો એજ અનુરોધ શા માટે કરી રહ્યા છો? હવે પછી જો આવા અયોગ્ય શબ્દનો ઉચ્ચાર કરશો તો ભયંકર સજાને પાત્ર થશો, એક વીર પુરુષને તેની તલ્વારનો ત્યાગ કરવાની આજ્ઞા આપવી તે તેના મરણ સમાન છે. સાચો વીર કદાપિ પોતાના શસ્ત્રનો ત્યાગ કરતો જ નથી. તમે મારા દેહના ટુકડા કરી નાખશો, તો પણ હું મારી પ્રાણાધિકા તલ્વારનો ત્યાગ નહિ કરું તે નહિ જ કરું?"

ગિરિવરસિંહે વચ્ચમાં જ પ્રશ્ન રજૂ કર્યો:—"ત્યારે કુમારીનો પતો તો મેળવી આપીશને?"

મણિભદ્રે જવાબમાં જણાવ્યું કે;—"મહારાજ, આપની આ આશા તદ્દન વ્યર્થ છે, આકાશ કુસુમ સમાન છે. હું આપને એકવાર નહિ પણ અનેકવાર નો કહી ચૂક્યો છું કે, જ્યાં સુધી મને મારું ઇનામ મળશે નહિ, ત્યાં સુધી મારાથી આપને એ વિષયમાં એક અક્ષર પણ જણાવી શકાશે નહિ. આપતો વિના કારણ મારાપર ગુસ્સે થાઓ છો. હું આપનો પ્રજાજન છું. માટે આપે મારી પ્રતિષ્ઠા તથા સન્માન ને બહુ જ સારી રીતે જાળવવાં જોઇએ. રાજાએ પ્રજાનો પિતા છે, અને પિતાએ સંતાનોની પ્રજાનો પિતા છે, અને પિતાએ સંતાનોની પ્રત્યેક સદ્ આશાઓને પૂર્ણ કરવી જોઇએ, એવો શાસ્ત્રકારોનો પરામર્શ છે. પરંતુ આપ એ સર્વ ધર્મોનો પરિત્યાગ કરીને માયાવિની અને મોહમયી લક્ષ્મીદેવીનાજ ઉપાસક બની ગયા છો. લોભરૂપી શયતાને આપના હૃદયપર એવો તો પ્રબળ અધિકાર જમાવી લીધો છે કે, જેના યોગે આપનામાં સારાસારનો વિચાર પણ રહ્યો નથી. અતિ લોભપરાયણતાના યોગે આપના હૃદયમાં સંતાન પ્રતિનું વાત્સલ્ય, પ્રેમ અને મમત્વ આદિ સર્વ નષ્ટ થઇ ગયું છે. આપના જેવા પૃથ્વીપતિના મુખમાંથી પુત્રીના કરતાં લક્ષ્મીની વધારે પ્રશંસા થતી જોઇને મને

ઘણોજ અફસોસ થાય છે. લક્ષ્મી ચારિણી છે, પરિવર્તનશીલા છે, એમ જાણવા છતાં આપની તેનામાં એટલી બધી આસક્તિ વધી ગઈ છે કે જેના યોગે આપ મનુષ્યત્વનો ત્યાગ કરી રાક્ષસનું રૂપ ધારણ કરી ચૂકયા છો. કદાચિત્ મારાં આ વાકયો આપને કઠોર તો અવશ્ય લાગશે જ, પરંતુ તેની મને કશી પરવાર નથી. કારણ કે હું સર્વથા નિર્ભય છું. મારા મનમાં આપનો લેશ માત્ર પણ ભય નથી. મને જે સત્ય લાગે છે, તે ગમે તેવા ચક્રવર્ત્તિ સમ્રાટ્‌ને કહી દેતાં પણ હું સંકુચિત થતો નથી. સ્પષ્ટ કથન એ જ મારા જીવનનો મુખ્ય ઉદ્દેશ છે અને એટલા માટે જ આપને કહું છું કે, આપના મગજમાં ભરાયલા લોભરૂપ ભૂતને કાઢી નાખી ઉદારતાનો આશ્રય ગ્રહણ કરો."

"મહારાજ! આપને માટે મેં ઘણી ઘણી મુશ્કેલીયો વેઠી, મારા અનેક રૂપિયાની બરબાદી કરી, તે કયી લાલચથી, તેનો જરા વિચાર કરો. આપ અમારા શિરતાજ છો, આપને આવો અન્યાય શોભતો નથી. મેં આપનો એવો તો સો અપરાધ કર્યો છે કે, જેના બદલામાં આપ મને બંદિવાન બનાવવાને તૈયાર થયા છો? મેં આપનું શું બગાડયું છે? શું આવો ગેર ઇન્સાફ આપવો એ આપના જેવા વિચારશીલ નરપતિને છાજે છે ખરૂં કે? હું આપને એક શુભ સંવાદ આપવા આવ્યો, આપની કન્યાને વિપત્તિમાંથી મુક્ત કરવાના ઉદ્દેશથી આપને એક ખબર આપવા, આવ્યો, તેનુંજ મને આપ આવું વિપરીત પરિણામ આપવાને તૈયાર છો? પ્રભુ! આ રાજધર્મ નથી. આથી ન્યાય નિંદાય છે અને અન્યાયને આપના રાજ્યમાં અગ્રસ્થાન મળે છે. લક્ષ્મી એ તો હાથનો મેલ છે, તેને વિશ્વનું એક ક્ષુદ્રમાં ક્ષુદ્ર મનુષ્ય પણ પોતાના સંતાન કરતાં વધારે પ્રિય ગણતું નથી. સંતાનના સમાન સ્વર્ગીય આનંદદાયક વસ્તુનો ત્યાગ કરી, ચંચળ અને ભ્રમિત હૃદયની મોહમયી લક્ષ્મીમાં લુબ્ધ થવું, એજ મનુષ્યની નિર્બળતા અને સ્વાર્થ પરાયણતાનાં મુખ્ય લક્ષણો છે. ઈતિહાસનાં

પૃષ્ઠ ભણી દષ્ટિ કરી જોશો તો આપને સ્પષ્ટ જણાશે કે, લક્ષ્મીની લાલચમાં લોભવશ થયેલાં મનુષ્યનું અવશ્ય પતનજ થયેલું છે. આપને ઈશ્વરે અખૂટ દોલત આપી છે, છતાં હજી પણ આપના હૃદયમાંથી કૃપણુતા દૂર થતી નથી, એ જોઈને મને અત્યંત આશ્ચર્ય થાય છે."

ગિરિવરસિંહે કહ્યું:—"એ બધી વાતોને હું બહુજ સારી રીતે જાણું છું, તે સંબંધી તમારે કશો ઉપદેશ આપવાની આવશ્યકતાજ નથી. પરંતુ જો તમે મારૂં હિતજ ચાહો છો, તો પછી બરાબર વિચાર કરીને ઇનામ કેમ માગતા નથી? તમારી ઇચ્છા તો મારા આખા ધન ભંડારનેજ લૂટી લેવાની છે, પરંતુ તે ઇચ્છા મારી પાસે પરિપૂર્ણ થઈ શકે તેમ નથી. જરા વિચાર કરી જૂઓ કે, કોઈ પણ મનુષ્ય આટલા બધા રૂપિયા ઇનામ આપવાનું પસંદ કરશે ખરો કે?"

મણિભદ્રે કાંઈક વિચાર કરીને કહ્યું કે;—"વારૂ, ત્યારે જો આપનો એટલો બધો આગ્રહ છે, તો મને મારા માગવા કરતાં અર્ધું ઇનામ આપવાની ઉદારતા દર્શાવો."

ગિરિવરસિંહે કહ્યું:—"દસ હજાર રૂપિયા કરતાં તમને એક પાઈ પણ વધારે આપી શકાશે નહિ. એમ છતાં પણ જો તમે તમારા હઠનેજ વળગી રહેશો, તો તેનું પરિણામ સારૂં આવશે નહિ."

મણિભદ્ર બોલ્યો:—"વારૂ ત્યારે, આપજ દસ હજાર રૂપિયા પ્રથમ અપાવી દ્યો એટલે હું રાજકુમારીનો પત્તો મેળવી આપું છું. હવે કૃપા કરીને વિશેષ વિલંબ ન કરો. સમય ઘણોજ વીતી ગયો છે. માટે મારી સાથે એકાદ ચાલાક પુરુષને પણ મોકલી આપો."

ગિરિવરસિંહ પૂછ્યું;—"મણિભદ્ર! તમે જે પુરુષને લઇ જવા ઇચ્છો છો તેનું શું કારણ છે?"

મણિભદ્રે જવાબ આપ્યો:—"પ્રથમ આપ આપના કહેવા પ્રમાણે દસહજાર રૂપિયા મગાવી આપો એટલે પછી નિશ્ચિંતતાથી હું આપને સઘળો વૃત્તાંત કહી સંભળાવું છું."

રાજા ગિરિવરસિંહે જ્યારે જોયું કે મણિભદ્ર ઇનામ મળ્યા સિવાય મદનરંજનીના કશા પણ સમાચાર જણાવશે નહિ, ત્યારે તેણે લાચારીથી દસ હજાર રૂપિયાનો એક રૂક્કો ખજાનચીના નામપર લખીને મણિભદ્રના હાથમાં આપવો પડ્યો. મણિભદ્ર રુક્કો વાંચીને કહેવા લાગ્યો કેઃ—"સાંભળો, હવે હું જે કાંઈ બીના જાણું છું, તે કહી સંભળાવું છું. રાજકુમારી મદનરંજનીને પેટીમાંથી જ્યારે એ રાજકુમારો કાઢીને લઈ ગયા ત્યારે તે કોઇ પણ પ્રકારે રામનગર પહોંચી ગઈ, ત્યાંથી પરમ દિવસે એક પુરુષ ફોસલાવીને ક્યાંક લઇ ગયો અને કોણ જાણે ક્યાંય ફરતો ફરતો તે પુરુષ તેને આજે અહીં લઈ આવ્યો છે. આપ મારી સાથે આપના દક્ષ અને બુદ્ધિમાન એવા કેટલાક અનુચરોને મોકલી આપો, એટલે હું તરત જ તેમનું ઠેકાણું બતાવી આપું છું.

ગિરિવરસિંહે કહ્યુંઃ—"તે ક્યાં આગળ છે? હું પોતે જ તમારી સાથે આવવાને તૈયાર છું."

મણિભદ્રે કહ્યુંઃ—"બહુ સારૂં, ત્યારે સ્વારી માટે કાંઇક વાહન મંગાવવાની આજ્ઞા કરો."

હરિદત્તે કહ્યુંઃ—"પણ જો આટલા સમયમાં તેણે પોતાનું ઠેકાણું બદલી નાખ્યું હશે તો?"

મણિભદ્રે કહ્યુંઃ—"હું ત્યાં મારાં કેટલાક માણસોને તેની તપાસ રાખવા માટે મૂકી આવ્યો છું."

કેટલીક બીજી વાતચીત થયા પછી સવારી મંગાવવામાં આવી. રાજા ગિરિવરસિંહ અને હરિદત્ત સ્વાર થઇ ગયા અને એક ઘોડો મણિભદ્રને આપ્યો. તે રાજાની સ્વારીથી આગળ આગળ ચાલવા લાગ્યો અને દસ બાર સ્વારો ખુલ્લી તલવાર લઇ સર્વની પાછળ રવાના થયા. તે સમયે લગભગ મધ્ય નિશા વીતી જવા આવી હતી. વાદળાંએ ચંદ્રમાને ઘેરી લીધો હતો જેથી અંધારૂં પણ વધી ગયું હતું. જ્યારે

એ લોકો શહેરમાંથી બહાર નીકળી ગયા. ત્યારે રાજા ગિરિવરસિંહે મણિભદ્રને ઉદ્દેશીને પૂછ્યું કે;—"કેમ મણિભદ્ર ! તે સ્થાન હવે કેટલુંક દૂર છે ?"

મણિભદ્રે પ્રત્યુત્તરમાં દર્શાવ્યું કે;—"હવે આપણે તે સ્થાનની લગભગમાં આવી પહોંચ્યા છીએ, વધારે દૂર જવું પડશે નહિ, તો પણ થોડેક દૂર સુધી તો અવશ્ય જવું પડશે."

જે સમયે મણિભદ્ર રાજા ગિરિવર સાથે આ પ્રમાણે વાતચીત કરી રહ્યો હતો, તે સમયે તેમને એક માણસ આવતો જણાયો. મણિભદ્રે તેને પોતાની પાસે બોલાવ્યો અને તેને કેટલીક વાતચીત કર્યા પછી પેલો દસ હજાર રૂપિયાનો રુક્કો તેના અધિકારમાં સુપ્રત કરી દીધો. તેની આ ગુપ્ત બીના કોઈના જાણુવામા આવી નહિ, પરંતુ એને એક અપરિચિત પુરુષ સાથે વાતચીત કરતો તો સહુએ અવશ્ય જોઈ લીધો. રાજાએ ધાર્યું કે, તે મણિભદ્રના માણસોમાંનો કોઈ એક હશે અને જે મદનરંજનીની તપાસ રાખવાથી કંટાળી જઇને અથવા તો કોઇ અગત્યના કાર્યને વશીભૂત થઇને શહેરમાં જઇ રહ્યો હશે. આવી ધારણાથી રાજાએ અથવા તો બીજા કોઇએ એ પુરુષના સંબંધમાં મણિભદ્રને કાંઇપણ પૂછ્યું નહિ. એ બધા લોકો આગળ ચાલ્યા ગયા અને પેલો નવીન આગંતુક પુરુષ પાછળ રહી ગયો. હવે મણિભદ્રે પોતાના ઘોડાને થોભાવીને કહ્યું કે;—"બસ. થોભી જાઓ ! હવે આગળ જવાની કશી જરૂર નથી."

મણિભદ્રના કહેવાથી સહુ થોભી ગયા. આ સ્થળે એ લોકોના સિવાય બીજા કોઇનો પણ પત્તો નહોતો, ચારે તરફ ભીષણ અંધકાર છવાઈ ગયો હતો. આકાશમાં મેઘોનો સમુદાય એકત્ર થવાથી ધીમે ધીમે અંધકારની વૃદ્ધિ જ થતી જતી હતી. મણિભદ્રે આ સમયે એક તરફ હાથ તો ઇશારો કરીને કહ્યું કે:—"આ બાગમાં જ તેઓ ઉત-

રેલાં છે, અશ્વોને અહીંજ મૂકીને પાયદળ ચાલો. બાગમાં અશ્વોને લઈ જવાય તેવી સગવડ નથી.”

આ સાંભળીને સર્વે અશ્વપરથી ઉતરી પડયા. અહીંથી બાગ બહુ દૂર નહોતો તેથી પાયદળ ચાલવાનું કોઇને કઠિન ન લાગ્યું. આગળ આગળ મણિભદ્ર અને તેની પાછળ પાછળ રાજા ગિરિવરસિંહ, હરિદત તથા તેના અનુચર આદિએ તે બગીચામાં પ્રવેશ કર્યો.

એ બાગ બહુ જ વિશાળ હતો; પરંતુ સહજ અવયવસ્થિત અને મરામત વગરનો પડેલો હતો. એની ચારે બાજૂએ એક પાંચ છ ફીટની પાકી દીવાલ આવેલી હતી અને તે દીવાલના મધ્યભાગમાં એક મોટું ત્રણમાળવાળું મકાન આવેલું હતું. મણિભદ્ર સહુને એ મકાનમાં લઇ ગયો અને આમ તેમ અથડાવતો અથડાવતો ઉપરની મંજિલપર લઈ ગયો. અહીં મણિભદ્રે રાજાને ઉદ્દેશીને બોલ્યો કે;—“ આપ જરા વાર અહીં થોભો, હું નીચેથી દીપક લઇ આવુંછું.”

આમ કહીને મણિભદ્ર એકદમ નીચે ઉતરી પડયો. તે મકાનમાં તદ્દન અંધારૂં હતું. એ જોઇને હરિદત્તે મણિભદ્રને કહ્યું:—“ ઉભા રહો, કયાં જાઓ છો ?”

પરંતુ તેનો કશો પણ જવાબ મળ્યો નહિ. આથી રાજા અને હરિદત્ત ઉભયના મનમાં કાંઇક સંદેહ થયો અને તેમણે મણિભદ્રની પાછળ કેટલાંક માણસો મોકલી આપ્યાં. તે માણસો એક માળતો ઉતરી આવ્યાં, પરંતુ પછીથી આગળ જઇ શકયાં નહિ. કારણ કે જિનાના દરવાજો બીજી બાજૂથી બંધ કરી લેવામાં આવ્યો હતો. આથી તેઓ મહા વિચારમાં પડી ગયાં અને તેમણે હરિદત્ત તથા ગિરિવરસિંહ આદિને ઉદ્દેશીને કહ્યું:—“ તે માણસે જીનાનો દરવાજો બંધ કરી લીધો છે; એટલે અમારાથી બહાર નીકળી શકાય તેમ નથી.”

આ સાંભથીને સહુ ગભરાઇ ગયા. હરિદતે ઉપરથી બૂમો પાડીને પોતાનાં જે બે ચાર માણસો નીચે રહી ગયાં હતાં તેમને બોલાવી

મહા મુસ્કેલીથી જીનો ઉઘડાવી પ્રથમ રાજા ગિરિવરસિંહ તથા બીજાં કેટલાંક માણસોને નીચે ઉતાર્યાં અને ત્યાર પછી તે પોતે પણ અંધકારમાં અથડા તો કૂટાતો નીચે ઉતરી આવ્યો મણિભદ્રની ઘણી ઘણી તપાસ કરી, બૂમો મારી, આખો બાગ શોધાવી નાંખ્યો, પરંતુ તેનો પત્તોજ ન મળ્યો. બે સ્વારોને ખજાનચી પાસે દોડાવી મૂકયા અને તે સાથે તેમને ખજાનચીને એક સૂચના પણ કહેવરાવી મોકલી કે:–"જે માણસ તમારી પાસે દસહજાર રૂપિયા લેવા આવે, તેને પાઇ પણ ન આપતાં બંદિવાન બનાવીને રાજાસાહેબ પાસે મોકલાવી આપજો. તે માણસ ઠગ છે અને તેણે રાજા સાહેબને દગો દીધો છે."

સ્વારો ચાલ્યા ગયા. હરિદત્ત, રાજા ગિરિવરસિંહ અને તેમના સોબતી સિપાહીઓએ મણિભદ્રની બહુ બહુ તપાસ કરી, પરંતુ તેનો ક્યાંયથી પત્તોજ ન મળ્યો. એકાદ બે કલાકમાં પેલા સ્વારોએ પાછા આવીને કહ્યું કે;—"ઘણીવાર થયાં રુક્કો આપીને એક માણસ ખજાનચી સાહેબ પાસેથી દસહજાર રૂપિયા લઈ ગયો છે. રુક્કાપર રાજા સાહેબની સહીપણ છે.'

આ સાંભળીને રાજા તથા હરિદત્તના તો હોશજ ઉડી ગયા અને તેઓ માથાં પછાડતા તથા અફસોસ કરતા પોતાના મહાલય તરફ રવાના થયા. ધિક્કાર છે રાજાની એવી લોભિષ્ટતાપર! ધિક્કાર છે તેની બેવકૂફીપર!"



 દ્વાદશ પરિચ્છેદ

## ભયંકર ભેદ ! ભયંકર ભેદ !

ઇશરત એ કતરા હૈ દરિયામેં ફના હોજાના;
દર્દકા હદસેં ગુજરના હૈ દવા હોજાના,
દિલસે મિટના તેરી અંગુસ્તહિનાઇકા ખ્યાલ;
હો ગયા ગોરાવસે નાખુનકા જુદા હોજાના,
બખશે હૈ જલવ એ ગુલ જોક તમાશા ગાલિબ;
ચશ્મકો ચાહિએ હર રંગમેં વા હોજાના.

ભૂપકિશોર જ્યારે પોતાના સોબતિયોને એમ કહી રહ્યો હતો કે;—" હવે આ મકાનમાં વધારે દિવસ રહેવું ઉચિત નથી. " ત્યારે એનો કોઇએ બહારથી એવો જવાબ આપ્યો હતો કે;—" હા-હા ! અવશ્ય આ મકાનમાં રહેવું કદાપિ ઉચિત નથી. "

આ જવાબ સાંભળીને તે માલીટોલાવાળા મકાનમાં જેટલાં મનુષ્યો હતાં તેઓ બધાં ગભરાઈ ગયાં અને માંહોમાંહે કહેવા લાગ્યાં લાગ્યાં કે;—" ગજબ થયો ! આપણી બધી ગુપ્ત વાતો કોઇએ સાંભળી લીધી. આપણાપર અણુધાર્યું સંકટ આવી પડ્યું ! હવે આમાંથી આપણો બચાવ શી રીતે થશે ? આપણને અત્યારે કોણ બચાવશે ?"

ત્યાર પછી ગોપાળદાસ મ્યાનમાંથી તલ્વાર ખેંચીને આમ કહેતો બહાર નીકળી પડ્યો કે;—" જોઉં તો ખરો કે, એ વળી કોણ માયનો પૂત બહાર નીકળી આવ્યો છે. વીરવર ગોપાળદાસની તલ્વારથી પોતાના હૃદયને વિદીર્ણ કરાવવા માટે કોણ તૈયાર થયો છે ? "

આમ કહી તેણે દરવાજો ઉઘાડીને જોયું તો દરવાજા પાસે જ એક માણસ તે ઉભેલો જોયો તેને જોઇને ગોપાળદાસે ધમકાવીને પૂછ્યું કે;—" તું કોણ છે ? "

જવાબમાં તે માણસે જણાવ્યું કે;—" માણસ !"

ગોપાળદાસ તેનો અવાજ ઓળખી જવાથી મોટેથી હસી પડ્યો અને કહેવા લાગ્યો કે;—" વાહ કેદારનાથ ! તમે પણ અચ્છી યુક્તિ લડાવી. અમને સહુને ઠીક ભૂલામણીમાં ભમાવ્યાં ! પણ સારૂં થયું કે તમે બરાબર વેળાસર આવી પહોંચ્યા ! અમે લોકો આજે અવશ્ય તમને મળવા આવવાનાં હતાં, પરંતુ અંધકારનું સામ્રાજ્ય વિશેષ હોવાથી તેમ કરી શક્યા નથી તો ક્ષમા આપશો. તેમજ બહારથી તમારો અવાજ ન ઓળખાવાથી જો કદાચિત્ તમારી સાથે અમારાથી કોઇપણ પ્રકારનું અસભ્ય આચરણ થઇ ગયું હોય તો તેની પણ માફી આપવાની કૃપા કરશો. "

આમ કહી તે કેદારનાથનો હાથ પકડી તેને અંદર લઈ ગયો. આ સમયે પણ તેનું શરીર તદ્દન ઉઘાડું હોવાથી ઘરમાં પ્રવેશ કરતી વેળાયે તેણે પોતાના ખભાપરની ચાદરને શરીરપર બરાબર ઓઢી લીધી. એને જોઇને ઘરનાં તમામ માણસો ઊઠીને ઉભાં થયાં અને તેને ઘણાજ સન્માન સહિત એક આસનપર બેસાડીને તેની આસપાસ બેસી ગયાં.

ત્યાર પછી ભૂપકિશોરે તેને ઉદ્દેશીને પૂછ્યું કે;—" કેમ, તબીયત તો સારી છે ને ?"

કેદારનાથે જવાબ આપ્યો:—" ઇશ્વરની કૃપાથી સારો છું. "

ભૂપકિશોર હસીને બોલ્યો કે;—" શું તમે ઘણી વાર થયાં ઉભા ઉભા અમારી વાટ જોઇ રહ્યા હતાં ?"

કેદારનાથે કહ્યું:—" ના, હું તો હજી હમણાં જ આવ્યો છું અને તમારી ફક્ત છેવટની વાર્ત્તા સાંભળીને જ મેં એવો જવાબ દઇ દીધો હતો. "

મદનમોહને ધીમેથી ભૂપકિશોરના કાનમાં કહી દીધું કે;—" ભાઈ ! આ આગંતુક પુરુષ કોણ છે અને તેની સાથે આપનો કેટલાક સમય થયાં પરિચય છે વારૂ ?"

ભૂપકિશોરે જવાબ આપ્યો કે;—" એઓ એક પરોપકારી સજ્જન છે, એમનું નામ કેદારનાથ છે અને એમની સહાયતાથી જ અમે તમને રાણી સાવિત્રીના પ્રપંચ જાળમાંથી મુક્ત કરી શકયાં છીએ."

કેદારનાથે, મદનમોહનના તરફ ઈશારો કરી ભૂપકિશોરને પૂછ્યું:—" કેમ ભૂપકિશોર ? તમે આ નવીન તરુણને ક્યાંથી મેળવ્યા વારુ."

ભૂપકિશોરે જવાબ આપ્યો:—" જ્યાં તમે બતાવ્યા હતા ત્યાંથી એઓ મળી ગયા છે. કાંઈ પણ વિશેષ પરિશ્રમ કરવો પડ્યો નથી. એ કામ ગોપાળદાસે ઘણી જ ચાલાકીથી કરી બતાવ્યું છે. "

કેદારનાથે પ્રસન્ન થઈને કહ્યું કે:—" શું એ કામ ગોપાળદાસે કર્યું છે ? શાબાશ ! ગોપાળદાસ શાબાશ ! " ત્યાર પછી ગોપાળદાસ તરફ દૃષ્ટિપાત કરીને તેણે પુનઃ કહ્યું કે;—" હું તમારાપર અત્યંત પ્રસન્ન થયો છું. પરંતુ એ તો કહો કે કુમાર શ્રી મહેન્દ્રસિંહનો કાંઈ પણ પતો મળ્યો છે ખરો કે ? હું રાત્રિ દિવસ તેમના શોધમાં જ રહ્યા કરૂં છું, પરંતુ હજીસૂધી મને તેમનો કશો પણ પત્તો મળી શકયો નથી, એથી મારૂં મન તેમને માટે અત્યંત અધીર બની ગયું છે. જો તમે તેમના સંબંધમાં કાંઈ શુભ સંવાદ જણાવશો, તો તેથી મને અત્યંત આનંદ થશે. "

ગોપાળદાસે જવાબ આપ્યો:—" ના ભાઈ, હું કશોપણ પતો મેળવવાને ભાગ્યશાળી થઈ શકયો નથી. હું જ્યારે રામનગર ગયો ત્યારે માત્ર મારૂં ધ્યાન માત્ર મદનમોહનનો ઉદ્ધાર કરવામાં જ પરોવાયલું હોવાથી મને તેમના વિષયમાં વધારે કાંઈ પણ સમાચાર મળી શકયા નથી. પરંતુ હું ધારૂં છું કે, મદનમોહન તે સંબંધમાં અવશ્ય કાંઈક પણ સામાચાર જાણી શકયા હશે. એટલે તેમને પૂછવાથી તમને કાંઈક બાતમી અવશ્ય મળી શકશે જ. "

કેદારનાથે કહ્યું:—" બેશક ! મારો પણ એવોજ અભિપ્રાય છે.

તેઓ જરૂર રામનગરમાં જ હશે. અને રાણી સવિત્રીએ જ તેમને છૂપાવી રાખ્યા હશે. પણ હવે તેમનો પત્તો મેળવી લાવવા માટે કોણ જશે? મરણના મુખમાં પડવાનું સાહસ કોણ કરી શકશે ? મદનમોહનનું અપ હરણ થવાથી મહારાણી પૂર્ણ સાવધ બની ગઇ છે, તેથી આ વખતે તેના દુર્ગમાં પ્રવેશ કરી તેના આંખમાં ધૂળ નાખી કુમારશ્રીના ખબર લાવવાનું કામ ઘણું જ કઠિન થઇ પડયું છે, તેથી ચાલાક અને ચપળ મનુષ્ય સિવાય બીજા કોપથી ત્યાં જઇ શકાય તેવોઇ માર્ગજ રહ્યો નથી."

ભૂપકિશોરે કહ્યું:—" હું પોતે જ જવાનો ઇરાદો કરી રહ્યોછું. પરંતુ એવોવિચાર કરૂં છું કે, આ બધાંને કયાં મૂકી જાઉં ? કોઇ સગવડવાળી જગા મળી જાય તો મારૂં કામ પૂરૂં થાય. આ મકાનમાં વધારે દિવસ રહેવું સારૂં નથી. કારણ કે હવે હરિદત્ત શહેરમાં આવી ચૂકયો છે, તે ઘેર ઘેર તપાસ ચલાવશે. મેં સાંભળ્યું છે કે રાજા ગિરિવરસિંહે તેને બે મહિનાની મુદ્દત આપી છે, તે મુદ્દતમાં તેને મદનરંજનીનો પત્તો મેળવી આપવો પડશે અને જો તેમ કરવામાં તે નિષ્ફળ નિવડશે તો ફાંસીની સજાને પાત્ર થશે. આ કારણથી તે તેની તપાસ કરવામાં જરા પણ કચાશ રહેવા દેશે નહિ. અને એના યોગે જો આપણે પણ સપાટામાં આવી જઇશું તો આપણી અત્યાર સુધીની બધી કરી કરાવેલી મહેનત ધૂળ મળશે તથા આપણા ભયંકર ભેદનો ઘડો ફૂટી જશે. એટલા માટેજ હું આ મકાનનો ત્યાગ કરવાની ઇચ્છા ધરાવું છું."

કેદારનાથે કહ્યું:—" હા, એ બધી વાત મને માલૂમ છે. મારા નોકરે મને કહ્યું છે. આ કામ મને સુપ્રત કરી ઘો હું તેનો બધો બંદોબસ્ત કરી લઇશ. તમે ઘણી જ ખુશીની સાથે કુમારશ્રીની તપાસ ચલાવો. જયાં સુધી મારા તનુમાં પ્રાણ હશે, ત્યાં સુધી હું તમારા એક પણ માણસને કશી ઇજા આવવા દઇશ નહિ. તમે એ વિષયમાં સર્વથા નિર્ભય છો. એની ચિંતા કરવાનું કશું કારણ જ નથી."

ભૂપકિશોરે કહ્યું:—" બહુ સારૂં. એને માટે હું તમારો અત્યંત ઉપકાર માનું છું."

કેદારનાથ બોલ્યો:—" પરંતુ તમે એકલા જશો તો તેથી તમને અનેક અગવડો આવી નડશે, માટે જો મારી સલાહ માનો તો કોઇને તમારી સાથે લેતા જાઓ. આવાં જોખમ ભરેલા કાર્યમાં સોબતી વિના માથું મારવું કોઈ પણ પ્રકારે યોગ્ય કિંવા ઉચિત તો નથી."

ભૂપકિશોરે પૂછ્યું:—" તેમ કરવામાં શું અડચણ આવે તેમ છે વારૂ ?"

કેદારનાથે કાંઇક વિચાર કરીને કહ્યું કે:—" અડચણો તો અનેક આવે તેમ છે; પરંતુ જ્યારે તમારો દૃઢ આગ્રહજ છે, ત્યારે ખુશીથી પ્રયાણ કરો. કાર્ય કરતા પહેલાં તેમાં આવતાં વિઘ્નો પ્રથમથી વિચાર કરવાની કશી આવશ્યકતા નથી." ત્યાર પછી તેણે ગોપાળદાસ ભણી દૃષ્ટિપાત કરીને કહ્યું કે:—" હવે તમે કહો જોઇએ કે, મદનમોહનનો તમે શી રીતે છૂટકારો કરી આવ્યા વારૂ ? એઓ તો એવી બૂરી જગાએ ફસાઈ ગયા હતા કે, જ્યાંથી તેમના છૂટવાની કશી સંભાવના પણ નહોતી. એવો દુર્ગમ સ્થાનમાં તમે કઇ યુક્તિનો પ્રયોગ કરી એમનો ઉદ્ધાર કરી આવ્યા વારૂ ? ખરેખર તેમાં તો તમે એક પ્રકારની અપૂર્વ કુશળતાજ દર્શાવી છે."

ગોપાળદાસે આદિથી અંત સૂધીનો બધો વૃત્તાંત તેને કહી સંભળાવ્યો. જે સાંભળીને કેદારનાથ બહુજ હસી પડયો અને તેનો વાંસો થાબડીને શાબાશી આપવા લાગ્યો. ત્યાર પછી તે ભૂપકિશોરને ઉદ્દેશીને બોલ્યો કે:—" ભૂપકિશોર, શકુન તો સારાં થયાં છે. આશા છે કે કુમારશ્રીને પણ તમે સહજમાં શોધી લાવશો. કારણ કે જ્યારે તમારા વેશધારી અથવા તો ઠગ સહચર ગોપાળદાસે આવાં મોટાં કાર્યને આટલી બધી સહેલાઇથી પાર પાડયું છે, ત્યારે માલિકને તો કશી મુસ્કેલી નહિજ નડે. તમે પણ એક મહા શૂરવીર અને ચાલાક ખેલાડી

હોવાથી તમને વધારે ભલામણ કરવાની કશી આવશ્યકતા હોયજ નહિ; તેમ છતાં પણ મારૂં એટલું કહેવું તો અવશ્ય યાદ રાખજો કે, કદાપિ કોઈનાથી ભોળવાશો નહિ. તેમજ કોઈના કહેવા પર ઝાઝો વિશ્વાસ પણ રાખશો નહિ. કારણ કે, એવો સ્વભાવ રાખવાથી ઘણી વાર વિઘાતક પરિણામ વેઠવું પડે છે. ભલભલા વેશધારીઓ અને મહા ચાલાક ગણાતા ઠગો પણ એ અંધ વિશ્વાસના યોગે જડમૂળથી નષ્ટ થયા છે અને જેમનો હજી સુધી કશો પત્તો પણ મળ્યો નથી. કાગના જેવી તીવ્ર દૃષ્ટિ રાખવી, શ્વાનના સમાન નિદ્રા લેવી અને સૂક્ષ્મ આહાર કરવો એ સર્વ ચાલાકીનાં લક્ષણો છે, તેની મર્યાદાનું ઉલ્લંઘન ન કરશો. કોઈના કહેવા પ્રમાણે કોઈ પણ પ્રકારનો દૃઢ નિશ્ચય કર્યા વિના સાહસ કરી કોઈપણ કાર્યમાં સામેલ થશો નહિ. રાણી સાવિત્રી એક મહા તીક્ષ્ણ બુદ્ધિસંપન્ના લલના છે, માટે જો કદાચિત્ તેની સાથે એવું વર્ત્તન ચલાવજો કે, જેના યોગે તે તમારા ભેદને જાણી શકે નહિ. ”

ભૂપકિશોરે કહ્યું:—“ બહુ સારૂં, હું આપના ઉપદેશ પ્રમાણેજ વર્ત્તીશ. તેનાથી વિપરીત એક પણ કાર્ય કરીશ નહિ; પરંતુ આપ એતો કહો કે, જંગલમાં આપને જે કાંઇ કાર્ય કરવાનું હતું તે પૂર્ણ થયું કે નહિ વારૂ? અથવા તો તેને પૂર્ણ કરવામાં હવે કેટલોક વિલંબ અવશિષ્ટ રહ્યો છે?

કેદારનાથે જવાબ આપ્યો;—“ ના, હજી મારો છૂટકારો થયો નથી અને તે જંજાળમાંથી હું ક્યારે છૂટી શકીશ, એની મારાથી કલ્પના પણ કરી શકાતી નથી. કારણ કે, મેં જે કાર્યને મારા શિરપર વ્હોરી લીધું છે તે કાંઈ નાનુંસૂનું નથી. તેમાં અનેક વિઘ્નો આવવાની સંભવના રહ્યા કરે છે અને તેથીજ હું બહુ ઉતાવળ ન કરતાં ધીમે ધીમે તે કાર્ય કરી રહ્યો છું. ”

ભૂપકિશોરે આતુરતાથી પૂછ્યું કે—“ એવું કયું કાર્ય છે કે, જે

આપના સમાન મહા સમર્થ પુરુષથી પણ સત્વર સમાપ્ત થઈ શકતું નથી, જો આપનાથી તે નથી બની શકતું તો પછી અમને તે શા માટે બતાવતા નથી? અમે ઘણીજ ખુશીની સાથે આપના એ કાર્યમાં સહાયતા આપીશું. જ્યારે આપે અમને આટલી બધી સહાયતા આપી છે, ત્યારે અમારે પણ આપને યોગ્ય સહાયતા કરવીજ જોઈએ. પરસ્પર સહાયતા કરવી એજ ખરો મનુષ્યધર્મ છે."

કેદારનાથે ઉત્તરમાં જણાવ્યું કેઃ—"તે કાર્યને તમારાથી છૂપું રાખવાની કશી જરૂરજ નથી. પરંતુ વાત એ છે કે હજી તમને તમારા ઝગડામાંથીજ વિમુક્તિ મળી નથી એવામાં હું મારા કામમાં શી રીતે લઈ શકું વારૂ? બીજું કારણ એ છે કે, હું તમને તે સ્થળે લઇ જવાનું પસંદ પણ કરતો નથી કારણકે તે સ્થળ એટલું બધું ભયાનક છે જેને જોતાંની સાથેજ સાધારણ મનુષ્યના હૃદયમાં કંપનો આવિર્ભાવ થયા વિના રહેતો નથી. વળી ત્યાં જે ભયંકર પ્રજા વસે છે, તે પિશાચોના કરતા પણ મહા અધમ અને કઠોર હૃદયની છે. તેમના હૃદયમાં દયાનો અંશ માત્ર પણ નથી. તે જીવતાનરરાક્ષસો માનવની હત્યા કારી રક્ત અને માંસદ્વારા પોતાનું ગુજરાન ચલાવે છે. પાપ કરતાં તેમને જરા પણ વાર લાગતી નથી. તે શયતાનો કદાચિત ન કરે નારાયણને તમારા પર કોઇ પણ પ્રકારનો અત્યાચાર ગુજારે તો મારે રાજા મહેન્દ્ર સમક્ષ સદાને માટે કલંકિત થવું પડે અને માનવ હત્યારાના સહાયક તરીકે નિંદાવું પડે તેમ છે. એટલા માટેજ મારી ઇચ્છા હાલ તરત તમને તે કાર્યમાં પ્રવૃત્ત કરવાની નથી. જો ઇશ્વર તમને સારો દિવસ દેખાડશે અને રાજકુમારની મુલાકાતનો તમને પ્રસંગ પ્રાપ્ત થશે. તો પછી ભવિષ્યમાં જોયું જાશે."

આ સ્થળે કેદારનાથે તે જંગલના નિવાસી પેલા પાપિષ્ટ જંગલીઓનો બધો વૃત્તાંત કહી સંભળાવ્યો અને કહ્યું કેઃ—"તે લોકો કોણ જાણે કેટલા સમય થયાં તે જંગલમાં રહે છે. મનુષ્યની ભાષા

તેમના સમજવામાં બિલ્કૂલ આવી શકતી નથી અને તેઓ પોતાની કોઇ ભાષા પણ જાણતા નથી. ઇશારાથી વાતચીત કરે છે. દોરડાનો ફાંસો એવો બનાવે છે કે, તેમાં ફસાયલું કોઇ પણ મનુષ્ય, પ્રાણી કિંવા પક્ષી સહજમાં નીકળી શકતું નથી. આખો દિવસ શિકાર ખેલે છે, રાત્રિ થતાં પોતાની ભયંકર ગુહાઓમાં પેસી જાય છે અને ત્યાર પછી ભાગ્યેજ બહાર નીકળે છે. તેઓ એક બીજાને ઓળખતા પણ નથી. જો તેમના જેવોજ ચહેરો બનાવીને બીજો કોઇ પણ માણસ તેમના મંડળમાં પેસી જાય, તો તેઓ તેને પણ પોતાનો સોબતી બનાવી લે છે."

"મારા એક ભાઇને તે દુષ્ટોએ મારી સમક્ષજ ઘણી દુર્દશાથી મારી નાખ્યો છે, પરંતુ મને પરમેશ્વરે બચાવી લીધો છે. તે લોકોએ એક દિવસ તો મારા ભાઇને હલાલ કર્યો અને મને બીજા દિવસને માટે તે ગુહાના એક એકાંતવાળા કારાગૃહમાં કેદ કર્યો. રાત્રે મેં તેમના ફાંસાને અને જે શિલા સાથે બાંધવામાં આવ્યો હતો તેની સાથે ઘસી ઘસીને કાપી નાખ્યો એટલે તરતજ મારા હાથ છૂટા થઈ ગયા, તે સમયે હું બહાર નીકળવાની ચેષ્ટા કરવા લાગ્યો. પ્રથમ તો મેં ગુહાના દરવાજાનો પત્થર ખસેડવાની ઇચ્છા કરી, પરંતુ મારાથી તેમ થઈ શક્યું નહિ. તે વજનમાં બહુજ ભારી હતો. ત્યારે હું ગુહાની અંદર આમ તેમ લટાર મારવા લાગ્યો. એ ગુહાની ચારે તરફના પત્થરો ન ખસ્યા કારણ કે તે બહુજ સખ્ત બેઠેલા હતા અને વજનમાં બહુજ ભારી હોવાથી મારાથી તેને ઉંચકી શકાતા પણ ન હોતા. છેવટે હું ધીમે ધીમે પત્થરા ઊંચકી ઉંચકીને એક બાજૂએ એકઠા કરવા લાગ્યો. ઘણીવાર સૂધી આ પ્રમાણે મહેનત કરવાથી એક મોટો પત્થર ખસી પડયો અને તરત જ મારા મુખપર કાંઇક ઠંડી હવા આવવા લાગી, આ પરથી મેં જાણ્યું કે અહીંથી બહાર નીકળવાનો અવશ્ય કાંઇક ઇલાજ થઈ શકશે અને વાસ્તવિક થયું પણ તેમજ. બીજા

કેટલાક પત્થરા ખસેડવાથી નીચે ઉતરવા યોગ્ય એક સ્થળ મળી આવ્યું. પણ હવે હું ભયને માર્યો તેમાં ઉતરતો નહોતો કારણ કે, ત્યાં અત્યંત અંધકાર વિસ્તરેલો હતો. મેં ધાર્યું કે આ ગર્ત્તા કોણ જાણે કેટલીએ ઉંડી હશે, કદાચિત્ તે જંગલી લોકોનાં ખોરાક માટે આણેલાં જંગલી જાનવરોનું રહેવાનું ઘર હોય તો, તેમાં પણ કાંઈ અજાયબી જેવું નથી. એવો મારા મનમાં ભાસ થવા લાગ્યો. કેટલીક વાર સુધી આ પ્રમાણે વિચાર કરી છેવટે ઇશ્વરપર વિશ્વાસ રાખી નીચે ઉતરી ગયો અને મને આગળ પગલાં ભરવાનો વિચાર પણ થઇ ગયો. મને જણાવવા લાગ્યું કે, અવશ્ય એ કોઇ સુરંગ છે અને જે ક્યાંક ક્યાંક ઘણીજ ઊંચી નીચી તથા ખાડા ખબડા વાળી છે. હું બેસતો ઊઠતો બરાબર આગળ ચાલ્યો, થોડે દૂર જવા પછી મને એક દીપક સળગતો દેખાયો હું તે સુરંગમાંથી બહાર નીકળીને એક જંગલમાં આવી પહોંચ્યો. તે સમયે મેં તેમને અનેક ધન્યવાદ આપ્યા. મારા મનમાં પ્રથમ નિરાશા અને નાસ્તિકભાવનાનો ઉદ્‌ભવ થયો હતો, તે અત્યારે એકદમ વિલીન થયો અને અનંતનામી પરમાત્માની પ્રશંસાના અનેક ઉદ્‌ગારો મારા મુખમાંથી નીકળી પડયા. મેં ધાર્યું કે, ઇશ્વર ગમે તેવી આપત્તિનું નિવારણ કરવાને પણ સશક્ત છે. જેનો તેનામાં દૃઢ વિશ્વાસ છે, તેનો તે અવશ્ય ઉદ્ધાર કરે છે. એ સૂત્રનો મને અત્યારે પ્રત્યક્ષ અનુભવ થયો. મિથ્યાભિમાની અને આત્મગરિમાંમંડિત ક્ષુદ્ર મનુષ્યો કે જેઓ ઇશ્વરના અસ્તિત્ત્વનોજ અસ્વીકાર કરે છે, તેમના પ્રતિ મને અત્યંત ઘૃણા ઉત્પન્ન થઈ. મને સંપૂર્ણ સાક્ષાત્કાર થયો કે સર્વાન્તર્યામી પરમેશ્વર મનુષ્યનું નિરંતર કલ્યાણ કરવામાં જ મગ્ન રહે છે, તેની નિંદા કરનાર તરફ પણ તેને લેશ માત્ર પણ દ્વેષ કે રાગ નથી. અકલ્યાણની તેના મસ્તિષ્કમાં ભાવનાજ નથી. બુદ્ધિહીન મનુષ્યો પોતાની ક્ષણિક અને તુચ્છ સ્વાર્થ પરાયણતાને માટેજ ઇશ્વરની નિંદા કરવા બેસી જાય છે પરંતુ પોતાનાં

મનશ્ચક્ષુ ખોલીને તેઓ તેમના એક પણ ઉપકારનું સ્મરણ કરતા નથી. ધિક્કાર છે, એવા સ્વાર્થ સાધુ ક્ષુદ્ર જનોને અને ધિક્કાર છે તેમની સ્વાર્થપરાયણ પાપિષ્ટવૃત્તિને ! અસ્તુ."

"હું જે સુરંગમાંથી શયતાન અથવા તો પ્રત્યક્ષ કાળના સપાટામાંથી બહાર નીકળી આવ્યો. તે સુરંગ કોઇએ નવીન નિર્માણ કરાવેલી હોય એવું અનુમાન કરી શકાતું હતું. નૈસર્ગિક હોય એવાં કશાં ચિન્હો જણાતાં ન હોતાં. મેં તેના બનાવનારની ઘણી તપાસ કરી હતી, પરંતુ મને તેનો પત્તાજ મળ્યો નથી કે, તે સુરંગનો નિર્માણ કર્તા કોણ છે અને તેણે કયા અરસામાં એ સુરંગ બંધાવી છે. સુરંગમાંથી બહાર નીકળ્યા પછી મને એવી ઇચ્છા થઈ આવી કે, એ સુરંગના મુખને અંદરથી બંધ કરી દેવું જોઇએ, કે જેથી પેલા જંગલીઓને મારા નીકળી જવાની ખબર મળી શકે નહિ. આવા વિચારથી મેં પુનઃ તે સુરંગમાં પ્રવેશ કર્યો અને તેના મુખને પ્રસ્થરોથી બંધ કરી લીધું અને પછી હું નિશ્ચંતતાથી બહાર નીકળી આવ્યો. બહારના દરવાજાને પણ મેં ઢાંકી દીધો."

"આ સમયે મારા હૃદયમાં મારા ભાઇના મૃત્યુથી જેટલો શોક થયો હતો, તેનાથી વિશેષ તેની હત્યા કરનારા પેલા પાપાત્મા જંગલીઓપર મને ક્રોધ ઉત્પન્ન થયો હતો. મારા મનમાં તે સમયે તેમના રક્તથી મારા ભ્રાતાનું તર્પણ કરવાની ઇચ્છા થઈ આવી હતી. અને મારૂં આખું શરીર તેમની પાસેથી વૈરનો પ્રતિશોધ લેવા માટે અત્યંત વ્યાકુળ બની ગયું હતું. પરંતુ મારો આ ક્રોધ કેવળ મારા મનનેજ પીડી રહ્યો હતો. કારણ કે મારામાં કોઈ એવી શકિતજ ન હોતી કે, જેના યોગે હું તે દુરાત્માઓનો સંહાર પણ કરી શકું ! મારી પાસે સૈન્યનું બળ નહોતું અથવા તો હું પોતે પણ એવો અસીમ પરાક્રમાન્વિત પુરુષ નહોતો કે જેથી તત્કાળ તે લોકોની સાથે યુદ્ધ પણ કરી શકું ! તે સમયે તો મારા મનમાં માત્ર મારો પોતાનો બચાવ કર-

વાનોજ વ્યાધિ લાગૂ પડયો હતો અને આત્મરક્ષના ભયથી મારૂં હૃદય અતિશય વિહ્વળ બની ગયું હતું ! ભૂપકિશોર ! મનુષ્યપર જ્યારે કાળના પેગામ આવી પહોંચે છે, ત્યારે તેની બુદ્ધિ, ચાતુર્ય કે કુશળતા આદિ કાંઇપણ અવિચળ શકતું નથી. મૃત્યુ એ એક એવી ભયંકર વસ્તુ છે કે જેના ભયથી સમસ્ત બ્રહ્માંડ પણ કમ્પી ઊઠે છે, મહાન મહાન વીર પુરૂષોનાં પણ ગાત્ર શિથિલ થઇ જાય છે. અસ્તુ, હવે એનો અધિક ઉહાપોહ કરવાની આવશ્યકતા નથી. પરંતુ તે સમયે મારા પર શી શી વાતો વીતી હતી તેજ તમારે ધ્યાન પૂર્વક સાંભળી લેવાનું છે.”

“શોક અને ક્રોધના યોગે મારે કેટલાક દિવસ સુધી વ્યાધિવશ રહેવું પડયું. ભ્રાતાના મૃત્યુથી મારૂં હૃદય દગ્ધ થયું અને પામર સંસારિયોની સ્વાર્થાંધતાપર મને એક પ્રકારની ઘૃણા ઉત્પન્ન થઇ મેં વિચાર્યું કે મદાંધ માનવો પોતાની એક સામાન્ય વાસનાનો તૃપ્ત કરવા માટે ન્યાયશીલ પરમાત્માના પવિત્ર રાજ્યમાં પણ કેવા કેવા ભયંકર અનર્થો ઉત્પન્ન કરે છે. કેટલીક મુદ્દત સુધી આ પ્રમાણે નિરાશામાંજ રહ્યા પછી મેં એક ભીષણ પ્રતિજ્ઞા લીધી કે, “ જ્યા સુધી હું એકલોજ કોઇની પણ સહાયતા લીધા વિના આ સર્વ જંગલીઓનો વિનાશ કરી શકીશ નહિ, ત્યાં સુધી મારા દેશમાં હું પ્રવેશ પણ કરીશ નહિ. જ્યાં સુધી એ નરમાંસાહારી પાખંડીઓના પ્રાણનું બલિદાન આપી શકીશ નહિ, ત્યાં સુધી મારી પ્રિય જનની સ્વદેશભૂમિનાં દર્શન પણ નહિ કરૂં. મારા ભ્રાતાનો સંહાર કરનાર એ શયતાનોને જ્યાં સુધીમાં મારાથી જડમૂળથી ઉખેડી શકાશે નહિ, ધરાના પૃષ્ટપરથી તેમના અસ્તિત્વને વિલુપ્ત કરી શકાશે નહિ, ત્યાં સુધી હું મારા આ શરીરપર સુંદર પોશાક પણ ધારણ કરીશ નહિ.”

“ભૂપકિશોર, મોહનલાલ અને અન્યાન્ય સજ્જનગણ ! મેં આ પ્રતિજ્ઞા કેવળ મારા ભ્રાતાના વૈરનો પ્રતિશોધ લેવા માટે જ લીધી

નથી, પરંતુ સમસ્ત જનસમાજના કલ્યાણ માટે જ, મારે આ પ્રતિજ્ઞાના પાશમાં બંધાવું પડયું છે. તે પિશાચો અનેક પરિવારોના પરિવારોનું અગ્નિપર દગ્ધ કરીને ભક્ષણ કરી ગયા છે. અનેક નવયૌવનાઓના અપૂર્વ યૌવન અને લાવણ્યની તેમની નિરંતર સળગતી રહેતી ભઠ્ઠીમાં આહુતિયો અપાઇ ગઇ છે. અનેક કોમળ વયનાં બાળકો તેમના ભડભડતા અગ્નિકુંડમાં દગ્ધ થઇને તેમના આહારનું સાધન થઈ પડયાં છે. અનેક તરુણ વયના યુવકો પણ તેયની વિકરાળ ક્ષુધાના ભોક્તા થયા છે. આ અરણ્યમાં અનેક પ્રકારનાં પશુઓ મળવા છતાં તે લોકો તેમનો ભક્ષ ન કરતાં મનુષ્યનો ભક્ષ કરવાનું જ વધારે પસંદ કરે છે. તેથી તેમના એ ભીષણ અત્યાચારોને અટકાવવાના ઉદ્દેશથી જ મારે આવી ભયાનક પ્રતિજ્ઞા લેવી પડી છે. હું તે પ્રતિજ્ઞાને પૂર્ણ કરવાની ચેષ્ટા પણ કરી રહ્યો છું !"

"એ પ્રતિજ્ઞાને પૂર્ણ કરવાના ઉદ્દેશથીજ મેં તે અરણ્યનો ત્યાગ ન કરતાં જ્યાં સૂધી મારી પ્રતિજ્ઞા પાર ન પડે ત્યાં સૂધી, હું પ્રથમ તમને જે સ્થળે મળ્યો હતો, તે સ્થળે રહેવાનો મેં દૃઢ નિશ્ચય કરી લીધો છે. અને ત્યારથીજ હું ત્યાં રહેવા લાગ્યો છું. હું કોઇ કોઇ વેળાએ તે સુરંગના માર્ગદ્વારા અંદર જતો હતો અને તે જંગલી લોકોની બધી બાતમી મેળવ્યા કરતો હતો. તે સુરંગમાં જંગલી લોકોએ જે એક કારાગૃહ નિર્માણ કર્યું હતું તે કવચિત્ કવચિત્ ખુલ્લું પણ રહી જતું હતું. પરંતુ જ્યારે તેમાં કોઇ પણ બંદિવાનને રાખવામાં આવતો હતો, ત્યારે તેને અંદરથી બંધ કરી લેવામાં આવતું હતું. મેં ઘણાં ઘણાં મનુષ્યોને તે ભીષણ કારાગૃહમાંથી મુક્ત કરી જીવનદાન આપ્યું હતું. જે દિવસે મારી સાથે તમારો સાક્ષાત્કાર થયો તે દિવસે મારી સાથે જે ત્રણચાર માણસો હતાં, તેમને પણ મેં એ કારાગૃહમાંથી જ છોડાવીને જીવનદાન અપાવ્યું હતું. કેમ આ વાર્ત્તાનું તમને કાંઇ પણ સ્મરણ છે ખરૂં કે ?"

ભૂપકિશોર એકદમ બોલી ઊઠયો;–"હા–હા ! અમે તે દિવસે તમારી સાથે ત્રણ મનુષ્યને જોયાં હતાં ખરાં, પરંતુ તેઓ કોણ હતાં? ક્યાંના વતની હતાં વારુ ?"

કેદારનાથે પોતાના આત્મવૃત્તાંતનો વિસ્તાર કરીને જણાવ્યું કે;–"તે ત્રણ મનુષ્યોમાંનો એક તો શિવપૂરીના રાજા ગિરિવરસિંહના મંત્રી હરિદત્તનો પુત્ર ઉમાદત્ત હતો તથા બીજો તેની સાથે જે દોડયો આવતો હતો તે પણ ઘણું કરીને શિવપૂરીનોજ નિવાસી હતો અને તેણે મને પોતાનો એક સોદાગર તરીકે પરિચય આપ્યો હતો. તેનું નામ સીતારામ હતું અને ત્રીજો જે એક બાળક હતો તે સોદાગર સીતારામનો પુત્ર નાનાલાલ હતો."

ભૂપકિશોરે પૂછ્યું;—"પરંતુ ઉમાદત્ત ત્યાં શી રીતે આવી પહોંચ્યો હશે વારુ ?"

ભૂપકિશોરની આવી વાર્તા સાંભળીને મદનમોહને બહુજ ધીમા સ્વરથી તેને ઉદ્દેશીને કહ્યું કે;—"ભાઇ ભૂપકિશોર, હું ધારું છું કે, ઘણું કરીને તે મારી તપાસમાં ને તપાસમાં જ પૂર્વકથિત અરણ્યમાં જઇ પહોંચ્યો હશે. તે વિના તે ત્યાં જવાનું સાહસ કરે એમ સંભવતું નથી."

ભૂપકિશોર બોલ્યો કે.—"હા, અવશ્ય તેમજ હશે. તમારી કથા સોળે સોળા આના સત્ય સંભવે છે." ત્યાર પછી તેણે કેદારનાથ તરફ દૃષ્ટિ કરી તેને ઉદ્દેશીને કહ્યું:—"વારુ, ભાઇ, હવે તમારા અપૂર્ણ વૃત્તાંતને સંપૂર્ણ કરો. અમને તે જંગલી પિશાચોની પ્રપંચલીલાનો વૃત્તાંત સાંભળવામાં અત્યંત આનંદ આવે છે."

કેદારનાથે પોતાના આત્મવૃત્તાંતને પૂર્ણ કરવાના ઉદ્દેશીથી કહેવા માંડયું કે;—"હું જ્યારે તે જંગલીઓની બધી બાતમી મેળવી ચૂકયો, ત્યારે મેં મારા ચહેરાને પણ બરાબર તેમના ચેહરા જેવોજ બનાવી લીધો. અને એક દિવસ મધ્યાન્હ સમયે તે સુરંગના માર્ગદ્વારા તે

લોકોના નિવાસ સ્થાન પ્રતિ પ્રયાણ કર્યું, આ સમયે મેં મારા લંગોટમાં એક કટાર છૂપાવી લીધી હતી. આમ કરવાનો મારો ઉદ્દેશ માત્ર એજ હતો કે, કદાચિત્ ન કરે નારાયણ ને મારા પર ભયંકર સંકટ આવી પડે ત્યારે તે કટાર મને યોગ્ય સમયે ઉપયુક્ત થઈ પડે. જ્યારે હું તે લોકોની પાસે જઇ પહોંચ્યો, ત્યારે તેમણે મારા પ્રતિ દૃષ્ટિપાત પણ ન કર્યો. હું પણ કોઇ પણ પ્રકારના સંકોચ વિના બેધડક તેમના સમુદાયમાં મળી ગયો અને તેમની રહેણી કરણી જોવા લાગ્યો. તે દિવસે એક ભયંકર ચિતાની ગગનસ્પર્શી જ્વાળાઓમાં એક બિચારા નિર્દોષ અશ્વને દગ્ધ કરવામાં આવતો હતો અને તેના યોગે તેમની સમસ્ત ગુહામાં એક પ્રકારના ભયંકર તીવ્ર દુર્ગન્ધનો વિસ્તાર થઇ રહ્યો હતો. મારાથી ત્યાં વધારે વાર થોભી શકાયું નહિ એથી હું બહાર ચાલ્યો ગયો. જ્યારે તે લોકો પેલા અશ્વનું માંસ ભક્ષણ કરવા બેઠા, ત્યારે હું પુનઃ તેમની પાસે જઈ પહોંચ્યો અને ત્યાર પછી સુયોગ મળતાં હું મારી સાથે જે એક ઝેરની પડીકી લેતો આવ્યો હતો તેને બહારકાઢીને ધીમેથી મેં તેમના ભોજનમાં પધરાવી દીધી. એ વિષ અત્યંત તીવ્ર હતું અને તેની અસર પણ સહજમાં થઇ જતી હતી, તેથી તે વિષના યોગેજ તે દિવસે તે લોકાનાં સાત માણસો સીધાં યમલોકમાં સિધાવી ગયાં. તેમના મૃત્યુ પછી તે લોકોના સરદારે તેમાંના એક મનુષ્યને ત્યાંજ રહેવા દઇને બાકીના છ માણસોને પાસેના એક ઘોર જંગલમાં ફેંકાવી દીધા. તેમની કશી પણ ઉત્તર ક્રિયા કરવામાં આવી નહિ. તે રાત્રેજ શૃગાલ આદિ કેટલાંક નિશાચર પશુઓએ આવીને તેમની વિષાક્ત કાયાને ફોલી ખાધી. સવાર થતાં તેમનાં અસ્થિ વિના ચર્મમાંસ આદિ કોઈ પણ પદાર્થનું ચિન્હ પણ ન રહ્યું. હવે જંગલી સરદારે જે એક શબને રાખી મૂકયું હતું, તેને અગ્નિપર શેકીને તેનાં માંસનું બધા માણસોએ ભક્ષણ કર્યું. આથી લગભગ સો સવાસો માણસોનો કચ્ચરઘાણ નીકળી ગયો અથવા તો તેમના

પ્રાણ પરલોકમાં પ્રયાણ કરી ગયા. મેં આટલાં બધાં માણસોનો ક્ષય કિંવા વિનાશ કરવા છતાં પણ હજી તેમની મોટી સંખ્યા અવશિષ્ટ રહી ગઈ છે. સમય આવતાં હું તેમાંના એકને પણ જીવતો છોડીશ નહિ. સર્વની હત્યાનું પાપ મારા શિરપર વ્હોરી લઈશ કે જેથી પુનઃ કોઇને કોઇ પણ પ્રકારનું કષ્ટ ભોગવવું પડશે નહિ. જો તેવા દુરાત્માઓનો સંહાર કરતાં નરક પ્રાપ્તિનો સંભવ હોય તો તેનો સ્વીકાર કરવાને પણ હું તત્પર છું. જેમના ત્રાસથી સમસ્ત માનવકુળ પીડિત થતું હોય, જેમના અત્યાચારથી પ્રજાના સંરક્ષણનો ભંગ થતો હોય, જેમનાદ્વારા મનુષ્યના જાનમાલ લૂટાતાં હોય, તેવાઓનો વિનાશ કરવામાં કોઇ પણ પ્રકારનું પાપ છે જ નહિ. શાસ્ત્રકારોએ પણ તેવા નરકુળ કલંક અને જનમાનવને પીડનારા પાપાત્માઓનો સંહાર કરવાની આજ્ઞા આપી છે. એમાં હું કાંઇ પણ પાપ માનતો જ નથી અને જો કવચિત્ પાપનો સંભવ હોય તો પણ મને તેની સ્પૃહા નથી. સંસારના કલ્યાર્થે મારા આત્માની અધોગતિ થશે તો તેને પણ હું સુખપૂર્વક સહન કરી લઇશ. પરંતુ પ્રત્યક્ષ પાપ થતું જોઇને શાન્ત તો નહિજ બેસી રહું."

"તે લોકો પચાસ મનુષ્યોનો સમુદાય બાંધીને જૂદા જૂદા સ્થાનમાં વસે છે અને પોતપોતાનો આહાર પણ જૂદા જૂદોજ બનાવે છે. જો એક સમુદાયનો મનુષ્ય બીજા સમુદાયમાં ચાલ્યો જાય તો તેઓ બિલકુલ ઓળખી શકતા નથી. પ્રત્યેક સ્થાનમાં એક એક જૂદા જૂદા સરદારો હોય છે અને તેઓ પોતાના સર્વ સહચરો કરતાં શરીરમાં બળવાન, દેખાવડા અને કદાવર હોય છે. બે ચાર મનુષ્ય અને ચાર છ જાનવરોની નિત્ય પ્રત્યેક સ્થાનમાં હત્યા કરવામાં આવે છે અને એવી રીતે તે સર્વ જંગલીઓમાં મળીને નિરંતર પચાસ સાઠ મનુષ્ય અને સો સવાસો પશુઓના પ્રાણ વિસર્જન થાય છે. ઘણોજ અધર્મ થાય છે. પાપનો તો ત્યાં અવધિ જ રહેતો નથી. માતાઓ

સમય પરત્વે આહાર ન મળવાથી પોતાનાં કોમળાં બાળકોનો ભક્ષ કરી જાય છે, પતિ સ્ત્રીનો ઘાત કરી તેના માંસને આરોગી જાય છે. તેમનામાં પરસ્પર પ્રીતિ કે પ્રેમનો અંશ માત્ર પણ નથી. વાતની વાતમાં પત્ની પતિનું ખૂન કરી નાખે છે, ભગિની ભ્રાતાને પરલોકમાં પ્રયાણ કરાવી દે છે, પિતાને પુત્ર યમસદનમાં મોકલી આપે છે. વાત્સલ્ય કિંવા અનુરાગ એવી વસ્તુ છે, એનાથી તેઓ સર્વથા અજ્ઞાત છે. સારાંશકે, જો તેમને કલિયુગના પિશાચો અથવા રાક્ષસોની ઉપમા આપવામાં આવે તો તેમાં આશ્ચર્યનો લેશ માત્ર પણ સંભવ નથી. ભાઇ ભાઇનાં ગળાં કાપી નાખવાં, વ્યવહારમાં જરાય ભાંજગડ થાય તો પરસ્પર તલ્વારથી ગર્દનો રેંસી નાખવી એ તો તેમનો નૈસર્ગિક સ્વભાવજ થઇ પડયો છે. તેમનામાં સ્ત્રી અને પુરુષનો પરિચય કેવળ દાઢી મૂછપરથી જ કરી શકાય છે.”

કેદારનાથ વૃત્તાંત સાંભળી સર્વે સ્તંભિત થઇ ગયાં, કોઇના મુખમાંથી એક શબ્દપણ નીકળી શકયો નથી. કેટલાક કોમળ હૃદયી મનુષ્યોનાં નેત્રોમાંથી તો આંસૂઓની અસ્ખલિત ધારાઓ પણ વહેવા માંડી. સર્વત્ર વિષાદ અને ગંભીરતાની છાયા છવાઈ ગઇ. જાણે તે સ્થળે કોઇ રહસ્યજનક વિપ્લવ ઉપસ્થિત થયો હોયની ! એવો ભાસ થવા લાગ્યો.

કેટલીકવાર સુધી આ નિઃસ્તબ્ધતા છવાઈ રહી. પરંતુ ત્યાર પછી સાહસીવીર ભૂપકિશોરે હૈયામાં હામ ભીડી આતુરતાથી કેદારનાથને ઉદ્દેશીને પૂછ્યું કે;—“ ત્યારે કેદારનાથ ! તમે દાઢી મૂછો કેમ મૂંડાવી નાખ્યાં છે ? તમારે એક બળહીના અબળાનું સ્વરૂપ ધારણ કરવાનું શું પ્રયોજન પડયું વારૂ ?”

કેદારરાયે પ્રત્યુત્તરમાં દર્શાવ્યું કે;—“ હું તો સદાય દાઢી મૂછ મૂંડાવ્યાજ કરૂં છું, મને એવી એક ટેવજ પડી ગઈ છે. એ તો મારી ઇચ્છાનીજ એક વાત છે, એનું બીજું કશું પણ સબળ કારણ છે જ નહિ.”

ભૂપકિશોર બોલ્યો કે;—"ખયર ! હવે આપ કહો જોઇએ કે, મોહનલાલ. મદનમોહન, ભીમભાઇ આદિને કયે સ્થળે છૂપાવી રાખવા-ની ઇચ્છા ધરાવો છો વારૂ ?"

કેદારનાથે કહ્યું :—"એ સર્વે કાર્યનો ભાર મારા શિરપર સોંપી તમે નિશ્ચિંતતાથી કુમારશ્રીના શોધ માટે એક પળનો પણ વિલંબ ન કરતાં સત્વર પ્રયાણ કરો. હું તેમને ઘણીજ સંભાળથી છૂપાવી રાખીશ જરા પણ ઇજા આવવા દઇશ નહિ. હરિદત્ત તો શું પરંતુ એકવાર સાક્ષાત્ યમરાજના કૃતાન્ત દૂત પણ આવશે તો તેમને પણ પાછા વાળીશ. બનતાં સુધી હું કોઇ પણ કાર્યનો ભાર મારા પર વ્હોરતો જ નથી અને જ્યારે વ્હોરૂં છું, ત્યારે જીવના જોખમે પણ ને કાર્યને પૂર્ણ કરૂં છું. મોહનલાલ અને તેમના સહચરોનો ખાવાપીવાનો બધો બંદોબસ્ત પણ હું કરી લઇશ. જ્યાં સુધી મારા જીવમાં જીવ હશે ત્યા સુધી કાળજું કોરાણે મૂકીને પણ તેમને બિલ્કુલ તકલીફ ભોગ-વવા દઇશ નહિ. પણ હા—એમને મારા અધિકારમાં સોંપતાં પહેલાં તમારા હૃદયમાં મારા પ્રતિ સંપૂર્ણ વિશ્વાસની અતિ આવશ્યકતા છે. વગર વિશ્વાસે કોઇ પણ કાર્ય બનતું જ નની. મહેન્દ્રકુમાર મારા પરમ મિત્ર છે અને તેમના પિતાની કૃપાથી મને અનેક પ્રકારના લાભો પ્રાપ્ત થઈ શકયા છે અને એનો બદલો વાળી આપવાના ઉદ્દેશથી જ હું તમારી સાથે આવા સંબંધથી જોડાવા ઇચ્છું છું. નહિ તો હું આ અગમ્ય વિશ્વના કોઈપણ મનુષ્ય સાથે તેવા પ્રકારનો સંપર્ક રાખતો જ નથી."

ભૂપકિશોરે કહ્યું:—"અમારો તમારામાં અત્યંત વિશ્વાસ હોવાથીજ તમને આવું મહાન કાર્ય સુપ્રત કરવાને અમે તૈયાર થયા છીએ. નહિ તો વળી તમારી સાથે સંબંધજ શા માટે બાંધીએ ? મારી ઇચ્છા મોહનલાલ તથા મારા બીજા બધા સોબતીઓને તમારા રક્ષણ તળેજ સોંપી જવાની છે, એથીજ મને કાંઇક નિશ્ચિંતતા મળી શકે તેમ છે."

મોહનલાલે વચ્ચમાં જ બીજો એક પ્રશ્ન રજૂ કરી કહ્યું:—"પરંતુ તમે પેલી સુરંગવાળી વાર્તાને વચ્ચમાંથી જ કેમ પડતી મૂકી દીધી? તે સુરંગ કયી જગાએ આવેલી છે? ત્યાં મનુષ્યની આવજાવ તો નથી રહેતીને? આજકાલ મદનમોહનની તપાસમાં અનેક માણુસો ભટકી રહ્યાં છે. કયે સ્થળે અને કઈ ઘડીએ ઓચિંતી તેમની મુલાકાત થઇ જશે તેનો કશો નિશ્ચય નથી. આથી મારા મનમાં એવો ભય રહ્યા—"

કેદારનાથે ઉતાવળથી કહી દીધું કે;—"એની ચિંતા તમે ન કરો. હું તમને જે સ્થળે લઇ જવા માગું છું તે સ્થળ એવું છે કે, જ્યાં બીજા કોઇ અજાણ્યા માણુસથી પ્રવેશ પણ કરી શકાતો નથી. તેમજ ત્યાંનો રસ્તો પણ કોઇને મળી શકે તેમ નથી. તે સ્થળ અત્યંત દુર્ગમ છે. ચારે બાજૂએ ઘટાદાર વૃક્ષો અને લતાઓની કુંજો તથા વિતાનો આવેલાં છે, તેનાં મધ્ય ભાગમાં એક ન્હાનકડી પુષ્કરિણી આવેલી છે અને તે પુષ્કરિણીનું જળ અત્યંત પવિત્ર તથા મધુર છે. હું ધારૂં ધારૂં છું કે, ત્યાંનો નિવાસ તમને અત્યંત આનંદદાયક અને મનોમુગ્ધકર થઇ પડશે. કંદમૂળ તથા ફળફૂલોનો ત્યાં કશો અભાવજ નથી. નાનાં ઝરણાં, મધુર કલ્લોલ કરતી સુંદર સરિતા અને વિશાળ કાયવાળા ગંભીર પર્વતોથી તે સ્થળ આચ્છાદિત થયેલું હોવાથી તમને ત્યાં જરા પણ દુ;ખ થાય તેમ નથીજ."

ભૂપકિશોરે કહ્યું:—"બસ, તો પછી કશી અડચણ નથી. પણ મારો અભિપ્રાય એવો છે કે તમારે આ સર્વને અહીંથી રાત્રે લઈ જવાં જોઇશે. કારણ કે, તેમ કરવાથી આપણો ભેદ કોઇના પણ જાણુવામાં આવી શકશે નહિ અને તમને સર્વને જવામાં સુગમતા થઈ પડશે.

કેદારનાથે કહ્યું:—"હા—હા. મારી પણ એવી જ ઇચ્છા છે. હું તૈયાર છું. ત્યાં ખાવાપીવાનો તથા પાગરણુ વગેરેનો બંદોબસ્ત

પણ હું પ્રથમથી જ કરતો આવ્યો છું. હવે ફક્ત તમે સર્વ આવો એટલો જ વિલંબ છે. મારા ધારવા મૂજબ ત્યાં તમને કોઇ પણ પ્રકારની અડચણ ભોગવવી પડશે નહિ."

થોડી વાર સુધી આ પ્રમાણે વાતચીત થતી રહી અને ત્યાર પછી ઘોડાઓપર સામાન માંડવાની તૈયારી થવા લાગી. ભૂપકિશોરે કેદારનાથને કહ્યું કે;—"એક ઘોડો તમે લઇ લો."

કેદારનાથે તેની તે વાતનો સ્વીકાર ન કરતાં કહ્યું કે;—"મારો ઘોડો પણ તૈયાર છે. એક દૂકાનપર મૂકી આવ્યો છું, આગળ જતાં લઇ લઇશ. મારા માટે તમારે લેશ માત્ર પણ ચિંતા કરવી નહિ. કારણકે, હું કોઇ દિવસ બધી તૈયારી કર્યા સિવાય બહાર નીકળતો જ નથી."

આ સાભળીને ભૂપકિશોર, મોહનલાલ, અને મદનમોહન એક એક અશ્વપર સ્વાર થયા. ત્રણ ઘોડાને પ્રથમથી જ તૈયાર કરવામાં આવ્યા હતા, તેના પર ભૂપકિશોર આદિએ આરોહણ કરી લીધું. ભીમભાઇ તથા ગોપાળદાસે બધી મિલ્કતને જમીનમાંથી ખોદીને બહાર કાઢી લીધી તથા બધા સામાનની ગાંસડીઓ બાંધી પોતાની પીઠપર લાદી ઘોડાઓની પાછળ પાછળ કેદારનાથ સાથે વાતચીત કરતા તેઓ પાય-દળ ચાલવા લાગ્યા. ઘેરથી નીકળતી વેળાયે મકાનના દરવાજાના સાંકળ વાસી દીધી. આ સમયે રાત્રી બહુજ વીતી ચૂકી હતી, રાજ-માર્ગોપર ઘણાં જ થોડાં માણસોની આવજાવ થતી જોવામાં આવતી હતી. કોઇ કોઇ સ્થળે એકાદ બે દૂકાનો ખુલી રહી ગઇ હતી તે પણ બંધ થવાની તૈયારીમાં હતી. એક ગાંધીની દુકાન સ્હામે એક ઘોડો હતો જેને લઇને કેદારનાથ પણ તેનાપર સ્વાર થઇ ગયો અને દૂકાનદાર સાથે બે ચાર વાતો કરીને ચાલતો થયો. શહેરમાંથી બહાર નીકળ્યા પછી તેમણે જંગલનો રસ્તો લીધો. બે ત્રણ ઘડીમાં એ લોકો એક એવા જંગલમાં જઇ પહોંચ્યા કે જ્યાં નાના નાના અનેક પર્વતો

આવેલા હતા. એની સ્હામે એક સાંકડો રસ્તો બે પર્વતોની વચ્ચે થઇને જતો હોય એમ જણાતું હતું. અને કેદારનાથના કહેવાથી સહુએ તે રસ્તા ભણી જ પ્રયાણ કર્યું.

આગળ આગળ કેદારનાથ ચાલ્યો જતો હતો અને તેની પાછળ ભૂપકિશોર, મદનમોહન, મોહનલાલ આદિ આગળ પાછળ ચાલી રહ્યા હતા. એ રસ્તો સીધો નહોતો, પરંતુ ઘણો જ વાંકો ચૂંકો અને ફેર વાળો હતો. બન્ને બાજૂના પર્વતો જંગલી અને પહાડી વૃક્ષોથી એવા ઢંકાયલા હતા કે જેના યોગે એ રસ્તો ઉપરથી બંધ થઈ ગયો હતો. ત્યાંની કોઈ પણ જગા એવી નહોતી કે, ઊંચું મસ્તક કરવા છતાં પણ આકાશનાં દર્શન થઈ શકે. દિવસે પણ ત્યાં ભયંકર અંધકાર છવાઇ રહેતો હતો. એ રસ્તો વાસ્તવિક રીતે કોઇ મનુષ્યનો બનાવેલો નહોતો, પરંતુ દૈવગતિથી અથવા તો નૈસર્ગિકતાથી એનું એવું સ્વરૂપ થઈ ગયું હતું અથવા તો વરસાદના મૂશળધાર પાણીએ ભયંકર પ્રવાહો વ્હેવડાવીને તેને ચૂર્ણવિચૂર્ણ કરી તથા ગાળીને એ રસ્તો કાઢી આપ્યો હતો. અથવા કદાચ બે પહાડોની વચ્ચે થોડી જગ્યા રહેવાથી એનો એવો આકાર થઈ ગયો હતો. અહીં દિવસે આવવાનું પણ કોઇ નથી સાહસ કરી શકાતું નહોતું. કારણ કે, ત્યાં આગળ એટલો બધો અંધકાર છવાઈ રહેતો હતો કે જેને જોતાંની સાથે જ સાધારણ મનુષ્યનું હૃદય કંપી જાય તેમ હતું. કેદારનાથની પાછળ પાછળ બધા લોકો થાક ખાતા ખાતા ચાલ્યા જતા હતા. કોઇને કાંઈ પણ સૂઝતું નહોતું કે આગળ પર શું છે અને પોતાને હવે કેટલેક સૂધી દૂર જવાનું છે. થોડેક દૂર ગયા પછી એમની સામે કાંઇક પ્રકાશ જણાવા લાગ્યો. કેદારનાથે એ પ્રકાશ જોઇને કહ્યું કેઃ—“હવે આપણે આપણા ગન્તવ્યસ્થાનની સમીપમાં જ આવી પહોંચ્યા છીએ.”

ગોપાળદાસ એ સાંભળીને બોલ્યો કે;—“આ તે કાંઈ રસ્તો છે કે કોઇ ભયંકર સુરંગ છે.” થોડીવારમાં એ લોકો એક નાનકડા

મેદાનમાં જઇ પહોંચ્યા. જે મેદાન ચારે બાજૂએથી મોટા મોટા પર્વતોથી ઘેરાયલું હતું. એ મેદાનની લંબાઇ પહોળાઈ વિચિત્ર પ્રકારની હતી. કોઇ સ્થળે અત્યંત અલ્પ તો કોઈ સ્થળે બહુ જ વધારે હતી. તોપણ અમે અનુમાન પરથી એટલું તો અવસ્ય કહી શકીએ છીએ કે, એનો વિસ્તાર વીસ બાત્રીસ ગજથી ઓછો તો નહિ જ હોય. આ મેદાનમાંથી બ્હાર જવા માટે એ સુરંગ કે જેના દ્વારા હમણાં તે લોકો આવ્યા હતા, તેના સિવાય બીજો એક પણ માર્ગ નહોતો. એ સુરંગ મેદાનની દક્ષિણ દિશામાં હતી. ચારે સ્વારો ઘોડાપરથી નીચે ઉતરી તે મેદાનમાં ઉભા રહીને વાતચીત કરવા લાગ્યા.તેમની વાતચીતનો સારાંશ નીચે પ્રમાણે હતો:—

કેદારનાથે કહ્યું:—"તમને બધાને અહીં જ રહેવું પડશે."

ભૂપકિશોર બોલ્યો:—"પરંતુ તમે કહેતા હતા તે ગુહા ક્યાં છે વારૂ ? તમે તો પ્રથમ અમને એમ કહ્યું હતું કે તમને સહુને હું જે ગુહામાં રહું છું, તેજ ગુહામાં રાખીશ, તો પછી અત્યારે આવા ખુલ્લા મેદાનમાં રહેવાની સૂચના શા માટે આપો છો વારૂ ?"

કેદારનાથે એક તરફ હાથનો ઇશારો કરીને કહ્યું:—"જૂઓ, તે ગુહા પણ પ્રસ્તુત છે અને તે આપણને વરસાદ પાણીના ત્રાસથી બચાવવા માટે તૈયાર છે. હું ધારૂં છું કે એમાં આપણો સહુનો ઘણી જ સરળતાથી સમાવેશ થઇ જશે. કોઇ પણ જાતનો સંકોચ ભોગવવો પડશે નહિ."

મેદાનની પશ્ચિમ તરફ એ ગુહા હતી જેનું પ્રવેશ બહુજ ન્હાનું હતું, અરે તે એટલું બધું સાંકડું હતું કે એક સાધારણ મનુષ્ય પણ મહા મુસ્કેલીથી તેમાં પ્રવેશ કરી શકતું હતું. પરંતુ અંદરની જગ્યા બહુજ વિશાળ હતી. દસબાર ખાટલા તેમાં ખુશીથી પાથરી શકાતા હતા. હમણાં પણ તે ગુહામાં સાત ખાટલા બિછાવેલા હતા, જે બધી રીતે ગાદી તકિયા આદિથી તૈયાર અને દુરુસ્ત હતા. એક તરફ ખાવા

પીવાનાં વાસણો તથા બીજી બાજૂએ આરામનાં સર્વ સાધનો તૈયાર હતા. એ સ્થળ સહુને પસંદ પડયું. ભૂપકિશોરે હસીને કેદારનાથને પૂછયું કે;—"આટલો બધો સામાન તમે કયાંથી ભેળો કર્યો છે વારૂ ? હું ધારૂં છું કે, અહીંનો રસ્તો તમારા સિવાય બીજા કોઇના જાણવામાં નહિ હોય. અરે; આ દુર્ગમ્ય સ્થાન કોઇના જાણવામાં પણ નહિ હોય !"

કેદારનાથે કહ્યું:—"અહીંતો ફક્ત એક ભાંગી તૂટી ખાટલી અને થોડાંક વાસણો સિવાય બીજું કાંઇ જ નહોતું. પરંતુ મેં તમારા લોકોને માટે કાલે જ આ બધો સામાન મંગાવ્યો છે. મારા બન્ને નોકરોએ એક દિવસમાં આબધું લાવીને એકઠું કરી આપ્યું છે.

ભૂપકિશોરે પૂછયું:—"ત્યારે આપના નોકરો કયાં છે ? તેમને પણ અહીંનો માર્ગ અવશ્ય ધ્યાનમાંજ હશે. જો તેમ ન હોય તો તેઓ અહીં આવી પણ શી રીતે શકે ?"

કેદારનાથે કહ્યું:—"આજે સાંઝે મેં તેમને શિવપૂરી મોકલ્યા હતા અને થોડુંક ખાવાનો સામાન પણ મંગાવ્યો હતો. પરંતુ કોણ જાણે તેઓ અત્યારે કયાંય રખડતા હશે ! હજી સૂધી તેમનો કશો પત્તોજ નથી. તેમને રસ્તો તો ધ્યાનમાંજ છે, એટલે અહીં આવવામાં કશી અડચણ આવે તેમ નથી. પરંતુ તેમના ન આવ્યાથી ચિંતા કરવાનું કશું કારણ નથી. કારણ કે તેઓ મારા પુરાણા અને વિશ્વાસપાત્ર અનુચરો છે, એટલે કોઇ પણ પ્રકારના ખાસ કારણ સિવાય કયાંય રોકાઇ જાય તેવા નથી. હું ધારૂં છું કે, તેઓ થોડા સમયમાં જ અહીં આવી પહોંચવા જોઇએ. તેમનાપર મને સંપૂર્ણ વિશ્વાસ છે."

ગોપાલદાસે પોતાનો અભિપ્રાય દર્શાવતાં કહ્યું:—"તેમને શિવપૂરીમાં જ સામાન ખરીદતાં રાત્રિ થઈ ગઇ હશે અને એથી ડરના માર્યા નહિ આવ્યા હોય."

કેદારનાથે કહ્યું કે;—"ના, તેઓ ડરે તેવા કાયર અને ભીરુ

પુરુષો નથી. દિવસ કે રાત જ્યારે જરૂર પડે છે, ત્યારે આવે જાય છે. મને જણાય છે કે, આજે તેઓ કોઈના કપટજાળમાં ફસાઈ ગયા હશે અથવા તો કોઈ પણ ખાસ કારણુસર રોકાઇ ગયા હશે અને એથી જ તેમને આવતાં આટલો બધો વિલંબ થઇ ગયો હશે. નહિ તો તેઓ અત્યાર સૂધી ક્યાંય પણ વિના કારણુ બેસી રહે તેવી સંભાવનાજ નથી."

ભૂપકિશોરે કહ્યું:—"ખયર, તેઓ તો અવશ્ય આવીજ જશે. પરંતુ આપ એ તો કહો કે આ ગુહાનું દ્વાર તોર તો બહુજ સંકીર્ણ છે, તો પછી તેના નિત્યના કામમાં શી રીતે આવી શકશે વારૂ ?"

કેદારનાથે કહ્યું:—"આ દ્વારને નાનું મોટું કરવું તે આપણા હાથમાં છે. મેં પત્થર ઢાંકીને એને નાનું કરી નાખ્યું છે એથી જ્યારે ઇચ્છામાં આવે ત્યારે તે પત્થરને દૂર ખસેડી શકાય છે. અમે જ્યારે આ ગુહામાં સૂઇ જઇએ છીએ. ત્યારે આ દરવાજાને પત્થરા ઢાંકીને તદ્દન બંધ કરી લઇએ છીએ કે જેથી અમારા મનમાં કશો પણ ભય રહેતો નથી. જ્યારે ગુહાને પત્થરથી બંધ કરવામાં આવે છે, ત્યારે કોઇનાથી સહજમાં શકાતું નથી દેખી શકાતું કે, આ સ્થળે ગુહા છે. અમે અમારી કળાથી અમારો ભેદ બનતાં સૂધી પ્રકટ થવા ન પામે તેની પૂરતી સંભાળ રાખીએ છીએ."

ગોપાળદાસ અને ભીમભાઇએ કેદારનાથના કહેવાથી ચારે ઘોડાઓને મેદાનમાં આવેલી પાષાણુશિલાઓ સાથે બાંધી દીધા અને ત્યાર પછી સર્વે ગુહાની અંદર બિછાવેલા ખાટલાપર જઈ બેઠા તથા અહીં તહીંની વાતો કરતા કરતા છેવટે નિદ્રાદેવીની કોડમાં અભિભૂત થયા.

---

ત્રયોદશ પરિચ્છેદ

# ભ્રાતાના શોધમાં

" ડાલું નિગાહ દરખ્તપે તો ખીંચ ખાલ લૂં;
દેખું અગર હિના કો તો સુર્ખી નિકાલ લૂં.
કજ રફતગી કરૂં તો ફલકસે હિલાલ લૂં;
દુસમનસે લડને હાથમેં સૂરજકી ઢાલ લૂં.
ફોજોં કે મોરચે દમે જુસ્તી ઉખેડ દૂં;
ચાહુ તો ઇસ જમીનકે બખિયે ઉધેડ દૂં. "

બીજે દિવસે પ્રભાત સમયે કેદારનાથ, મોહનલાલ, ભૂપકિશોર, મદનમોહન, ગોપાલદાસ અને ભીમભાઇ આદિ સર્વે ગુહામાંથી બહાર નીકળી મેદાનની શોભા જોવા લાગ્યા ઘણીજ સોહામણી અને શોભા સંપન્ન હતી. વિવિધ પ્રકારનાં ઊંચા ઊંચા વૃક્ષોએ આજૂબાજૂમાં વિસ્તરેલા પહાડોપર લીલા રંગની એક મનોરમ ચાદર બિછાવી દીધી હતી. ઉપર દૃષ્ટિ કરવાથી ઘણેજ દૂર સૂધી લીલી લીલી વનસ્પતિજ દેખાતી હતી. કેટલેક સ્થળે, લાલ, પીળા, સફેદ અને આસમાની રંગનાં પહાડી પુષ્પો તથા લીલાંછમ પત્રો હરિયાળીના યૌવનની વૃદ્ધિ કરી રહ્યાં હતાં. ઉષાના તુષારે રંગીલાં પત્રોપર છવાઇને તેને મોતિયોની માળાઓ પહેરાવી દીધી હતી કે જે ઘણીજ સુંદર અને મનોમુગ્ધકર ભાસતી હતી. પક્ષિયોનો કલરવ તથા મધુર કૂજન ચિત્તને આકર્ષિત કરતું હતું. કોકિલના કંઠમાંથી નિઃસૃત થતા સુંદર આલાપો, પપૈયાના મધુર કૂજનો અને મયુર મયુરીઓના મધુરા ટહકારો અત્યંત આનંદદાયક થઇ પડયા હતા. સંગીતનો પ્રવાહ એવો તો પ્રબળતા પૂર્વક વહી રહ્યો હતો કે, તે સમયે ત્યાં ઉપસ્થિત રહેનાર મનુષ્યનું ચિત્ત તેમાં વહ્યા

વિના રહેતું નથી. વીણાધારિણી સરસ્વતી પણ પોતાનું વીણાવાદન કરવા માટે વારંવાર આ સ્થળેજ આગમન કરતી હોયની ! એવો સર્વ કોઇને ભાસ થયા વિના રહેતો નહોતો.

આ રમણીય સ્થાનું પરિભ્રમણ કરતા તેઓ સર્વે જે સુરંગ અથવા તો ગુફામાંમાંથી બહાર આવ્યા હતા તે તરફ પુનઃ વિદાય થયા. આ સમયે પણ તે ગુફામાં અંધકારનું સામ્રાજ્ય છવાયલું દૃષ્ટિ ગોચર થતું હતું. થોડી વાર પછી કેદારનાથે કહ્યું:—" જૂઓ, ભૂપ-કિશોર ! સ્હામેથી મારા ઉભય અનુચરો પણ વાયુવેગે અશ્વ દોડાવતા આ તરફ આવી રહ્યા છે."

ભૂપકિશોરે કહ્યું:—" તમે એ શી રીતે જાણી શક્યા વારૂ ? અમને તો તેઓ ક્યાંય પણ જણાતા નથી."

કેદારનાથે ઉત્તર આપ્યું:—" અશ્વાનો પદરવ સ્પષ્ટ સંભળાવા છતાં તમે જાણી શકતા નથી, એ જોઇને મને અત્યંત આશ્ચર્ય ઉત્પન્ન થાય છે. જૂઓ, તેઓ લગભગ આટલામાંજ આવી પહોંચ્યા હશે. તેમના સિવાય બીજા કોઇના પણ અહીં આવવાની સંભાવના જ નથી."

થોડી વારમાં બે અશ્વારોહીઓ ત્યાં આવી પહોંચ્યા અને અશ્વ-પરથી નીચે ઉતરી કેદારનાથ તથા તેના સોબતીઓને પ્રણામ કરી આશ્ચર્યપૂર્વક તેમના મુખ તરફ જોતા ઉભા રહ્યા.

કેદારનાથે તે બન્ને આગંતુક પુરુષોને ઉદ્દેશીને પૂછ્યું કે;—" કેમ ભગવાનદાસ ! તમે અત્યારસૂધી ક્યાં રોકાઇ ગયા હતા ? રાત્રિ ક્યાં વીતાડી હતી ? મને તો તમારા ન આવવાથી અત્યંત ચિંતા થઇ પડી હતી કે, હજી સૂધી તમે ન આવ્યા તેનું કારણ શું હોવું જોઇએ ?"

ભગવાનદાસે જવાબ આપ્યો કે;—" શું કહું સાહેબ ! અમે તો એક મહા મુશીબતમાં આવી પડયા હતા. અત્યારે પણ અમે અત્રે અમારા પૂર્વના પૂણ્યયોગેજ આવવાને ભાગ્યશાળી થયા છીએ."

કેદારનાથે તાજ્જુબીથી પૂછ્યું:—" શી મુશીબતમાં આવી પડ્યા હતા વારૂ? તમારે અને મુસીબતને શો સંબંધ જ છે? તમે ગમે તેવી મોટી મુશીબતની પણ ક્યાં પરવાહ કરો તેવા છો?"

ભગવાનદાસે પોતાના સહચર ભણી સંકેત કરી કહ્યું:—"આપ એ સઘળો વૃતાંત વ્રજલાલને પૂછો એટલે તે ઘણીજ સરળતાથી આપને બધું સત્ય રહસ્ય સમજાવી આપશે."

આ બન્ને નામોનો "માતાદીન અને શ્યામલાલ" તરીકે આ નવલકથામાં એક સ્થળે ઉલ્લેખ થઇ ચૂક્યો છે. જ્યારે સોમદત્તને પ્યારી અને ભામાએ દગો દઇને હમામ ખાનામાં કેદ કરી દીધો હતો અને તેઓ બન્ને જણીઓ મદનરંજનીને લઇને ત્યાંથી રામનગર ભણી વિદાય થઇ હતી, ત્યારે મધ્યરાત્રિયે એક પુરુષ સોમદત્ત પાસે ગયો હતો અને તેને એકલો હમામખાના-સ્નાનાગારમાંથી બહાર કાઢ્યો હતો, તે વખતે તેને શ્યામલાલ જ દરવાજા પર ઉભેલો મળ્યો હતો. તે પુરુષે શ્યામલાલનો સાથે કેટલીક વાતચીત કરી અને માતાદીનના હાલ પછી પોલિસના થાણાવાળા મકાનના ખુલ્લા રહેવાની તપાસ કરવા માટે મોકલ્યો હતો. તે શ્યામલાલ એજ હતો કે જે અત્યારે માતાદીનની સાથે આવ્યો છે, અને જેનો વૃત્તાંત તે પુરુષે શ્યામલાલને પૂછ્યો હતો તે એજ માતાદીન હતો અને તે પુરુષ કે જેણે સોમદત્તને લાત મારી હતી અથવા તો જે વટવૃક્ષ તળે ઉભો રહી, મદનરંજનીને કહી રહ્યો હતો કે:—"મદનરંજની, તું લેશ માત્ર પણ ભયભીત થઇશ નહિ. જ્યાં સુધી મારી આ પંચતત્વની કાયામાં પ્રાણવાયુ વિદ્યમાન હશે, ત્યાં સુધી તારા કૌમારવ્રતેનું ખંડન કરવાને કોઈ શક્તિ સંપન્ન થઈ શકશે નહિ. હું તારો ધર્મનો પિતા છું. સોમદત્તે તારા પ્રિયતમ મહેન્દ્રને દગો દીધો છે, પરંતુ તું તેથી જરાપણ ગભરાતી નહિ, હું એ વિશ્વાસઘાતક ચંડાળને અલ્પ સમયમાં તેનાં કુકર્મોની સજા અપાવી દઇશ. તે પાપ પ્રતિમાને સંસારમાંથી નષ્ટ કરીશ." ઇત્યાદિ અવાજ કરનાર સ્વયં

કેદારનાથજ હતો. તેમજ જે સમયે પાપાત્મા સોમદત્ત કૃષ્ણપુર નગરના રાજમાર્ગપર આવેલા રમણરાયના મકાનમાં પ્રવેશ કરી તેની સ્ત્રીપર બળાત્કાર ગુજારવાને તૈયાર થયો હતો અને તેના સતીત્વનાશનો સમય છેક સમીપ આવી લાગ્યો હતો ત્યારે પણ તેણે જ સોમદત્તને ઉદ્દેશીને આ શબ્દો કહ્યા હતા કે;—"પાપ પ્રતિમા રૂપ શયતાન સોમદત્ત, જો તને તારા જીવનની પરવાર હોય તો આ સાધ્વી લલનાના પવિત્ર હસ્તનો એકદમ ત્યાગ કરી દે, નહિ તો જીનજાનથી માર્યો જશે, તારી આ માટીની કાયા માટીમાં મળી જશે અને તારા શરીરના લોહીની ધારાથી આ રમણરાયનું પવિત્ર ગૃહ અપવત્રિ થઇ જશે, માટે સત્વર એને મુક્ત કરીને અહીંથી જીવ સહિત ચાલ્યો જા."

આ વાક્યો સાંભળી ભયભીત બની સોમદત્ત રમણરાયની સ્ત્રી મનોહરાનો ત્યાગ કરીને ચાલ્યો ગયો હતો અને તેના યોગે તેના પવિત્ર ધર્મની મર્યાદાનું તથા તેના પ્રાણનું પણ રક્ષણ થઇ શક્યું હતું એ વાક્યો ઉચ્ચારનાર અથવા તો રમણરાયની તે પત્નીને જીવનદાન દેનાર પણ કેદારનાથજ હતો. તે કોઇ પણ કારણવશાત્ તે સમયે કૃષ્ણપૂરમાં ગયો હતો અને રાત્રિને સમયે કે જે વેળાએ સોમદત્ત મનોહરાપર બળાત્કાર ગુજારી રહ્યો હતો તે સમયે કેદારનાથ અકસ્માત્ ત્યાં આવી ચઢયો હતો તથા મનોહરાને મુક્તિ અપાવવાને ભાગ્યશાળી થઇ શકયો હતો. આ સર્વવૃત્તાંત અમારા વાંચકોને ખૂબ સ્મરણમાં રાખી લેવાનો છે કારણ કે, એ કેદારનાથની સાથે આપણી પ્રસ્તુત નવલકથાનો બહુજ નિકટનો સંબંધ જોડાયલો છે તેમજ કેદારનાથ ભવિષ્યમાં ઠેકઠેકાણે અચ્છું કામ બજાવી બતાવે છે.

કેદારનાથદ્વારાજ મદરંજનની (મદનમોહન)નો ઉદ્ધાર થઇ શકયો હતો, પરંતુ હજી સૂધી તે તેને ઓળખી શકી નહોતી અને કેદારનાથે પણ તેને પોતાનો પરિચય આપવાનું ઉચિત ધાર્યું નહોતું. મદનરંજની હજી સૂધી એજ ચિંતામાં હતી કે તે નાગો મનુષ્ય કોણ હતો કે જે

મારો ધર્મપિતા બનીને એવો તો અદૃશ્ય થઇ ગયો છે કે આજસુધી તેણે તેની ખબર પણ લીધી નથી. તેમજ તેના કોઈ પણ પ્રકારના સારા નરસા સમાચાર પણ ન મળી શકયા.

માતાદીન અને શ્યામલાલને આ સ્થળે અમે અમુક કારણ વશાત્ ભગવાનદાસ અને વ્રજલાલના નામથીજ ઓળખાવીશું અને ભવિષ્યમાં પણ તેમના નામોનો તેજ ઉલ્લેખ કરીશું, એટલા માટે અમારા વાચકોએ અમના નામોનું જે પરિવર્ત્તન થયું છે, તે પણ જાણી લેવાની અત્યંત આવશ્યકતા છે.

ભગવાનદાસ અને વ્રજલાલ પણ કેદારનાથની પેઠે પોતાના શરીરને માટી ચોળીને મેલું રાખવાનોજ પ્રયત્ન કર્યા કરતા હતા, પરંતુ તેઓ ઉઘાડા શરીરે રહેવાનું બિલ્કુલ પસંદ કરતા નહોતા. આ સમયે પણ તેઓએ પોતાના શરીરપર પહેરણ, ધોતી અને મસ્તકપર પાઘડી આદિ ધારણ કર્યાં હતાં. ભગવાનદાસની અવસ્થા જોતાં તે લગભગ પચીસ તીસ વર્ષનો હોય એમ જણાતું હતું. તેનું શરીર કદાવર અને અને લાંબૂં હતું તથા તે દાઢી મૂછો મુંડાવી નાખતો હોય એવો તેનું મુખ જોતા સ્પષ્ટ ખ્યાલ આવી શકતો હતો.

વ્રજલાલનું કદ, ભગવાનદાસ કરતાં બે ત્રણ આંગળ નીચું હતું, પરંતુ દાઢી મૂછ, આંખો વગેરે ભગવાનદાસના જેવાં જ હતાં. બન્નેના માથાના વાળ નાના હતા તથા શરીર અત્યંત કસાયલાં માલૂમ પડતાં હતાં. વ્રજલાલ ભગવાનદાસના કરતાં સહેજ વધારે સ્વરૂપવાન હતો પરંતુ બન્નેના રંગ શ્યામ હતા અને એનું કારણ એજ હતું કે, તેઓ નિરંતર પોતાના શરીરપર કાળી માટીનો લેપજ લગાવી રાખતા હતા. બુદ્ધિ અને ચાતુર્યના વિષયમાં પણ તે ઉભય સમાન હતા. કોઇ પણ મનુષ્યના પ્રપંચજાળમાં તેઓ કદાપિ ફસાયા નહોતા અને ભવિષ્યમાં ફસાઇ જાય તેવાં કશા ચિન્હોપણ જણાતાં નહોતાં; કારણ કે તેઓ બન્નેબડા ચાલાક અને જમાનાના અનુભવી ખેલાડીઓ હતા.

કેદારનાથે વ્રજલાલને સંબોધીને પૂછ્યું કે;—" કેમ વ્રજલાલ, આજે એવો તે શો ભયંકર મામલો બન્યો હતો કે, તમને આવતાં આટલો બધો વિલંબ થયો, સમારે આખી રાત્રી શિવપૂરીમાં જ વીતાડવી પડી ? તેમજ મને ચિંતામાં નાખી દેવાનો પ્રસંગ લાવવો પડયો વારૂ ? "

વ્રજલાલે જવાબ આપ્યો કે;—" પ્રભુ ! મામલો ઘણો જ ગંભીર હતો. આજની રાત્તતો અમારે સહજ સંકટ ભોગવવું પડયું છે, પરંતુ રૂપિયા દસહજારનો તડાકો મારી લાવ્યા છીએ. "

કેદારનાથે પૂછ્યું કે;—" દસહજાર રૂપિયા શાના વારૂ ?"

વ્રજલાલે કહ્યું કે;—" અમે લોકોએ મહા લોભિષ્ટ ગણાતા શિવપૂરીના રાજા ગિરિવરસિંહને દગો દઇને તેના ખજાનામાંથી રૂપિયા દસહજાર ખૂચવી લીધા હતા, એની સજા આજે અમોને ભોગવવી પડી હતી અને એના યોગેજ અમને આવતાં આટલો વિલંબ થઈ થઈ ગયો છે. "

કેદારનાથે આશ્ચર્યાન્વિત થઈ અધીરતાથી પૂછ્યું:—" તમોને શી સજા મળી હતી વારૂ ?"

ભગવાન વચ્ચમાં જ બોલી ઉઠયો કે;—" સજા શું મળશે ધૂળ ? અમે તો તેને તથા તેનાં કેટલાંક માણસોને સજા આપી હતી. અમને સજા આપવાની તે નામર્દ કંજુસમાં શક્તિ પણ શી બળી છે ?"

વ્રજલાલ બોલ્યો:—" તો પણ આપણે આખી રાત હેરાન થઇને ખુવાર તો મળ્યાને ?"

કેદારનાથે કહ્યું:—" તમે તો આજસૂધી મને તે રૂપિયાના સંબંધમાં કશી વાત પણ કરી નથી. શું મારી સાથે પણ તમે દગાની બાજી ખેલો છો ? હું તમને મારા એક પરમ મિત્ર અને સાચા સહાયક ગણું છું, તેનું જ મને આવું પરિણામ આપોછો કે ? ધિક્કાર છે તમને બેશર્મ, નાલાયકો, કે એક સાધારણ વાતને પણ મારાથી છૂપાવી રાખ-

વાની જ તમે ચેષ્ટા કરો છો. વિશ્વાસઘાતકો ? આપરથી હું એવું પણ અનુમાન કેમ ન કરી શકું છું કે, મારાં કામોમાં પણ તમે આવી દગાબાજી અને વિશ્વાસઘાત નહિ કર્યા હોય ? દસહજાર રૂપિયા જેવી એક મામૂલી વાતને પણ તમે મારાથી જ્યારે છૂપાવી રાખી છે, ત્યારે હવે જીવ સટ્ટોસટ્ટની વાતમાં તો મારાથી તમારાપર વિશ્વાસ પણ શી રીતે મૂકી શકાય ? દુનિયામાંથી નોકરોનો વિશ્વાસ પણ ઉઠી ગયો ! જે માલિક અનુચરોને પોતાના પુત્ર કરતા પણ અધિક પ્રિય ગણીને તેમનાપર પોતાના સર્વ વ્યવહારોનો બોજો નાખી દે છે, તેવા અનુ-ચરોને પણ જ્યારે વિશ્વાસઘાતક અને પ્રપંચપરાયણ થવા માંડયા છે, ત્યારે અવશ્ય વિશ્વ વિલીન થશે, પૃથિવી રસાતળમાં જશે. વાયુ પણ વિશ્વાસના આધારે નૌકાને નિર્વિઘ્ન પાર ઉતારે છે, ત્યારે બુદ્ધિમાન મનુષ્યો પોતાની બુદ્ધિનો અપવ્યય કરી નિંદ્ય અને કાળાં કામ કરવાને તૈયાર થઈ જાય છે. ધિક્કાર છે ! તમને અને બેશર્મો તમારી કલંકિની જાતિને !"

વ્રજલાલ કેદારનાથના કથનનો પ્રતિવાદ કરી કહેવા લાગ્યો કે;— "મારા દયાળુ સ્વામી ! આપ કોઇ પણ વાતનો વિચાર કર્યા પહેલાં આમ કુપિત ન થાઓ. જો અમારી ઇચ્છા તે દસહજાર રૂપિયાને પચાવી પાડવાની જ હોય તો, અમે અત્યારે આપની પાસે સત્ય વૃત્તાંત વિદિતપણુ શામાટે કરીએ ? બીજાં એવાં અનેક કારણો છે કે, જેના યોગે અને અમને વિલંબ થવાનું કારણ છૂપાવી શકીએ છીએ. પરંતુ વાસ્તવિક રીતે અમારી મનોભાવના જ તેવી તેવી નહોતી. અમે જ્યારે આપની સેવામાંજ અમારૂં જીવન સમર્પણ કરીને પરહિતવ્રતનો ભીષણ વૈરાગ્ય ધારી લીધો છે. ત્યારે અમને દોલતની દરકાર પણ શી છે ? જેણે સંસારના સંબંધનો પરિત્યાગ કર્યો છે, તે મોહમયી અને અનર્થ ઉત્પાદક લક્ષ્મીની લાલચમાં લલચાવાનું કબૂલ પણ કરે ખરો કે, એનો આપ સુજ્ઞ પુરુષ હોવા છતાં વિચાર કેમ નથી કરતા ?

અમારો ઉદ્દેશ ગિરિવરસિંહ જેવા લોભિષ્ટ પુરુષના હાથમાંથી જેટલું મળે તેટલું દ્રવ્ય લઇને પરોપકાર કરવાનો જ હતો, તે સિવાય અમારી એમાં લેશ માત્ર પણ કુવાસના નહોતી. આપ આવા અઘટિત અને કઠોર શબ્દો ઉચ્ચારીને અમારી ઉચ્ચ અભિલાષામાં જે અનિવાર્ય વિઘ્ન નાખો છો, એ જોઇને અમને અત્યંત ખેદ થાય છે. કોઈ પણ કાર્યનો પૂર્ણ વિચાર કર્યા પહેલાં અવિચારથી એક મનુષ્યપર અતિ કઠોર આક્ષેપ અને આઘાત કરવો એ એક પ્રકારની વિઘાતક નીતિ જ કહી શકાય. એવી અનીતિનું અવલંબન કરવું એ આપના સમાન બુદ્ધિ સંપન્ન અને ન્યાયપરાયણ નરને માટે કોઈ પણ વ્યક્તિ ઉચિત કાર્ય કહી શકશે ખરી કે? તેનાથી તેમ કહેવાનું સાહસ પણ થઈ શકશે કે?"

આ સાંભળીને ભગવાનદાસ વ્રજલાલના કથનને પુષ્ટિ આપતો કહેવા લાગ્યો કે;—" હા–પ્રભુ આપે અમારાપર જે આક્ષેપ મૂક્યો છે તે ખરેખર અતિ ભયંકર છે. કારણ કે, એ વાર્ત્તા કહેવાનો અમને અત્યાર સુધી તેવો કોઈ સુયોગજ મળી શક્યો નથી. હજી એ વાતને કાંઈ ઝાઝા દિવસો પણ વીત્યા નથી. કાલ પરમ દિવસની તાજી વાત જ છે. વ્રજલાલે રાજા ગિરિવરપાસે જઇને એમ કહ્યું કે;—" મેં મદનરંજનીનો પત્તો મેળવી લીધો છે, માટે જો મને પ્રથમ ઈનામ આપવામાં આવશે તો હું સત્વર મદનરંજની સાથે તમારી મુલાકાત કરાવી આપીશ. " પરંતુ રાજા ગિરિવરસિંહ પ્રથમ તો તેમ કરવાને કબૂલ થયો નહિ, પરંતુ વ્રજલાલે જ્યારે તેની કેટલીક નિંદા કરીને ખૂબ સમજાવ્યો, ત્યારે તેણે છેવટે ખજાનચીના નામપર દસહજાર રૂપિયાનો રુક્કો ( ચેક ) લખાવી લીધો અને રાજા ગિરિવરસિંહ, હરિદત્ત તથા બીજા કેટલાંક માણસોને મદનરંજનીનો મેળાપ કરાવી આપવાની જૂઠી આશા આપી શહેર બહાર લઈ ગયો તથા એક સરકારી મકાનમાં તેમને સહુને કેદ કરી લીધાં અને પોતે છૂટો થઇને તે મકાનમાંથી બહાર નીકળી આવ્યો. "

આ સાંભળીને સહુ હસી પડયાં અને મદનરંજની અથવા તો મદનમોહનના તરફ જોવા લાગ્યાં. ભૂપકિશોરે હસીને કહ્યું કે;—"સાંભળો મદનમોહન, તમારા પિતાશ્રીની ઉદારતાનીજ વાર્તા ચાલી રહી છે. ખરેખર તેઓ એક ઉદારાત્મા છે, તેમના જેવા ઉદાર (!) પુરુષો આ વસુંધરાપર વિરલજ હશે, કે જેઓ એક પાઇને માટે પણ મક્કા મદીનાની મુસાફરી કરી આવવામાં પણ પાછા હઠે તેવા નથી. ધન્ય છે એવા ઉદારતાના અવતારને કે જેના યોગે બિચારી લક્ષ્મી દેવીને પણ જમીનમાં સડી સડીને અત્યંત રીબાવું પડે છે, ભયંકર બંધનમાં બંધાઈ રહેવું પડે છે. વારુ વ્રજલાલ! તમે જ્યારે રાજા ગિરિવરસિંહ પાસે પૈસા માગ્યા અને મદનરંજનીના નામનો ઉલ્લેખ કર્યો ત્યારે તેણે મદનરંજનીના સંબંધમાં કાંઈ પણ ઉલ્લેખ કર્યો હતો ખરો કે વારુ? જૂઓ, મદનમોહન ! આ વાર્ત્તા સાંભળીને આપ મારા પર કોઈપણ પ્રકારનો રોષ પ્રકટ કરશો નહિ. આતો બે ઘડી આનંદની વાતો ચાલી રહી છે, એથી માઠું લગાડવાનું કશું કારણ જ નથી."

વ્રજલાલે ભૂપકિશોરની વાર્ત્તાનું સમર્થન કરતાં કહ્યું કે;—"હું જ્યારે રાજા ગિરિવરસિંહને મદનરંજની બ્હેનની વાત કહીને ઈનામનો આગ્રહ કરવા લાગ્યો તથા દ્રવ્ય આપવાનો પ્રસંગ આવી લાગ્યો છે અને તેમાંથી કોઈપણ પ્રકારે છૂટકો થઈ શકે તેમ નથી, એમ જ્યારે તેમણે જાણ્યું, ત્યારે તેમણે અત્યંત ક્રોધિત થઇને કહ્યું કે;—"મને મારી પુત્રીની જરા પણ પરવા નથી. એક મામૂલી છોકરીને માટે દસહજાર રૂપિયાની બરબાદી કરવાની મારી ઇચ્છા જ નથી. જો તે કાલે મરતી હોય તો ભલે આજે મરી જાય અને જો આજે તેનું મૃત્યુ થયું તો આ ક્ષણે જ ભલે તે પરલોકમાં સિધારી જાય, મને તેને માટે લેશ માત્ર પણ શોક અથવા દીલગીરી થાય તેમ નથી. પણ હા—જો મારી એક પાઇ પણ બરબાદ થતી હોય તો તેને માટે હું મારૂં લોહી રેડવાને પણ તૈયાર છું. તેને માટે મને લેશમાત્ર પણ ચિંતા નથી. જે પુરુષો

દ્રવ્યનું મૂલ્ય સમજતાં નથી તેઓ ખરેખરાં હેવાન છે.” એવો તેમના કથનનો આશય હતો. તેમણે તો આનાથી વિશેષ વિવેચન કર્યું હતું, પરંતુ હું તેનું અધિક વર્ણન કરવા ઇચ્છતો નથી. કારણ કે તેમ કરવાથી મદનમોહનના મનમાં એક પ્રકારનો અસહ્ય આઘાત થવાની સંભાવના રહે છે.”

મદનમોહને હસીને કહ્યું:—“ના, મારા હૃદયપર કોઈ પણ પ્રકારનો આઘાત થઇ શકે તેમ નથીજ. કારણ કે, જ્યારે તેઓ પિતાના પવિત્ર ધર્મથી ભ્રષ્ટ થઇને લક્ષ્મી લંપટ બની ગયા છે, પુત્રી પ્રતિ જે વાત્સલ્ય દર્શાવવું જોઇએ તેની મર્યાદાને અતિક્રમ કરીને તેઓ પાપના પયોધિમાં ડૂબી ગયા છે, ત્યારે પછી મારે પણ તેમના પ્રતિ પ્રેમ અને વાત્સલ્ય શામાટે દર્શાવવાં ? જેમણે લક્ષ્મીની લાલચની મારૂં ખૂન કરવાની પેરવી કરી હતી, મારી માતાની અત્યંત દુર્દશા કરી હતી, તેમને હું પૂજ્ય દૃષ્ટિથી જોઇ પણ શી રીતે શકું ? જેના હૃદયમાં પુત્રીના કલ્યાણ કિંવા હિતાહિતની કલ્પના પણ નથી. મનુષ્યના હૃદયમાં જે પ્રેમ અને સહાનુભૂતિ હોવી જોઇએ તેનો અંશમાત્ર પણ નથી, તેમના પ્રતિ સદ્ભાવના પણ શી રીતે રાખી શકાય ! લક્ષ્મી એ મહા માયાવિની વસ્તુ છે, અને એનાયોગે અનેક મનુષ્યો લોભાંધ, કામાંધ અને કુકર્મી બની જાય છે. અત્યારે મારા પિતાશ્રીના હૃદયમાં લોભરૂપ શયતાને પોતાની એવી તો પ્રબળ સત્તા પ્રસારી છે કે તેઓ પોતાની વિચારશક્તિ અને જ્ઞાનશક્તિનો લોપ કરી બેઠા છે ! હાય ! હું નથી સમજી શકતી કે મનુષ્ય એવી એક તુચ્છ અને નશ્વર વસ્તુમાં મુગ્ધ બની પોતાની કર્તવ્યથી પણ શામાટે ભ્રષ્ટ થાય છે ? જે વસ્તુ ઘડી ઘડીમાં મનુષ્યને ઉન્નતિના શૃંગપરથી અધોગતિના કૂપમાં ફેંકી દે છે, તેવી વસ્તુમાં મનુષ્ય કર્મભ્રષ્ટ બનીને પોતાની આસક્તિને એટલી બધી શામાટે વધારી દે છે, જેના યોગે તેઓ પોતાનો સંતાનો પ્રતિના વાત્સલ્યને વિસરી જાય છે ! અહા ! શયતાનની સાક્ષાત પ્રતિમારૂપ લોભ ! તું

આ સોનાના સંસારમાં વજ્રના ભીષણ આઘાતો કરવાને શામાટે ઉપસ્થિત થયો છે ? દયા, માયા અને મમતાના આશ્રયભૂત ગણાતાં માનવોના હૃદયમાં સંચાર કરી તેમને કર્મકાંડ વિહીન અયસાસ શાથી બતાવી દે છે ? મારા પિતાના હૃદયમાં પણ તેં તારી કુટિલતાનો સંચાર કરી તેમને લોભાંધ શા કારણથી બનાવી દીધા છે ?"

"શાસ્ત્રકારોએ લોભી મનુષ્યને પશુ સમાન કહ્યો છે, એમાં અસત્યનો લેશ માત્ર પણ અંશ હોય એવી મારી માન્યતા નથી જ. લોભી જનને લક્ષ્મી એટલી બધી પ્રિય થઇ પડે છે કે, તેને માટે તેઓ ભયંકરમા ભયંકર અનર્થો મચાવવામાં પણ પાછી પાની કરતા નથી. પરંતુ ભૂપકિશોર, મને આશ્ચર્ય એ થાય છે કે, મારા પિતાએ આમ સહજમાં જ પ્રજાજનને દસહજાર રૂપિયા આપવાની ઉદારતા કેમ દર્શાવી ? તેઓ તો પ્રથમ પંક્તિના લોભી છે. લોભી જનોમાં તેમનું આસન પ્રથમ આવે તેમ છે અથવા તો જો સત્ય કહેવામાં આવે તો તેઓ લોભી સમાજમાં પ્રમુખનું સ્થાન પ્રાપ્ત કરી શકે તેમ છે ? આવી વસ્તુસ્થિતિ હોવા છતાં તેમણે જે દસહજાર રૂપિયા આપવાની ઉદારતા દર્શાવી છે, એમાં અવશ્ય કાંઇ ગંભીર રહસ્ય સમાયલું હોવું જોઇએ; નહિ તો સહજમાં તેઓ એક પાઇ પણ છોડે તેવા નથી. ચામડી તૂટે પણ દમડી ન તૂટે એવી જે કહેવત છે તે કહેવતના તેઓ પૂર્ણ પ્રતિપાદક છે."

પ્રજલાએ તરત જ પૂરાવામાં જણાવ્યું કે;—" હા. તમારૂં કહેવું તદ્દન સત્ય જ છે અને મને તેનો સંપૂર્ણ અનુભવ પણ મળી ગયો છે. મારા ધારવા મૂજબ હું જે સમયે રાજસભામાં ગયો, તે સમયે ત્યાં હરિદત્ત પણ હાજર હતો અને તેણે જ આ દસ હજાર રૂપિયા આપવાની કબૂલાત આપી છે. રાજા ગિરિવરસિંહ તે રૂપિયા હરિદત્ત પાસેથી જ વસુલ કરવાના છે, એવું મારા સાંભળવામાં પણ આવી ચુક્યું છે. તેઓ કાંઇ કાચા નથી કે સહજમાં દસ હજાર રૂપિયા જેવડી

મોટી રકમ કોઇ પણ પ્રકારના સંકોચ વગર આપી દેવાની ઉદારતા દર્શાવી દે.”

મદનમોહન અને વ્રજલાલની આ વાર્ત્તાઓ સાંભળીને બધા પેટ પકડીને હસી પડયાં અને તે સાથે તેમને બન્નેને ધન્યવાદ આપવા લાગ્યા. ત્યાર પછી કેદારનાથે કહ્યું:—“બહુ સારૂં થયું, રાજા ગિરિવરસિંહ તથા તેનો મંત્રી હરિદત્ત એને જ લાયક છે. ‘પૂરી એક અંધેરીને ગંડુ રાજા, ટકે શેર ભાજી ને ટકે શેર ખાજા.’ તથા ‘હબૂચંદ્ર રાજા અને ગબૂચંદ્ર મંત્રી, એ વિશે જે એક કથા કહેવામાં આવે છે તેવો જ હિસાબ ગિરિવરસિંહ અને હરિદત્તને માટે પણ બન્યો છે. ‘લોભી ગુરુ અને લાલચુ ચેલા દોનો નરકમેં ઠેલંઠેલા’ એવો જ ઘાટ તેમને માટે પણ બન્યો છે. ગિરિવરસિંહ પહેલા નંબરનો લોભી છે તો તેનો મંત્રી તેને પણ મારવાડના રણમાં મૂકી આવી તેના રાજ્યને હજમ કરી જવાના વિચારો કરનારો એક મહા લાલચુ છે. તાલ તો ઠીક જામ્યો છે. લોભી અને મૂર્ખના સંયોગથી અલ્પ અવધિમાં જ. શિવપુરીના મજબૂત રાજ્યની ઇમારત જમીનદોસ્ત થશે અને તેમને તેમની કરણીનાં ફળ પણ મળી રહેશે.”

ત્યાર પછી તેણે વ્રજલાલને ઉદ્દેશીને પુછ્યું કે:—“પછી તમે તે રૂપિયા ખજાનચી પાસેથી લઇ આવ્યા કે ત્યાંના ત્યાં જ મૂકીને ચાલ્યા આવ્યા વારૂ?”

વ્રજલાલે પ્રત્યુત્તરમાં વિસ્તાર પૂર્વક કહેવા માંડયું કે:—“મૂકીને શા માટે ચાલ્યા આવીએ? જે સમયે ભગવાનદાસ સહુને લઇને ગયા તે સમયે મધ્યરાત્રિ વીતી ગઇ હતી અને હું પ્રથમથી જ ત્યાં હાજર હતો, એથી તેની પાસેથી રુક્કો લઇને હું સીધો ખજાનચી પાસે જઇ પહોંચ્યો. તે સમયે તે પોતાના મકાનમાં અતિ આનંદપૂર્વક નિદ્રા લઇ રહ્યો હતો. મેં ત્યાં જઇ ખૂબ હલ્લો મચાવ્યો અને ખજાનચીનાં માણસોને ડરાવી ધમકાવીને જબરદસ્તીથી ખજાન-

અમને ઊંઘમાંથી ઉઠાડી મંગાવ્યો, તે આંખો ચોળતો, બગાસાં ખાતો તથા પગમાં પહેરેલી ખડાઉં-પાવડીઓ ખખડાવતો ખખડાવતો બહાર આવ્યો અને મારી પાસેનો કાગળ જોઇને બોલ્યો કે;—"આટલી રાત્રે શો કાગળ લાવ્યા છો વારૂ ?"

મેં તરત જ તેને પેલો રુક્કો આપ્યો. જે વાંચીને તે બોલ્યો કેઃ—"ભાઇ, સવારે પૈસા લઈ જજો. અત્યારે રાત્રે ખજાનો ખોલવાની તકલીફ કોણ ઊઠાવે ?"

મેં જવાબ આપ્યોઃ—"મને તો હમણાં ને હમણાં જ પૈસાની જરૂર છે. હું બહાર જવા માટે તૈયાર થઈ ચૂક્યો છું, ફક્ત ખજાનામાંથી પૈસા મળી જાય એટલી જ વાટ જોતો બેઠો છું. જો આપ સવારે આપવાનું કહો છો તો તે જવાબ એક કાગળ પર લખી આપો, એટલે હું રાજાજી પાસે જઇને બતાવીશ. ભાઇ! નોકરી કરવી અને તકલીફ ન વેઠવી એ બેય વાતોને કદાપિ બનતું હશે ખરૂં કે વારૂ ?" આ સાંભળીને તે ચૂપચાપ અંદર ચાલ્યો ગયો અને કપડાં પહેરી મને સાથે લઈ ખજાનામાં આવ્યો અને તરત જ દસ હજાર રૂપિયા ગણી આપ્યા. હું એક મજૂરને લઇને જ ગયો હતો, તેથી થોડાક રૂપિયા તેની પાસે ઉપડાવ્યા અને બાકીના રૂપિયા હું ઉપાડીને તરત જ પેલા મજૂર સાથે ત્યાંથી ચાલતો થયો.

કેદારનાથે પૂછ્યું:—"ત્યાર પછી તમે રાજાને દગો શી રીતે દીધો ?"

વ્રજલાલ બોલ્યોઃ—"તેની લોભિષ્ટતાનો વૃત્તાંત સાંભળીને અમને એવી ઇચ્છા થઈ આવી કે, કોઈ પણ પ્રકારે તેની પાસેથી જેટલું મળી શકે તેટલું દ્રવ્ય વસુલ કરવું જોઇએ. ખરી રીતે તો અમને આ એક જાતની મશ્કરી જ સૂઝી હતી. પરંતુ તેનો બદલો મળી ગયો કે આજે આખી રાત અમારે કેદી બનીને આમ તેમ રખડવું પડ્યું."

ભગવાનદાસે કહ્યું:—" આવું હડહડતું જૂઠું શા માટે બોલો છો ? આપણે કેદી વળી ક્યારે થવું પડયું ? શું હાથમાં કાંઇ હાથકડી પડી હતી કે કેદીનું નામ ઝટલઇને આપી દો છો. "

કેદારનાથ બોલ્યો:—" હશે, હવે એને આગળ કહેવા દો."

વ્રજલાલે પુનઃ પોતાનો વૃત્તાંત કહેવા માંડયો કે:—" અમે બન્ને જ્યારે અહીંથી શિવપૂરી ગયા ત્યારે અમારા ઘોડાને એક વાણિયાની દૂકાન પર બાંધી બધો સોદો ખરીદીને તે દૂકાનપર મૂકી દીધો અને અહીં આવવાનો ઇરાદો કરી રહ્યા હતા એવામાં કેટલાક પોલિસના સિપાહીઓ અમારી પાસે આવી પહોંચ્યા અને અમને બન્નેને ચારે તરફથી ઘેરીને બોલ્યા કે:—" તમે લોકો કોણ છો ? કયાંના વતની છો અને આ શહેરમાં કયારે આવ્યા છો ? "

મેં જવાબ આપ્યો કે.—" તમે અમને કેવા ધારો છો ? શું તમને સઝતું નથી કે અમે બન્ને મુસાફિર છીએ ! અને આ શહેરમાં જોઇતો સરસામાન ખરીદવા માટે આવ્યા છીએ. "

આ વાતથી તેઓ સળગી ઊઠયા અને અમને બન્નેને પકડવા તથા દોરડાંથી બાંધવા માટેના વિચારો કરવા લાગ્યા. એ જોઇને મેં કહ્યું કે;—" જો તમે અમારા શરીરનો સ્પર્શ કરશો તો હમણાં અને આ ઘડી એ જ તમારામાંના બે ચારનો ઘાણ કાઢી નાખીશ. ખતમ કરી નાખીશ. અમે લોકો કાંઈ તમારાથી દબાઇ જઇએ તેવા કાયર અને બાયલા નથી. જો સીધી રીતે વાત કરશો તો તમે જેમ કહેશો તેમ કરવાને તૈયાર થઈ જઇશું, પરંતુ અમારી સાથે જરા પણ અસભ્ય વર્તન ચલાવશો તો અમે પણ તમને સ્હામો તેવોજ જવાબ આપીશું. " આવા પ્રકારની બે ચાર વાતોથી અમે તેમને દબાવી દીધા છેવટે તેમણે કહ્યું;—" તમે લોકો કોટવાળ પાસે થાણામાં ચાલો. " અમે બન્ને થાણામાં જવાને તૈયાર થઈ ગયા અને તેમની સાથે થાણામાં ગયા. આ સમયે અમારા ઘોડા પણ અમારી સાથેજ હતા.

અમને પકડી જનાર સિપાહીઓએ કોટવાલને કહ્યું કે;—" દોઢ

વાલ સાહેબ, આ બન્ને પરદેશી જનોપર અમને પૂરતો શક આવે છે. કારણ કે, તેમની રીતભાત તથા બોલવા ચાલવાની પદ્ધતિ અજબ પ્રકારની છે તેમજ તેઓ અહીંના નિવાસી હોય તેમ પણ જણાતું નથી."

આ સાંભળીને અમે કોટવાલને કહ્યું:–" સાહેબ ! આ સિપાહીઓ અમારા પર વ્યર્થ આક્ષેપ મૂકે છે. અમારૂં કોઇ પણ આચરણ એવા પ્રકારનું નથી કે જેના યોગે કોઈની પણ કશી હાનિ થવાની સંભાવના રાખી શકાય, અમે બન્ને મુસાફરો છીએ અને અત્યારે બળભદ્રપૂર તરફ જઇ રહ્યા હતા. અહીં આવતાં રાત્રિ થઇ ગઇ એટલે આરામ લેવાના ઈરાદાથી લોટ દાળ ખરીદવા લાગ્યા. અમે હજી તો મોદીની દૂકાનપરથી જોઇતો સરસામાન લેતા હતા, એ દરમ્યાન આ સિપાહીઓએ આવીને અમને બન્નેને ખૂબ ધમકાવ્યા, અમારાપર ગાળોની પણ અચ્છી રીતે વૃષ્ટિ કરી, અરે અમને તેઓ બે ચાર તમાચા ચોડી દેતાં પણ ન ભૂલ્યા અને છેવટે તેમણે અમારાપર એટલી બધી નિષ્ઠુરતા ગુજારી કે અમે નિર્દોષ અને નિરપરાધી હોવા છતાં તેઓ અમને બંધનયુક્ત કરીને આપની પાસે પણ લઇ આવ્યા. સાહેબ ! આ બધો અમારાપર ચોકખો જુલ્મ ગુજારાયો છે, આપના પવિત્ર ઈન્સાફને આ લોકોએ વિના કારણ કલંકિત બનાવવાનો પ્રયાસ કર્યો છે."

પરંતુ કઠોર હૃદયના કોટવાલે અમારી એક પણ વાર્ત્તા ન સાંભળતાં તરત જ અમને કાંઇ પણ પૂછ્યા કારવ્યા વિના મંત્રી હરિદત્ત પાસે લઇ જવાની પેલા સિપાહીઓને આજ્ઞા આપીને કહ્યું કે;—" આ બન્ને બદમાશોને મંત્રી હરિદત્તજી પાસે લઇ જાઓ."

કોટવાલની આજ્ઞા થતાં જ પેલા સિપાહીઓમાંનો જે એક અતિ નિષ્ઠુર અથવા નિર્દય સિપાહી હતો, તે તેને સંબોધીને બોલી ઉઠયો કે;–" પ્રભુ ! આ લોકો બડા બદમાશ હોય, તેજ જણાય છે. માટે એમના હાથમાં હાથકડી નાખવાની અત્યંત આવશ્યકતા છે. કારણ કે, જો તેઓ છૂટા રહે તો કદાચિત્ કાંઇક હલ્લો મચાવી મૂકે એવી સંભા-

વના રહે છે. એમની રીતભાત એવી ખરાબ છે કે એઓ એક સિપાહીનું ખૂન કરી બેસે તો તેમાં પણ કાંઇ નવાઇ જેવું નથી.”

આવા એક તુચ્છ સિપાહીના મુખમાંથી આટલી સીમા પર્યન્તની ધૃષ્ટતા જોઈને અમને બન્નેને એકદમ ક્રોધ ચઢી આવ્યો. આંખો લાલ થઇ ગઈ, શરીર ક્રોધના યોગે થરથર કંપવા લાગ્યું. અમને એવી ઇચ્છા થઇ આવી કે, તે સિપાહીને પરલોકમાં પ્રયાણ કરાવી દઇએ પરંતુ પુનઃ અવસરનો વિચાર કરીને અમે તેની સમક્ષ એક પણ અપ શબ્દનો ઉચ્ચાર કરવાનું ઉચિત ધાર્યું નહિ. ત્યાર પછી કોટવાલને ઉદ્દેશીને ભગવાનદાસે કહ્યું કઃ—“ કોટવાલ સાહેબ! આ તમારો ભયંકર અન્યાય થાય છે. અમને વિના કારણ શા માટે બંદિવાન બનાવવામાં આવે છે તથા અમારા હાથમાં હાથકડી નાખીને અમારો ગુન્હો સાબીત થયાં પહેલાં અમને અપરાધી તરીકે શા માટે બહાર કાઢવામાં આવે છે, એ મારાથી કોઇપણ રીતે સમજી શકાતું નથી. અમારો એવો તે શો ભયંકર અપરાધ છે કે જેના યોગે અમને આવી કઠિન સજાથી પીડિત કરવાની કોશિશ કરી રહ્યા છો? શું તમારા રાજ્યમાં ઇન્સાફની આવીજ કીમત અંકાય છે? એક અપરિચિત પ્રવાસીપર વિના સંકોચે આટલો બધો અત્યાચાર ગુજારાય છે? કોટવાલ, આથી ઇશ્વર તમારાપર કદાપિ પ્રસન્ન થવાનો નથી. આ કળિયુગ નથી, હજી તેની સત્તાનો બિલકુલ વિસ્તાર પણ થઇ શક્યો નથી. આતો કર્મયુગ છે, જે ન્યાયનાં કર્મો કરે છે, તેમને તેવાં સારાં ફળો મળે છે અને અન્યાય કરનારને તેવાંજ નઠારાં ફળો મળે છે. માટે હજી પણ હું આપને કાલાવાલા કરીને કહું છું કે, અમારા હાથમાં હાથકડી નાખતાં પહેલા અમારો ઇન્સાફ કરો. અમારા અપરાધને સાબીત કરો. અમારા નિર્દોષોપર આવો ભયંકર જુલ્મ ન ગુજારો,”

આ સાંભળીને કોટવાલ અમારા બન્નેના મુખનું અવલોકન કર્યા પછી થોડીવારે પેલા સિપાહીઓને ઉદ્દેશીને બોલ્યો કેઃ—“ સિપાહીઓ! એમના હાથમાં હાથકડી નાખવાની કશી જરૂર નથી. આ લોકો ન્હાસી

જાય તેવા લુચ્ચા અને ઠગારા જણાતા નથી. તમે ચાર સૈનિકો એમને એમના અશ્વોસહિત મંત્રીજીના મકાનપર લઇ જાઓ. અને તેમને મેં મોકલ્યા છે એવો સંદેશો આપો."

કોટવાલની આજ્ઞા થયા પછી ચાર સૈનિકો અમને બન્નેને ચારે તરફથી ઘેરી લઇને મંત્રી હરિદત્તના મકાનપર લઈ ગયા. ત્યાં જતાં અમને સર્વને માલૂમ થયું કે,-મંત્રીજી પોતાના મકાનપર હાજર નથી. એ કારણથી અમારે સર્વને ત્યાંજ બેસવું પડયું. બે અઢી પ્રહર રાત્રિ વીતી ગઇ. પરંતુ હરિદત્ત ઘેર આવ્યો નહિ. લાચારીથી સિપાહી લોકો અમને પુનઃ કોટવાલના થાણાપર લઈ ચાલ્યા. અમે જોયું કે આતો મહા મુસ્કેલી આવી પડી છે ત્યારે અમારા મનમાં વિવિધ પ્રકારની ચિંતાઓ થવા લાગી. અમને આવી રીતે વિવશ થઇ ફરવું ઉચિત લાગ્યું નહિ. તે સમયે સડકોપર ભયંકર અંધકાર છવાઇ ગયો હતો. મેં ભગવાનદાસને ઇશારો કર્યો. તેણે તરત તે ઇશારાને સમજી લઇને તે સિપાહીઓમાંથી નાસી જવાની ચેષ્ટા કરવા માંડી. પરંતુ મેં તેમ કરવાનું સાહસ ન કર્યું. ભગવાનદાસની પાછળ ત્રણ સિપાહીઓ દોડયા, જ્યારે તેઓ દૂર નીકળી ગયા ત્યારે જે સિપાહી મારા અશ્વને ઝાલીને ઉભો હતો, તેની સાથે હું જબરદસ્તીથી કમર કસી લડવા લાગ્યો અને કેટલીકવાર પછી તેને પછાડીને મેં તેને એટલો બધો માર માર્યો કે, જેના યોગે તે અધમુઓ થઇ ગયો. તેનામાં ઊઠવાની પણ શક્તિ ન રહી. ત્યારે હું એક ઘોડાપર સ્વાર થઇ બીજા અશ્વની લગામ પકડી તેને દોડાવતો દોડાવતો શહેરમાંથી બહાર નીકળી આવ્યો ત્યાં ભગવાનદાસ સાથે મારી મુલાકાત થઇ ગઈ. હવે તે દરમ્યાન તેની શી દશા થઈ હતી એ જાણવાની જો આપના મનમાં ઉત્કંઠા હોય તો એને પૂછી જૂઓ. કારણ કે, તેનાથી હું પોતે પણ હજી સુધી સર્વથા અજ્ઞાત જ છું. માર્ગમાં પણ અમને અમારા આત્મસંરક્ષણના ભયથી તે વાર્તા કહેવા કે સાંભળવાનો પ્રસંગ મળ્યો નહોતો."

અઢારમો પરિચ્છેદ

# ભેદી ભગવાનદાસની ભેદી કથા !

—❧❧❧❧❧—

તારૂં ખેતર હરણાં ખાયરે જંજાળી જીવડા;
તારૂં જીવતર એળે જાયરે જંજાળી જીવડા.
દશ ઇન્દ્રિય હરણી ગણી કાયા ખેતર રૂપ;
પાણી કડવું પીંકતે પૂરે પાપનો મોહનો કૂપ.
કર્મબીજ કોહાવતું નથી મોહ કૂપનું નીર.
હરણ છોડવા ચરી જતાં જીવ જાળવ દેહનું હીર.

**કવિ પ્રભુલાલ**

હવે ભગવાનદાસે પોતાનો આત્મવૃત્તાંત કહેવાનો પ્રારંભ કરીને કહેવા માંડયું કે;–" જ્યારે હું ત્યાંથી નાઠો, ત્યારે ત્રણ સિપાહીઓએ મારો પીછો પકડયો, પરંતુ એમાંનો એક તો તરતજ કોણ જાણે કયાં રહી ગયો. બાકીના બે સિપાહીઓ દૂર સુધી મારી પાછળ પાછળ દોડયા આવ્યા. હું દોડતો જતો હતો અને પાછું વાળીને મારી પાછળ દોડેલા સિપાહીઓને પણ જોતો જતો હતો. થોડી વારમાં મને મારી પાછળ આવતો ફક્ત એકજ સિપાહી દેખાયો. ત્યારે હું ઉભો રહી ગયો અને તેને કહેવા લાગ્યો કે;–" કમઅક્કલ હેવાન ! જો તને તારા જીવના દરકાર હોય તો ત્યાંજ ઉભો રહે, હાથે કરીને તું મરણના મુખમાં પડવા શા માટે આવે છે? તું એટલું તો અવશ્ય યાદ રાખજે કે, જો મારા સપાટામાં તારૂં આ ક્ષુદ્ર શરીર સપડાઇ જશે તો અવશ્ય તેના ચૂરેચૂરા અથવા તો છૂંદેછૂંદા થયા વિના રહેશે નહિ. "

હજી મેં આટલુંજ કહ્યું હતું એવામાં તો તે મારી પાસે આવી પહોંચ્યો અને પોતાના બન્ને બાહુ ફેલાવીને મને પકડવાની કોશિશ કરવા લાગ્યો. મેં પેંતરો બદલીને એક એવો તો બળપૂર્વક ઠોંસો તેના ગાલપર લગાવી દીધો કે જેથી તે ત્રણ વાર જેટલે દૂર જઇને ઉભો

રહ્યો. તે એકદમ ચીડાઇ ગયો અને ગાલપર હાથ ફેરવતો ફેરવતો મારા સ્હામો ઘુરકવા લાગ્યો. મેં તેને ઉદ્દેશીને કહ્યું કે;–"હજી પણ કહું છું કે; અહીંથી એકદમ ન્હાસી જા. જો તારો જીવ વ્હાલો હોય તો સત્વર અગિયારાં ગણીજા અને તારા વડવાના વડવાને પણ તારી સહાયતા માટે બોલાવી લાવ. મને તેમનો કોઇ પણ બિલ્કુલ ભય નથી."

તે કાંઇપણ બોલ્યો નહિ, પરંતુ પુનઃ તે પોતાના શરીરને સંભાળીને મારી પાસે આવ્યો. મેં ફરીવાર એક થપ્પડ ચોડી દીધી. આ પ્રમાણે બે ચારવાર મેં તેને લપડાકો ચોડી દીધી. હું એવા બળપૂર્વક ઠોંસા તથા થપ્પડો લગાવતો હતો કે, જેથી તે બિચારો બહુ જ અકળાઇ જતો હતો આ સિપાહી બીજો કોઇ નહિ, પરંતુ જેણે કોટવાલને અમારા હાથમાં હાથકડીઓ નાખવાની ભલામણ કરી હતી, તેજ પાપાત્મા હતો. આથી મને તેનાપર બહુજ ગુસ્સો ચઢી આવ્યો હતો અને હું તેને ખૂબ માર મારવા માંડયો હતો. છેવટે તેણે પોતાનું કાંઇપણ વળી શકે તેમ નથી, એમ ધાર્યું ત્યારે તે બિચારો ત્યાંથી લાચારીથી કાંઇપણ બોલ્યા કાર્વ્યા વિના નવ બે અગિયારાં ગણી ગયો. ત્યાર પછી હું એટલે દૂર સુધી નાઠો કે, જ્યાં તે લોકોના આવવાની સંભાવનાજ નહોતી. એવામાં વ્રજલાલ પણ મને ત્યાંજ મળી ગયા. નહિ તો મારે તેમની તપાસ માટે પુનઃ શિવપૂરીમાં પાછા જવું પડત."

કેદારનાથ વચ્ચમાં જ બોલ્યો કે;—"ત્યારે આ બધો સરસામાન તમે શા રીતે લઇ આવ્યા વારૂ? એને તમે વાણિયાની દૂકાનપર મૂકી આવ્યા હતા, તો પછી શું પાછા તમે શહેરમાં જઇને આ બધો સામાન લઈ આવ્યા?"

ભગવાનદાસે જવાબ આપ્યો:—"સાંભળો, અમે લોકો જ્યારે શહેરમાંથી બહાર આવી ગયા, ત્યારે મેં બન્ને અશ્વો વ્રજલાલને સોંપી દીધા અને કહ્યું કે, જ્યાં સુધી હું સામાન લઇને પાછો ન આવું, ત્યાં સુધી તમે અહીંજ મારી વાટ જોતા ઉભા રહેજો. અહીંથી એક ડગલું પણ આગળ ભરશો નહિ." હું જ્યારે તેમની સાથે આ પ્રમાણે વાત-

ચીત કરી રહ્યો હતો, ત્યારે સ્હવાર થવા આવ્યું હતું. એથી મેં ફકીરનો પોશાક ધારણ કરી લીધો અને ત્યાર પછી ગલિયોમાં છૂપાતો છૂપાતો પેલા વણિકની દૂકાનપર હું જઇ પહોંચ્યો. જ્યારે કોઇ પણ મનુષ્ય મારી સ્હામે આવતું, ત્યારે હું ફકીરની પેઠે યા અલ્લાહ બિસ્મિલ્લાહના પોકારો કરતો જતો હતો. વાણિયાની દૂકાન બંધ હતી એટલે મેં અવાજ કરી તે ઉઘડાવી. તેણે મારો અવાજ સાંભળીને તરત જ દૂકાન ઉઘાડી અને મને ફકીરી વેશમાં જોઇને તે અજાયબી પ્રકટ કરવા લાગ્યો. મેં સંક્ષેપમાં મારો વૃત્તાંત તેને કહી સંભળાવ્યો અને પછી સામાન લઇને ફકીરોના જેવી પોટલીઓ બાંધી બગલમાં દબાવી દઇને જેવી રીતે આવ્યો હતો તેવીજ રીતે શહેરમાંથી બહાર નીકળી ગયો અને પુનઃ વ્રજલાલને મળીને હવે અહીં આવી પહોંચ્યો."

કેદારનાથે કહ્યું:—"ખયર, તમે જે કાંઈ કર્યું છે, તે સારૂં જ કર્યું છે. પરંતુ હવે આપણને શિવપૂરીમાંથી સોદા લાવવાનું મુસ્કેલ થઈ પડશે. કારણ કે, જો તે લોકો આપણને ઓળખી જશે તો મહા વિપદ આવી પડશે અને તેમના હાથમાંથી છૂટવાં પણ મહા ત્રાસ ઉપસ્થિત થશે."

વ્રજલાલ કાંઇક વિચાર કરીને બોલ્યો કે;—"તેને માટે ચિંતા કરવાનું કશું કારણ નથી. કારણ કે, હું ગમે તે રીતે તે લોકોની આંખમાં ધૂળ નાખીને પણ આપણને જોઇતો સર સામાન લઇ આવીશ. પરંતુ આ અશ્વોને હવે શિવપૂરીમાં લઈ જવા એ કોઈ પણ પ્રકારે ઉચિત નથી કારણ કે, તેને કોટવાલ તથા બીજા કેટલાક સિપાહીઓ પણ ઓળખી ગયા છે."

કેદારનાથે કહ્યું:—"વારૂ, હવે તમે લોકો એ વિષયના વિવેચનનો પરિત્યાગ કરીને રસોઇ કરવાનો પ્રબંધ કરો કે જેથી અતિથિઓને સત્વર જમાડી શકાય."

વ્રજલાલ અને ભગવાનદાસ પોતપોતાના ધંધામાં લાગી ગયા. રૂપકિશોરે કેદારનાથને કહ્યું કે;—"આજે મધ્યાન્હ સમયે મારો વિચાર

રામનગર ભણી જવાનો છે, કારણ કે, જ્યાં સુધી મને મારા પ્રિયબંધુ મહેન્દ્રકુમારનાં દર્શન નહિ થાય, ત્યાં સુધી મને લેશ માત્ર પણ શાંતિ મળી શકશે નહિ. તે સાથે મને બિલ્કુલ એમ પડશે નહિ."

કેદારનાથે કહ્યું:—"બહુ સારૂં. ભોજન કરીને તમે અહીંથી આનંદપૂર્વક રવાના થજો. હુ તમને શિવપૂરી ઘાટ સુધી વળાવવા પણ આવીશ."

ભૂપકિશોરે કહ્યું:—"તેમ કરવાની શી જરૂર છે? તમે અહીંજ રહેજો. કારણ કે તમારા વિના આ લોકોની રક્ષા બીજું કોઇ પણ કરી શકશે નહિ. તેમજ અત્યારનો સમય પણ બહુ ભયંકર છે. હરિદત્તના ગુપ્તચરો સ્થળે સ્થળે ભટકયા કરે છે. તેઓ કઈ ઘડીએ આપણી બાતમી મેળવી લેશે એનો કશો નિશ્ચય જ નથી. તમારા વિના બીજા કોઈથી મારાં માણસોની રક્ષા પણ થઈ શકશે નહિ. કારણ કે તમે એક મહા બુદ્ધિમાન અને દૂર દર્શી પુરુષ છો. વળી—"

કેદારનાથે કહ્યું—"એને માટે તમે નિશ્ચિંત રહો. મારા બન્ને નોકરો હાજર છે. જેમાંના એક જ એમના બંદોબસ્ત માટે બસ છે, વળી અહીં બીજી કાંઇ પણ જાતનો ભય રાખવાનું કશું કારણ જ નથી. આ સ્થળ એવું તો દુર્ગમ છે કે, કોઈનાથી સહજમાં તેની બાતમી મેળવાય તેમ નથી."

આ પ્રમાણે વાતચીત કરતાં કરતાં લગભગ બે એક પ્રહર વીતી ગયા. સહુએ સાથે બેસીને ભોજન કર્યું. ત્યાર પછી ભૂપકિશોરે એક સોદાગરનો વેશ ધારણ કર્યો અને તેને પોતાની સાથે જે જરૂરી સામાન લેવા હતો તેની એક નાની ગાંસડી બાંધી પોતાની પીઠપર કસી બાંધી લીધી તથા બે સુંદર અશ્વો તૈયાર કરાવી એક અશ્વપર તે પોતે બેઠો તથા બીજા અશ્વપર કેદારનાથ સ્વાર થઇ ગયો. તેણે પોતાના વેશનું લેશ માત્ર પણ પરિવર્ત્તન ન કર્યું. ફક્ત એક ચાદર ઓઢી લીધી કે જેથી તેનું શરીર ઉઘાડું ન રહે.

જ્યારે તેઓ ઘાટ પાસે આવ્યા ત્યારે ભૂપકિશોરને બે ચાર ભલા-

મણુની વાતો કહીને કેદારનાથે પુનઃ પોતાના સ્થાનપ્રતિ પ્રત્યાગમન કર્યું અને ભૂપકિશોર ઘાટપરજ સ્થિરતાથી ઉભો રહ્યો. સંધ્યા સમય થઇ જવા આવ્યો હતો; ખારવાઓ એ વખતે પોતાની નૌકા હંકારીને ક્યાંય પણ જવાને રાજી નહોતા. પરંતુ ભૂપકિશોરે ઝાઝું ભાડું આપીને તેમને રાજી કર્યા તથા એક નાવપર પોતાના ઘોડાને ચઢાવીને તે પોતે પણ બેસી ગયો. થોડી વારમાં નાવ કિનારાપરથી છૂટી ગયું. લગભગ દોઢ પ્રહર રાત્રિ વીત્યે એ રામનગર ઘાટ પાસે પહોંચ્યાં. દૂરથી તે ઘાટપર પુષ્કળ રોશની પડતી જણાવા લાગી તથા કેટલાક પોલિસના સિપાહીઓ પણ એકઠા થયેલા જણાયા. ભૂપકિશોરે પોતે જે નૌકામાં બેઠો હતો, તેના નાવિકને ઉદ્દેશીને પૂછ્યું કે;–" આ બધી ભીડ શા માટે એકઠી થઇ છે વારૂ ? "

એક નાવિકે તેના પ્રત્યુત્તરમાં જણાવ્યું કે;–" ગઇ કાલથી મહારાણીનો સખ્ત હુકમ થઇ ગયો છે કે ઘાટપર પોલિસનો પહેરો રહે તથા બહારથી કોઇ પણ મુસાફિર રામનગર આવે અથવા તો રામનગરથી કોઇ પણ મુસાફિર બહારગામ જાય, ત્યારે તે પહેરાવાળા પોલિસોએ તેમની બરાબર તપાસ કરવી અને ત્યાર પછી જ મુસાફિરને કોઇ પણ સ્થળે આવજાવ કરવા દેવી. આમ કરતાં જો કોઇ પણ મુસાફિરગીર પોલિસને શક આવે કે એ કોઇ બહુરૂપી અથવા તો ઠગારો મનુષ્ય છે અને પોશાક તથા ચહેરો બદલીને આવ્યો છે તો તેમને તરતજ ગિરફ્તાર કરીને શ્રીમતી મહારાણી સાવિત્રીદેવી પાસે મોકલી આપવો. એ આજ્ઞાનું જે કોઇ મુસાફિર અથવા તો ખુદ પોલિસ પણ ઉલ્લંઘન કરે તો તેને માટે મહારાણીશ્રીએ મરણની સજાજ મુકરર કરી છે. આ બાબતમાં હજી ગઇ કાલેજ એકાદ બે માણસો માર્યા ગયાં છે. આથી પોલિસ બહુજ ચંચળ બની ગઇ છે અને મુસાફિરોને પણ ઘણીજ હાડમારી ભોગવવી પડે છે. "

ભૂપકિશોરે આતુરતાથી પૂછ્યું;—" એવી આજ્ઞા ફરમાવવાનો મહા-

રાણીનો ઉદ્દેશ શો છે. તે વિષયમાં તમને કોઇપણ જાતની જાણવા જોગ માહિતી મળી શકી છે ખરી કે ?"

તેજ નાવિકે પ્રત્યુત્તર આપ્યું:-" ના, અમને એવી કંઇપણ માહિતી મળી શકી નથી. અમે તો અમારા જાણવામાં જે કાંઇ આવ્યું હતું, તે તમને જણાવી દીધું છે, એનાથી વધારે અમે બીજી કશી પણ બીના જાણતા જ નથી અને જાણવાનો પ્રસંગ પણ મળ્યો નથી."

ભૂપકિશોર પોતાના મનમાં સમજી ગયો કે, મદનરંજનીના ગુમ થવાથી જ રાણી સાવિત્રીએ આવો હુકમ ફરમાવી દીધો છે કે જેથી કોઇ પણ જાસૂસ મુસાફિરના વેશમાં રામનગરમાં આવી શકે નહિ. આ પ્રમાણે વિચાર કરીને ભૂપકિશોરે નાવિકને પૂછ્યું:-" શું એ પોલિસ વાળાઓ આખી રાત અહીંજ રહે છે ?"

નાવિકે જવાબ આપ્યો:-" ના, તેઓ અર્ધી રાત્રે અહીંથી ચાલ્યા જાય છે."

ભૂપકિશોરે પુનઃ કાંઇક નવી બાતમી મેળવવાના ઉદ્દેશથી પૂછ્યું કે;-" વારૂ, ત્યારે તમે તમારા આ નાવને અહીંજ રોકી લ્યો. મધ્યરાત્રિ વીત્યા પછી કિનારાભણી નાવને હંકારજો. હમણાં ઘાટપર જશો નહિ. કારણ કે, હું એક સોદાગર છું અને પહેલીવારજ રામનગર આવ્યો છું. તેથી કદાચ એ લોકો મને પણ કોઇની ભૂલવણીમાં પકડી લેશે તો હું વળી નવી આફતમાં આવી પડીશ. મારો ધંધો રોજગાર અદ્ધર રહી જશે અને મારાપર મહા મુસ્કેલી આવી પડશે. એટલા માટે હમણાં આગળ ન જતાં આટલામાં જ ક્યાંક થોભી જાઓ. તમારા આ ઉપકારના બદલામાં હું તમને મ્હોંએ માગ્યું ઇનામ આપીશ, તમને ન્યાલ કરી નાખીશ"

નાવિકોએ કોઈ પણ પ્રકારનો વાંધો ઊઠાવ્યો નહિ. એથી તેમણે પોતાની નોકાને એક કિનારાપર રોકી લીધી. આ સ્થળે ક્યાંય ઉતરવાનો મોકો હતો જ નહિ, કારણ કે અમે પ્રથમ જેસી રીતે કહી આવ્યા છીએ તેવી રીતે 'કરનાલી નદીની એક તરફ તદ્દન પહાડોના પહાડો

આવેલાં હતા તથા જેનો ઢાળ નદી તરફ એવો આવેલો હતો કે પહાડપરથી જો એક પાંદડુ પણ પડે તો તે સીધું નદીમાં આવી પડે તેમ હતું. એટલા માટે સહુને નાવમાંજ બેસી રહેવું પડ્યું. આ સ્થળેથી રામનગર ઘાટ સ્પષ્ટ દેખાઇ આવતો હતો. કારણ કે ત્યાં પ્રકાશ પૂરતો પડતો હતો, પરંતુ આ લોકો અંધારામાં હતા આથી ઘાટવાળાઓ એમને જોઇ શકતા નહોતા. જ્યારે મધ્યનિશા વ્યતીત થઇ ગઇ અને પ્રકાશ બંદ પડી ગયો ત્યારે નાવિકાએ નૌકાને ઘાટપર લઇ જઇને ભૂપકિશોરને ઉતારી દીધા, ભૂપકિશોરે તેમને જે કાંઇ ભાડું આપવાનું ઠરાવ્યું હતું તેના કરતાં પંદર રૂપિયા વિશેષ આપીને રાજી કર્યા. ત્યાર પછી તે પોતાના અશ્વપર સ્વાર થઇ રામનગરની વસ્તીમાંથી સીધે સીધો એક જંગલમાં જઇ પહોંચ્યો અને ત્યાર પછી તે વિચારવા લાગ્યો કે,–"ઇશ્વરે મારાપર કૃપા કરી મને અહીં સુધી નિર્વિઘ્ન પહોંચાડ્યો છે, પરંતુ હવે મારે અહીં રાતવાસો ક્યાં કરવો? આ શહેરમાં મારૂં બીજું કોઇ પણ ઓળખીતું નથી કે જેને ત્યાં જઇને હું વિશ્રામ પણ કરી શકું." આ પ્રમાણે તેણે અનેક પ્રકારના વિચારો કરવા માંડ્યા વિચારમાંને વિચારમાં ઘણો સમય વીતી ગયો. અરે એટલે સુધી કે લગભગ સવાર થવા આવ્યું તો પણ તેને તેનું કશું ભાન નહતું. જ્યારે તેણે પોતાની વિચાર નિદ્રામાંથી જાગ્રત થઇને જોયું કે હવે છેક સવાર થઇ ગયું છે, ત્યારે તેણે પોતાની ગાંસડી છોડીને તેમાંથી ભગવાં કપડાં બહાર કાઢીને પરિધાન કર્યાં. હાથ, પગ તથા ચહેરાપર ખૂબ રાખ ચોળી લીધી સ્વાભાવિક રીતે પ્રથમથી જ તેના વાળ તો પુષ્કળ લાંબાજ હતા, તેની એક મોટી જટા બનાવી લેવામાં તેને કશો પણ પ્રત્યંતરાય નડ્યો નહિ. ત્યાર પછી તે હાથમાં માળા ધારણ કરી કપાળનાં ત્રિપુંડ્ર તાણી સાક્ષાત્ સાધુ મહાત્મા બની ગયો. તેનું આ રૂપ જોતા જાણે એવોજ ભ્રમ થઇ આવતો હતો કે, સાક્ષાત્ શચીદેવી મહાત્માનું રૂપ ધારણ કરી આ વિશ્વપર અવતીર્ણ થઇ છે."

તેનું સુંદર શરીર વિભૂતિમંડિત થઇને એવું શોભાસંપન્ન બની ગયું હતું કે, જેને જોતાંની સાથેજ સ્વાભાવિક રીતે અન્ય મનુષ્યનું મન તેના તરફ આકર્ષિત થયા વિના રહેતું નહોતું. તેના વિશાળ લલાટમાં જે ત્રિપુંડ્ર તાણેલું હતું, તે એવો ભાસ કરાવતું હતું કે જાણે અનંતાકાશમાં પૂર્ણિમાના ઇન્દુનો આવિર્ભાવ થયો હોયની! તેનાં વિશાળ અને આયત લોચનોના ઉપરી વિભાગપર વિભૂતિનો વિસ્તાર થવાથી જાણે બે ચળકતાં નક્ષત્રોનો ઉદ્દ્ભવ થયો હોયની, એવું સ્પષ્ટ જણાઇ આવતું હતું. બાહુ યુગલમાં રૂદ્રાક્ષમાળા ધારણ કરેલી હોવાથી જાણે સાક્ષાત્ રૂદ્ર ભગવાન્ વિશ્વપર પરમ પવિત્ર ઉપદેશનો પ્રચાર કરવાના ઉદ્દેશથી આવિર્ભૂત થયા હોયની એમ ભાસતું હતું. ગેરુઆ રંગનાં વસ્ત્રોથી તેનું કોમળ શરીર અત્યંત સુંદરતા અને નયનરંજકતાનો વિસ્તાર કરી રહ્યું હતું.

આ સર્વ કાર્યોમાંથી નિવૃત્તિ મેળવ્યા પછી ભૂપકિશોરે પોતાના અશ્વને એક પર્વતના ગુફામાં બાંધી દીધો અને ત્યાર પછી તે શહેર ભણી વિદાય થયો. એની એ સુંદર મનમોહિની મૂર્તિ પણ આકર્ષિત અને અવલોકનીય હતી! જો કે ભૂપકિશોરે પોતાના ચહેરાપર વિભૂતિ લગાવી હતી તથાપિ તેના સુંદર વદનનું અનુપમ તેજ લેશ માત્ર પણ ઝાંખું ન થતાં ઉલટું અધિક આકર્ષક અને મનોમુગ્ધકર બની ગયું હતું, ગેરુઆં વસ્ત્રો અત્યંત શોભાયમાન જણાતાં હતાં. મસ્તકપરની કાળી કુન્તલ જટા મહા ગર્વિષ્ટ મણિધરને પણ લજ્જાના યોગે અવનત કરી દે તેવી કૃષ્ણવર્ણ અને ચળકાટ મારતી હતી. બગલમાં મૃગચર્મ અને હાથમાં માળા લઇને તે મસ્તક નમાવી ધીમે ધીમે પોતાના ભાઇ (મહેન્દ્રકુમાર)ની તપાસમાં જઈ રહ્યો હતો. આ સમયે એક મધુર ગાન ગાતો ગાતો વસ્તીમાં પ્રવેશ કરતો હતો. તે જે મધુરૂં ભજન ગાતો હતો તે આ પ્રમાણેનું હતુંઃ—

" સન્તન મન ભરિયાં મળજોરે ! અન્તરને મન્દિર,
નિરન્તર અન્તરને મન્દિર;
નિરન્તર અન્તરને મન્દિર !
મોહ મેઘલી માંહિ શોચને બળબળતે બપ્પોર,
નિરન્તર બળબળતે બપ્પોર;
ઉજવળિયાં ચન્દનિયાં જેવાં,
મીઠાં મ્હેરા મણિયાં જન મળજોરે ! અન્તરને મન્દિર !
નિરન્તર અન્તરને મન્દિર !
આજકાલની અજબ ધુનમાં ઓર દોરને ખેલ,
નિરન્તર ઓરદોરને ખેલ,
નેહભર્યાં નન્દનિયાં જેવાં.
સાચાં સજ્જનિયાં આવી મળજોરે ! અન્તરને મન્દિર !
નિરન્તર અન્તરને મન્દિર;
માયાની કાયાની કપની પ્રકટે પ્રભુ અવતાર,
નિરન્તર પ્રકટે પ્રભુ અવતાર;
આત્મદાન વીર જગ અજવાળે,
એવાં મહાજનિયાં મોંઘા મળજો રે ! અન્તરને મન્દિર,
નિરન્તર અન્તરને મન્દિર.
જગમાં પ્રભુ આદેશ જગાવી બને માનવી દેવ,
નિરન્તર બને માનવી દેવ;
કુંકુમને પગલે પાવનિયાં.
એવાં પ્રભુજનિયાં અમને મળજો રે ! અન્તરને મન્દિર,
નિરન્તર અન્તરને મન્દિર !
આત્મઓજ ઝગઝગાવનારાં અમ હૈયાંને હીર,
નિરન્તર અમ હૈયાંને હીર;

વાંતણિયે બન્ધનિયાં બાંધે,
એવાં સન્તનિયાં પ્રભુ! મેળવજો રે! અન્તરને મન્દિર,
નિરન્તર અન્તરને મન્દિર !
સન્તન મન ભરિયાં મળજો રે ! અન્તરને મન્દિર;
નિરન્તર અન્તરને મન્દિર !

ભૂપકિશોર અથવા તો નવીન વેશધારક મહાત્માના મધુર કંઠમાંથી નીકળતા આ અતિ કોમળ, ઉપદેશાત્મક તથા વૈરાગ્યમંડિત ભજનને સાંભળીને રામનગરની પ્રજાનાં સેંકડો મનુષ્યો તેની આસપાસ એકદમ થઇ ગયાં અને તેનં મધુર ગાયન સાંભળીને તેની અત્યંત પ્રસંસા કરવા લાગ્યાં. કેટલાક સંગીત પ્રિય સુરી અને સજ્જન પુરુષોનો અત્યંત અનુરોધથી લાચાર થઇને તે ભજનને પુનઃ એકવાર ગાઇ બતાવ્યું. આથી ત્યાં જનસમુદાય એટલો બધો વધી પડ્યો કે તિલમાત્ર પણ જગા ખાલી રહી નહિ. કેટલાક ઉદારાત્માઓ તો તેના સંગીતમાં એટલા બધા મુગ્ધ બની ગયા કે તેને પોતાને ઘેર તેડી જવાનો આગ્રહ પ્રકટ કરવા માંડયા તથા કેટલાકો તેનાપર રીઝા થઇને તેની પાસે મોહોરો રૂપિયા આદિ મૂકી મૂકીને ચાલવા લાગ્યા.

થોડી વારમાં મહાત્માના આગ્રહથી ભીડ ઓછી થવા લાગી, પરંતુ કેટલાક શૌકિનજનો તો ત્યાંના ત્યાંજ બેસી રહ્યા અને તેના મુખમાંથી પુનઃ બીજું કોઇ પણ સંગીત સાંભળવાની આકાંક્ષા કરવા લાગ્યા. એવામાં એક વ્યક્તિએ દોડતી આવી “ અહો ગુરુદેવ, ગુરુદેવ ! મારા ગુરુદેવ મળ્યા! ધન્ય ભાગ્ય મારાં કે આજે મને મારા ગુરુનાં પવિત્ર દર્શનનો લાભ થયો ! ” આવા શબ્દો ઉચ્ચારી તેનાં ચરણોમાં પોતાનું મસ્તક નમાવ્યું. આ જોઇને ત્યાં આગળ એકત્રિત થયેલો જન સમુદાય સ્તબ્ધ બની ગયો !

પંચદશ પરિચ્છેદ

## હાથનાં કર્યાં હૈયે વાગ્યાં.

" ખરૂં સોનું બતાવે કો, ઠરે છે રંગ પીતળનો;
જુઠો ને ખુબ ઝળહળતો, ઠગાઇને લીધો શાને ?
દહે પાષાણુ ભરી તેજે ચમકતો ભાનુને તે જે
પડયો ભાનુ થયો રૂપે-કરે એનેય શું ભાનુ !
બન્યો છું મસ્ત કે ઘેલો ગણે ડાહ્યાં મને ઘેલો
હશે વિષ કે અમૃત રેલો, ન એકે પાસ અજવાળું.

અષાડ માસના મધ્યાન્હ સમયે ગાઢ વાદળાંના જાળથી સ્વચ્છ આકાશ આચ્છાદિત થઇ ગયું હતું. સૂર્યના કિરણો મેઘોના આવરણથી છૂપાઇ ગયાં હતાં. પ્રબળ વાયુના પ્રવાહથી વૃક્ષનાં પત્રોનો મરમર ધ્વનિ સંભળાતો હતો. અને તે ધ્વનિ પક્ષિયોના કલરવ સાથે મિશ્રિત થઇને એક પ્રકારનો તુમુલ રવ ઉત્થિત કરતો હતો. વટ, અશોક આદિ વૃક્ષો તળે નિબિડ અંધકારનુ સામ્રાજ્ય છવાઇ ગયું હતું. સમુદ્રના તરંગોની પેઠે પ્રબળ વાયુના તરંગો વહેવા લાગવાથી બૃહત્ વૃક્ષોની શાખાઓ ભગ્ન થઇને ભૂમિપર પતિત થતી હતી. કેટલીક પુષ્પમંડિત લતાઓ એના યોગે છિન્નવિચ્છિન્ન થઇ ગઇ હતી. ચંપા, કદંબ આદિ વૃક્ષોની શાખાઓ પુષ્પસહિત ભૂમિપર આટોળવા માંડી હતી. ચપળાની ચમકાટથી સર્વ દિશાઓ ક્ષણવારને માટે ઉદ્ભાસિત થઇ જતી હતી. જલદમાળાના આવર્તનથી ભીષણ અને ગંભીર શબ્દો ઉત્પન્ન થતા હતા. ભીત અને ચકિત થયેલાં હરિણો લતામંડપમાં છૂપાઇ ગયાં હતાં. મૂસળધારે વૃષ્ટિ પડવાથી તેનો પ્રવાહ કેટલાંક ભૂમિપર પડેલાં કોમળ પુષ્પોને તાણીને અનંત સાગરની પૂજા કરવાના ઉદ્દેશથી એકદમ ખેંચી

જતો હતો. મેઘ, વાયુ અને વૃષ્ટિએ ત્રણેએ મળીને એક પ્રકારના ભયંકર સમરનો અભિનય દર્શાવવાનો આરંભ કર્યો હતો. મેઘમાલા એ અન્તરિક્ષમાંથી ભારી નિનાદ કરી જન્મભૂમિના સેવકોના જયની ઘોષણા કરતી કરતી પ્રબળ પ્રભંજન સાથે પ્રયાણ કર્યું હતું. સૂર્યદેવ પોતાનાં રશ્મિના જાળદ્વારા વારિથી ભીંજાયલાં વૃક્ષપત્રોની ઉજ્જ્વલતામાં વૃદ્ધિ કરી, મયુરાક્ષી નદીના ઉચ્છ્‌ગીત તેજસ્વી જળરાશિપર પોતાની પ્રતિમાનું નિરીક્ષણ કરતા કરતા પશ્ચિમાદિગ્વધુની ગોદમાં છૂપાઈ ગયા. પક્ષિકૂલ કલરલ કરતું કરતું શાખાઓનો આશ્રય ગ્રહણ કરવા લાગ્યું.

આ સમયે કૃષ્ણપૂર નગરની પશ્ચિમ દિશામાં આવેલા એક ‘ વિલાસ કાનનમાં ’ એક પ્રકારની એક ભયંકર ઘટના ઉપસ્થિત થઈ હતી. પરંતુ તે ઘટનાનો ઉલ્લેખ કરતાં પહેલાં તે ‘ વિલાસકાનન ’ નો પૂર્ણ પરિચય આપવાંની અત્યંત આવશ્યકતા હોવાથી અમે પ્રથમ તેનો જ કેટલાક વૃત્તાંત અમારા વાંચકોની સેવામાં વિદિત કરી શકીશું કે, જેના યોગે તેઓને ‘ વિલાસકાનન ’ ના સંબંધમાં કેટલોક આભાસ પ્રથમથીજ મળી શકે અને નવલકથાનો ક્રમ પણ સારી રીતે ચાલૂ રહે. અસ્તુ.

એ ‘ વિલાસકાનન ’ નો નિર્માણ કરનાર કૃષ્ણપૂરનો નવીન નરપતિ સોમદત્ત જ હતો અને તેણે પોતાના નિત્યના નિવાસ માટે એ ‘ વિલાસકાનન ’ ની સ્થાપના કરી હતી. એ વિલાસકાનન કૃષ્ણપૂર નગરથી પ્રાયઃ બે એક કોસ દૂર પૂર્વ દિશામાં આવેલું હતું. સોમદત્ત નિરંતર રાજકાર્યને માટે આ વિલાસકાનનમાંથી કૃષ્ણપૂરના રાજ દરબારમાં જતો હતો અને સંધ્યા સમયે પુનઃ અહીં આવીને જ વસતો હતો, એ વિલાસકાનનમાં સોમદત્તની નવપરિણિતા પત્ની રહેતી હતી અને તેના નિવાસ માટે જ સોમદત્તે હમણાં થોડાક સમય થયાં એ વિલાસકાનનની સ્થાપના કરી હતી.

એ વિલાસકાનન અત્યંત મનોહર અને નયનરંજક હતું, તેની

લંબાઇ પ્રાયઃ ચારસો ફીટ અને પહોળાઈ ત્રણસો ફીટની હતી. તેની ચારે બાજૂએ એક છ છ ફીટ ઊંચી ઈંટોની મજબૂત દીવાલ બનાવવામાં આવી હતી તથા તેનાપર કાચના કકડાઓ ખિઓવી દેવામાં આવ્યા હતા. તે દીવાલને ચારે તરફથી રક્ષવા માટે રાત્રિ દિવસ ચાર સૈનિકો ઉન્મુક્ત કૃપાણોને ધારણ કરીને ફર્યા કરતા હતા. તે વિલાસકાનનમાં પ્રવેશ કરવા માટે પૂર્વકથિત દિવાલમાં માત્ર બે જ દરવાજા રાખવામાં આવ્યા હતા, તેમાંનો પૂર્વ તરફનો દરવાજો નિરંતર ખુલ્લો રહેતો હતો અને તેનાપર આઠ આઠ સૈનિકોનો પહેરો નિત્ય બદલાયા કરતો હતો, પરંતુ ઉત્તરદિશામાં જે દ્વાર આવેલું હતું તે સદાને માટે બંધ જ રહેતું હતું. કદાચિત્ સોમદત્ત કોઇ ખાસ કારણસર તેને ઉઘાડવાની આજ્ઞા આપે તો જ તે ઉઘડી શકતું હતું. પરંતુ તેની પરવાનગી સિવાય કોઇથી તેનો સ્પર્શ કરવાનું પણ સાહસ થઇ શકતું નહોતું. એ વિલાસકાનનના મધ્યભાગમાં સંગેમરમરના સુંદર પાષાણોનો એક અત્યંત મનોરંજક ચબૂતરો હતો અને તેની બાજૂમાં જ એક ત્રણ માળવાળો ભવ્ય અને વિશાળ મહાલય હતો. તે મહાલયના ભોંયતળીયાવાળા ભાગમાં વૈભવ, વિલાસ અને ગાનતાનનાં સાહિત્યોનો સમુદાય એકત્ર કરવામાં આવ્યો હતો અને ઉપલા બન્ને માળોમાં સોમદત્તની નવીન મહારાણી તથા કેટલીક પરિચારિકાઓ રહેતી હતી. મહાલયના પાછલા ભાગમાં એક ઉદ્યાન આવેલું હતું અને તેમાં નાનાવિધ વૃક્ષોનો સમાવેશ કરવામાં આવ્યો હતો. જાઇ, જુઇ, ચંપો, કેવડા આદિ અનેક પ્રકારનાં સુવાસિત પુષ્પો વિકસેલાં હતાં અને વિવિધ પ્રકારની લતાઓએ તરુવરપર પોતાનો વિસ્તાર કરીને એવાં સુંદર વિતાનોની સૃષ્ટિ કરી હતી કે, જેને જોતાં જ સાક્ષાત્ તંબૂનો ભાસ થઇ આવતો હતો. ઉદ્યાનના મધ્ય ભાગમાં એક મનોહર અને શીતળ જળ ધારિણી પુષ્કરિણી નિર્માણ કરવામાં આવી હતી. તેમાં નાના વિધ પ્રકારનાં રંગ બિરંગી મત્સ્યો અને તેવાં જ

પ્રકારનાં જળચારી જંતુઓ લાવી રાખવામાં આવ્યાં હતાં અને તેમની ક્રીડા ઘણી જ સુંદર ભાસતી હતી. તે પુષ્કરિણીના તીર પ્રાન્તમાં આમ્ર, અશોક આદિ વૃક્ષો પોતાની વિશાળ શાખાઓનો વિસ્તાર કરીને એક પ્રકારની અપૂર્વ શોભાને વિસ્તારી રહ્યા હતાં. સૂર્યનાં કિરણો પણ તેમની પ્રચંડ અને ઘટાદાર દુર્ભેદ્ય શાખાઓનો ભેદીને ભાગ્યે જ વસું-ધરા સુંદરીને આલિંગન આપી શકતાં હતાં.

હવે અમે સોમદત્તે જે લલનાની સાથે લગ્ન કરીને પોતાની પાટરાણીના પદપર સ્થાપિત કરી હતી એનો કિંચિત્ માત્ર પરિચય આપીશું. તે સ્ત્રી સૌરાષ્ટ્ર અથવા કાઠિયાવાડ પ્રદેશના ભાવનગર શહે-રની એક ખવાસણ હતી. તેનાં માતા પિતા અથવા અન્ય કોઇ પણ આત્મીય વ્યક્તિ રહી નહોતી. તેનાં માતાપિતાએ તેની બાલ્યાવસ્થા-માંજ તેની જાતિના એક બાળક સાથે તેનો વિવાહ સંબંધ કર્યો હતો, પરંતુ હજી સુધી તેનાં લગ્ન ન થવાનાં કારણો હતાં. તેમાંનું પ્રથમ કારણ એ હતું કે, જે સમયે તેનાં માતાપિતાએ તેનો વિવાહ સંબંધ કર્યો ત્યારે તેનું વય અત્યંત અલ્પ હતું અને તેથી તેમને પોતાની જીવિતાવસ્થામાં તેનાં લગ્ન કરવાનો પ્રસંગ પણ પ્રાપ્ત થઇ શકયો નહોતો. બીજું કારણ એ હતું કે તેને માટે જે પતિ શોધ-વામાં આવ્યો હતો, તે તેનાથી આઠેક વર્ષે ન્હાનો હતો એટલે કે જ્યારે તેનું વય નવ વર્ષનું હતું ત્યારે તેના પતિનું વય માત્ર એક વર્ષનુંજ હતું. હવે તેના પિતાએ તેના પતિની પસંદગી કરવામાં આવી મૂર્ખતા શા માટે કરી હતી, એ તો અમારાથી કોઈ પણ પ્રકારે સ્પષ્ટ કહી શકાતું નથી, પણ હા–તેમ છતાં પણ એટલું તો અવશ્ય કહી શકાય છે કે તે પ્રદેશની તેની ક્ષુદ્ર જાતિઓમાં કન્યાવિક્રયનો પ્રચાર બહુજ બહોળામાં પ્રમાણમાં થતો હોવાથી કદાચિત્ તેના પિતાએ લક્ષ્મીની લાલચથી એવો વિવાહ સંબંધ કર્યો હોય તો તેમાં કાંઈ પણ આશ્ચર્ય જેવું નથી. કારણ કે આ કલિકાળમાં કામિની અને કાંચન

એ બે વસ્તુઓજ સર્વ અનર્થોનું મૂળ છે, એની પ્રતારણાથી સકળ સંસાર મોહમુગ્ધ બનીને યથેચ્છ આચરણ કરે છે. જે સંસારીના હૃદયમાં એ બે વસ્તુઓએ પોતાના પ્રભાવ જમાવ્યો હોય છે, તેને પછી સારા કિંવા નરસાનું રંચ માત્ર પણ જ્ઞાન રહેતું નથી, એ વાર્ત્તા તો સર્વ કોઇને વિદિતજ છે.

તેનું ત્રીજું કારણ એ હતું કે જ્યારે તેની ઉમ્મર ચૌદ વર્ષની થઇ, ત્યારે તેની માતાનો અકસ્માત્ કાળ આવી લાગવાથી તે પરલોકવાસિની થઈ અને દૈવયોગે તેના મૃત્યુ પછી પ્રાયઃ છ માસના અવધિમાંજ તેનો પિતા પણ તેને નિરાધાર અવસ્થામાં મૂકીને આ અસાર સંસારમાંથી ચાલ્યો ગયો. ત્યાર પછી તે બિચારીએ પોતાના શ્વસુરપક્ષમાં રહેવાનો પ્રારંભ કર્યો, ત્યારે તેનાં લગ્ન થયાં નહોતાં અને પોતાના પતિપણ એક બાળક હતા. પોતે વયમાં આવેલી હોવાથી તથા માતા પિતાના કુસંસ્કારો લાગવાથી હવે શ્વસુર પક્ષમાં મૂંઝાવા લાગી. એવામાં એક દિવસ પ્રસંગ એવો બન્યો કે, તેનાથી કાંઇક અસામાન્ય અપરાધ થઈ ગયો અને તેના યોગે તેની સાસૂએ તેને ખૂબ ધમકાવી એથી તેના હૃદયપર અસહ્ય આઘાત થયો અને તે પોતાના મનને સંયમમાં રાખી શકી નહિ, એથી તે પોતાના શ્વસુરને ત્યાંથી રાત્રેને રાત્રેજ પલાયન કરી ગઇ અને ત્યાંથી રખડતી રઝળતી તે ઘણા સમય પછી કાનપૂર શહેરના એક રઇસને ત્યાં નોકરીમાં જઇ ચઢી. રઈસ તરુણ અને ઘણોજ ધનવાન હતો એટલે તેણે તેને તરતજ પોતાને ત્યાં નોકરીમાં રાખી લીધી. આ તરફ તેના શ્વસુર પક્ષવાળાએ તેનો ઘણો ઘણો શોધ ચલાવ્યો, પરંતુ કોઈ પણ સ્થળેથી તેનો પત્તો જ મળી શક્યો નહિ. એથી તેમણે એવોજ નિશ્ચય કરી લીધો કે તે આત્મહત્યા કરીને મૃત્યુવશ થઈ હશે, તેથી તેમણે તેની તપાસ કરવાનું છોડી દીધું.

હવે કાનપૂરમાં જે રઈસ અથવા તો જમીનદારને ત્યાં તે પરિ-

ધારિકા તરીકે રહી હતી, ત્યાં તેણે પોતાની યુવાનીના દોષથી કહો કે તેના ભાગ્યના દોષથી કહો પણ અનેક કાળાં કામો કરવા માંડયાં. તેનું પ્રધાન કારણ કે એ હતું કે, તે એ સમયે એક બાલિકામાંથી મદમાતી મહા ઉન્માદિની યૌવનાવસ્થામાં પ્રવેશ કરી ચૂકી હતી, તેનું વય તે સમયે બરાબર સોળ વર્ષનું થઇ ચૂકયું હતું અને તેથી તે ષોડષવર્ષીયા સુંદરીનું પદ પ્રાપ્ત કરી ચૂકી હતી. સ્વાભાવિકજ જેવી રીતે ખવાસણોમાં એક પ્રકારની સુંદરતાનો નિવાસ કાંઇક વધારે હોય છે, તેવીજ રીતે એનામાં પણ વિધાતાએ સૌન્દર્યને કૂટી કૂટીને ભર્યું હતું. તેના જે ગાલો પ્રથમ મ્લાન અને શુષ્ક જણાતા હતા; તેના પર એક પ્રકારની અત્યંત મધુર અને મનોમોહક ગુલાબી લાલી પ્રસરી ગઈ હતી. તેની ગર્દન પ્રથમ વંકિમ જણાતી હતી તેણે અત્યારે સાક્ષાત્ હંસણીનું સ્વરૂપ ધારણ કરી લીધું હતું. જે વક્ષઃસ્થળ તદ્દન સપાટ હતું તેનાપર મેરુ અને હિમાચલને પણ નમાવી દે તેવાં બે અત્યંત મનોહર મન્મથમંદિર નિર્માણ થઈ ચૂકયાં હતાં. સારાશ કે તે એક અલૌકિક લાવણ્યસંપન્ના લલના થઈ ચૂકી હતી. તેનું લાવણ્ય અને સુંદરતા તેનાંજ પ્રાણઘાતક થઈ પડયાં. કારણ કે, તેના યોગે કાનપર શહેરના મોટા મોટા ધનાઢ્ય પુત્રો તેનામાં આસક્ત થવા લાગ્યા અને તેને વિવિધ પ્રકારનાં પ્રલોભનો પણ આપવા લાગ્યા. એ પ્રલોભનોના યોગે તે અત્યંત કુત્સિતા તથા પતિતા અબળા બની ગઈ, માતાપિતાના અધિકારમાંથી મુક્ત થવા પછી સ્વેચ્છાચાર અને વિલાસપ્રિયતાએ તેને કામપરાયણા કામિની બનાવી દીધી. તે નિત્ય નવીન નવીન યુવકો સાથે પ્રેમમાં પડીને જાર કર્મ કરવા લાગી. તેનું જીવન પતિત બની ગયું અને તેણે દેવીમાંથી દાનવીનું સ્વરૂપ ધારણ કરી દીધું. દૈવયોગે એક દિવસ તેના દિલમાં દુષ્ટ મારે એટલે કે કામે એટલી સીમા પર્યન્ત પોતાનો અધિકાર જમાવી લીધો કે, તેથી તે પોતાના અન્નદાતા જમીનદારપર પણ મોહાંધ બની ગઈ. જમીનદારે અત્યંત ધાર્મિક અને

સત્યનિષ્ઠ પુરુષ હોવાથી તેમજ તેને એક દીન અને નિરાશ્રિતા બાળા તરીકે પોતાને ત્યાં આશ્રય આપીને પોતાની પુત્રી પેઠે તેનું પાલન કરેલું હોવાથી તેની તે પાપયુક્ત યાચનાનો અસ્વીકાર કર્યો અને તેણે અત્યંત ઉપદેશ આપીને એક સચ્ચરિત્ર યુવકની સાથે લગ્ન કરવાનો આગ્રહ કર્યો, પરંતુ તેનો તે ઉપદેશ તેના કુત્સિત હૃદયપર કશી પણ અસર કરી શક્યો નહિ. પરંતુ ઊલટો તેના હૃદયમાં તે પવિત્ર અને સરલ હૃદયી જમીનદારપર એક પ્રકારનો અતિશય અભાવ આવી ગયો અને તે તેના માંગેલા પ્રેમના અસ્વીકારનો બદલો લેવા માટે સાક્ષાત્ વાઘણ બની ગઇ. તેના રોમેરોમમાં પ્રતિહિંસા અને પ્રતિશોધ લેવાની દૃઢ ભાવના વ્યાપી ગઇ અને તે પોતાના બદલો લેવાની પ્રતીક્ષા કરવા માંડી.

એવા દુર્ભાગ્યવશાત્ બનાવ એવો બન્યો કે, તે એક વ્યભિચારી અને કામાંધ પુરુષને ત્યાં રાત્રિના સમયે ચાલી ગઈ અને પ્રભાત થતાં પુનઃ પેલા જમીનદારને ત્યાં આવી પહોંચી આ વાર્ત્તા જમીનદારના જાણવામાં આવી ગઇ એટલે તેણે તેને તરતજ પોતાની પાસે બોલાવીને ખૂબ ધમકાવી તથા નોકરીપરથી બરતરફ કરવાની સૂચના પણ આપી દીધી. જમીનદારના મનમાં એના કુઆચરણ પ્રતિ અત્યંત ઘૃણા ઉત્પન્ન થવાથી તેણે તેના શરીરપર થોડો ઘણો માર મારવામાં પણ કશી કચાશ ન રાખી. તેણે તે સમયથી તેને સખ્ત જાપ્તામાં રાખવા માંડી. જમીનદાર અત્યંત ઉદાર હતો તેની તેણે તે અબળાને સહજમાં રજા આપવાનું અયોગ્ય ધાર્યું, પરંતુ તેમ છતાં પણ તેના પ્રતિ પૂરતું લક્ષ્ય રાખવાનો પ્રબંધ તો તેણે અવશ્ય કરી લીધો. તે તે જમીનદારના પ્રાણ લેવાના નિશ્ચયપર આવી ચૂકી અને તેનો સુયોગ પણ શોધવા લાગી. દૈવયોગે એક દિવસ રાત્રે તે જમીનદાર પોતાના શયનગૃહમાં સૂતો હતો ત્યાં તે જઈ ચઢી અને તેની નિદ્રિતાવસ્થામાંજ એક તીક્ષ્ણ છૂરી દ્વારા તેની હત્યા કરીને તેના મકાનમાંથી બહાર નીકળવા માટે ચાલી નીકળી. પરંતુ એ સમયે તે જમીનદારના દરવાને

તેને જતી અટકાવી અને તેને સ્પષ્ટ કહી દીધું કે, પ્રથમ તમને છૂટ હતી એ ખરૂં, પરંતુ હમણાં તમારા કુચારિત્ર્યને જોઇને જમીનદાર સાહેબે તમને દિવસે અથવા રાત્રિએ ક્યાંય પણ ન જવા દેવાનો સખ્ત પ્રતિબંધ કર્યો છે. આ સાંભળીને તે ગભરાઈ ગઈ અને જમીનદારની હત્યાના ભયથી તે થરથર કંપવા લાગી. એ જોઇને દરવાનના મનમાં કાંઈક શંકા આવી. તેણે તેને ત્યાં ઉભી રાખી, કહી પોતાના સોબતી બીજા દરવાનને તેનું ધ્યાન રાખવાનું કહી તે જમીનદારને પૂછવા માટે તેના શયનગૃહ પાસે ગયો, એ જોઇને પેલી ખવાસણના મનમાં અત્યંત ભય ઉત્પન્ન થયો. હવે તે પોતાના પ્રાણની રક્ષા કરવાના વિચારમાં પડી ગઇ. થોડીવારમાં તેના મનમાં એક કલ્પના આવી ગઇ. તે એકદમ દોડીને તે જમીનદારના મહાલયતુલ્ય મકાનની અગાસીપર જઇ પહોંચી અને ત્યાં ગયા પછી કોઈ પણ પ્રકારનો વિચાર કર્યા વિના જમીનદારના મકાનની દીવાલને અડકીને ધોતી જતી નદીમાં કૂદી પડી. જે મકાનની અગાસીપરથી તે કૂદી પડી, તે મકાન સરિતાના પ્રવાહનો સ્પર્શ કરતુંજ બાંધવામાં આવ્યું હતું અને નદીનો પ્રવાહ પણ તે મકાનને ધોતો જતો હતો. આથી તેને તેમાં કૂદી પડતાં બહુ ઇજા થઈ નહિ, શરીરપર સહજ આઘાત થયો ખરો, પરંતુ તેની સ્પૃહા કર્યા વિના તે તે નદીના પ્રવાહમાંથી તરીને પેલે પાર ચાલી ગઇ. બીજા દરવાને આ બધો બનાવ જોયો, પરંતુ તેનાથી નદીમાં કૂદી પડી તેને પકડી લાવવાનું સાહસ થઇ શક્યું નહિ. તે પોતાના સોબતી દરવાનને આ સમાચાર પહોંચાડવામાં તથા તેને શી રીતે પકડી લાવવી એવા વિચારમાં ગુંથાઇ ગયો, એ દરમ્યાન જે દરવાન જમીનદારને તે અબળાના સંબંધમાં પૂછપરછ કરવા ગયો હતો તેણે આખા મહાલયમાં જમીનદારના મૃત્યુના સંવાદ ફેલાવી દીધા અને તેના યોગે મહાન કોલાહલ મચી ગયો, આથી કોઇના મનમાં તે હત્યારી સ્ત્રીને પકડી લાવવાનો વિચાર સૂઝ્યો નહિ. એવા કકળાટમાં

ને કકળાટમાંજ લગભગ બેત્રણ કલાકનો અવસર મળી ગયો અને તે ત્યાંથી આબાદ છટકી ગઇ. જમીનદારનાં અનુચરોએ તેની ઘણી તપાસ ચલાવી, પરંતુ તે વખતે ત્યાંથી બે એક માઇલ દૂર આવેલા એક ઘટાદાર જંગલમાં જઈ એક ઘણાજ ગીચ અને ઘટાવાળા વૃક્ષપર તે પાપીયસી સ્ત્રી છૂપાઇ રહી હતી. તેથી તેના તરફ કોઇની નજર પડી નહિ, એથી તે તે વખતે પણ બચી ગઇ. જ્યારે તે લોકો ત્યાંથી ચાલ્યા ગયા અને ત્યાર પછી પાંચ સાત કલાકનો અવધિ વીતી ગયો તથા લગભગ પ્રભાત થવા આવ્યું, ત્યારે તે ત્યાંથી ઉતરીને પોતાની આંખો જે દિશામાં દોરવા લાગી તે દિશામાં ચાલવા લાગી. ચાલતાં ચાલતાં તે એક દિવસ કૃષ્ણપૂર નગરથી ચારેક કોસ દૂર આવેલા એક જંગલમાં આવી પહોંચી. એ સમયે કૃષ્ણપૂરથી ત્યાંનો નવીન અત્યાચારી રાજા સોમદત્ત કે જે શિકારાર્થે ત્યાં આવ્યો હતો, તેની સાથે તેની મુલાકાત થઇ ગઇ. સોમદત્ત પ્રથમથીજ કામાંધ, પરસ્ત્રીલંપટ અને કામલોલુપ તો હતો જ તેથી આ અલૌકિક રૂપસંપન્ના સુંદરીના અપૂર્વ સ્વરૂપપર મુગ્ધ બની ગયો અને તરતજ શિકારનું કાર્ય પડતું મૂકીને તેને કૃષ્ણપૂર નગરમાંના પોતાના મહાલયમાં લઇ ગયો અને તેને પોતાની પાટરાણી બનાવવાના નિશ્ચયપર આવી ચૂક્યો. રાજ્યના કેટલાક પ્રવીણ અને દક્ષ કર્મચારિયોએ તેને તેની સાથે લગ્ન કરવાનો સખ્ત પ્રતિબંધ કર્યો તથા તેની જાતિ જાણ્યા વિના તેને પાટરાણીના પદપર સ્થાપિત કરવાની મના કરી. પરંતુ અવિચારી અને સૌંદર્યલોલુપ સોમદત્તે તેમના અનુરોધ તરફ કશું પણ લક્ષ્ય આપ્યા વિના તે સુંદરીને પોતાની પાટરાણીના પદપર સ્થાપિત કરી દીધી.

સોમદત્તનું હૃદય એટલું બધું નીચ અને મલિન હતું કે, જ્યારે તે કિશોરવયની કામિનીના રૂપનું નિરીક્ષણ કરતો, ત્યારે તેને પોતાની પત્ની બનાવવા માટે અથવા તો તેના સૌન્દર્યનો ઉપભોગ કરવા માટે તે અત્યંત આતુર બની જતો હતો અને ગમે તે પ્રયત્ને એટલે કે

અત્યાચાર-જુલમ, પ્રપંચ અને દગાબાજીથી પણ કોઇ પવિત્ર કિંવા ભ્રષ્ટ ભામિનીને ભ્રષ્ટ બનાવ્યા વિના રહેતો નહિ. તેની સૌન્દર્ય પિપાસા એટલી બધી પ્રબળ હતી કે, તેને માટે તે કેટલીકવાર આત્મજ્ઞાનવિહીન બની જતો હતો. તેના આ તુચ્છ વિચારોને યોગે તે તેની પ્રજામાં અત્યંત અપ્રિય થઇ પડયો. પ્રજા જનોમાં એવું એક પણ મનુષ્ય નહોતું કે, જે સોમદત્તને ખરા જિગરથી ચાહતું હોય! અથવા તો કોઇને પણ તેના પ્રતિ લેશ માત્રપણ સદ્‌ભાવ હોય. કામિનીના કટાક્ષથી તેનું હૃદય અનેકવાર છેદાઇ ગયું હતું. દુષ્ટ કામે તેના મનમાં અનેક પ્રકારની ઉથલ પાથલો મચાવી દીધી હતી. અનેક અબળાઓ તેને પાપ કૂપમાં ધકેલી ચૂકી હતી. આ પ્રમાણે સોમદત્તનું જીવન અત્યંત નીચ પ્રવૃત્તિમય થઇ ગયું હતું. સુરાપાન, વારાંગના વિનોદ, ખૂન અત્યાચાર અને પીડનએજ તેનો નિત્યનો વ્યવસાય થઇ પડયો હતો. તે સ્વરૂપ અને લાવણ્યનોજ પક્ષપાતી હતો, ગુણ અને ચારિત્યનો કટ્ટો શત્રુ હતો. તેની પાસે ચારિત્ર્યવાન અને ગુણવાન મનુષ્યનો કદાપિ વિજય થઇ શકતો નહોતો, પરંતુ સૌન્દર્યમયી સુંદરીઓ તેના પાપી હૃદયપર પોતાનો વિજય બહુજ સહજમાં મેળવી શકતી હતી અને તે પ્રમાણે આ નવીન આગંતુકા સુંદરીએ પણ તેના મસ્તિષ્કમાં એક પ્રકારના વિકારી ઉન્માદને ઉપસ્થિત કરી દીધો હતો. તે પોતાના અવર્ણનીય સૌન્દર્યના યોગે સોમદત્તની પટરાણીના પદને અત્યંત અલ્પ અવધિમાંજ પ્રાપ્ત કરી શકી. સોમદત્ત પણ તેનામાં એટલો બધો આસક્ત બની ગયો કે રાત્રિ દિવસ તેની શય્યામાંજ પડયો રહેવા લાગ્યો. રાજ્યની વ્યવસ્થા તરફ તેનું દુર્લક્ષ્ય થવા લાગ્યું. પરંતુ પાપી, હત્યારા અને અસંતોષી મનુષ્યના હૃદયમાં શાંતિનો સંચાર શી રીતે થઇ શકે? થોડા સમયમાંજ તેને પોતાનાં પુરાણાં પાપો યાદ આવવા લાગ્યાં અને મહેન્દ્રકુમારના ખૂનની સ્મૃતિ પણ થઇ આવી. તેના યોગે તેના મનમાં એક પ્રકારનો ભયંકર ભય પણ ઉત્પન્ન થયો. એ ભયને લીધે

તેનું હૃદય અતિચંચળ અને વિહ્વલ બની ગયું. તેની વિલાસવાસના ઉડી ગઇ. નવીન પાટરાણીમાંથી તેની આસક્તિ ઊડી ગઇ અને તે પુનઃ રાજ્યના કારસ્થાનોમાં રોકાવા લાગ્યો. તથાપિ એ અરસામાં તેણે અનેક સાધ્વી અને શીલપ્રિયા પ્રમદાઓના પવિત્ર ધર્મને નષ્ટ કરવાના કાર્યને તો નજ અટકાવ્યું.

એક દિવસ ઘટના એવી ઉપસ્થિત થઇ કે, સોમદત્તે તેની નવીન પાટરાણીને રહેવા માટે જે વિલાસકાનન બંધાવી આપ્યું હતું તેમાં ન જતાં આઠ દસ દિવસ સુધી એક વારાંગનાને ત્યાં જ અયશઆરામ અને ગાનતાનમાં ગુલ્તાન બનીને તેની સાથે વિલાસમાં પડી રહ્યો. આ જોઇને નવીન પાટરાણી અથવા તો પેલી ખવાસણને તેના પ્રતિ અતિ તિરસ્કાર ઉત્પન્ન થયો અને તેને કુમાર્ગનો પ્રવાસી બનેલો જોઇને તેના મનમાં એક પ્રકારનો ભીષણ કોપાગ્નિ સળગી ઊઠયો. પરંતુ તે સમયે તેણે તે અગ્નિને ચરિતાર્થ ન કરતાં અંતરમાંને અંતરમાં જ છૂપાવી રાખ્યો. તે સોમદત્તના આગમનની પ્રતીક્ષા કરવા લાગી.

આ સ્થળે અમે અમારા વાંચકોને તે પાટરાણીનું નામ આપતાં ભૂલી ગયા છીએ, તો તેમની ક્ષમા માગીએ છીએ અને તેનું સત્ય નામ શું હતું એનો કિંચિન્માત્ર ઉલ્લેખ કરીએ છીએ. તે ખવાસણનું નામ તેના માતપિતાએ તો મોતી રાખ્યું હતું, પરંતુ તેણે પોતાનું તે નામ પોતાને પસંદ ન પડવાના કારણથી કહો અથવા તો ગમે તે કારણથી કહો, પરંતુ કાનપૂમાં આવીને તેનું પરિવર્તન કરી નાખ્યું હતું. તે પોતાને મોતીને બદલે કાન્તાના નામથી ઓળખાવતી હતી. ત્યાંથી જ્યારે તે પૂર્વકથિત જમીનદારનું ખૂન કરીને સોમદત્તને ત્યાં આવી, ત્યારે તેણે પોતાના પરિચયને છૂપાવી રાખવાના ઉદ્દેશથી તે નામનું તથા પોતાનું તથા પોતાની ખરી જાતિનું પણ પરિવર્તન કરી નાખ્યું. અહીં આવીને તેણે પોતે એક વણિકજાતિની કન્યા હોવાનું તથા ગુજરાત દેશના પ્રખ્યાત નગર વડોદરાની નિવાસિની હોવાનું દર્શાવ્યું

અજાણ્યાના પરિચયને દબાવી રાખવા ઉપરાંત તેણે પોતાના કાન્તાના નામને તિલાંજલી આપી માલિની એવું અભિધાન પ્રકટ કર્યું. જ્યારે તેણે વણિક જાતિની હોવાનો પરિચય આપ્યો, ત્યારે સોમદત્ત અત્યંત પ્રસન્ન થયો અને તેને કોઈ પણ પ્રકારના સંકોચ વગર પોતાની પાટ-રાણીનું પદ સુપ્રત કરી દીધું. સૌન્દર્યના યોગે મોતીએ—અરે નહિ ભૂલ્યા—માલિનીએ એક દિવસ આખા રાષ્ટ્રના અધિકારી સોમદત્તને પણ થર-થરાવીને રાજ્યનો અધિકાર પોતાના કબ્જામાં લઈ લીધો અને ત્યાર પછી તે સોમદત્તને પોતાના હાથનું એક રમકડું ગણીને રાજ્યનો અધિકાર ચલાવવા લાગી. એ રાજ્ય પ્રાપ્ત કરવામાં તે ચાલાક અને ખેલાડી વનિતાએ કેવી અદ્‌ભુત કુશળતા દર્શાવી હતી એનો પરિચય અમારા વાંચકોને આગળ જતાં આપવામાં આવશે એટલે અત્યારે તે સંબંધી કશો પણ ઉલ્લેખ ન કરતાં મૂળ પ્રસંગનું જ વિવેચન કરીશું. અસ્તુ.

વારાંગનાને ત્યાં દસ બાર દહાડા વીતી જવા છતાં પણ જ્યારે સોમદત્તનાં માલિનીને દર્શનજ ન થયાં, ત્યારે તેણે તેને કોઈપણ ઉપાયે પોતાના કબ્જામાં કરી લેવાના વિચારો કરવા માંડયા. તેણે સોમદત્તને દૂતીદ્વારા પણ અનેકવાર કહેવડાવી મોકલ્યું કે, તેની એ રીતભાત અ-ત્યંત અયોગ્ય અને નિંદાપાત્ર છે, પરંતુ સોમદત્તે તેના તે કથન તરફ કશું પણ લક્ષ ન આપતાં ઉલટી પોતાની વિલાસવાસનાને પ્રબળ બનાવી દીધી અને તેના વિસ્તારમાં જ તે ગુંથાઈ ગયો.

વારાંગનાના પાશમાંથી મુક્ત થયા પછી તે એક અતિ મનોહર માનિનીના પ્રણય સાગરમાં ડૂબી ગયો, તે માનિનીનું નામ ચપળા હતું અને તે ત્યાંના એક સોદાગરની પત્ની હતી. સોમદત્તે ચપળાની પ્રાપ્તિ માટે તેના સોદાગર પતિની ગુપ્તરીતે હત્યા કરાવી અખૂટ દોલત તથા માલ મિલ્કતને જપ્ત કરીને ખાલસા કરી નાખી હતી.

તથા ચપળાને અમુક વર્ષાસન બાંધી આપીને પોતાના બીજા એક મહાલયમાં મોકલી આપી. જે મહાલયનો અમે આ દ્વિતીયખણ્ડના પ્રથમ પરિચ્છેદમાં જ ઉલ્લેખ કરી આવ્યા છીએ કે, જ્યાં નિત્ય પાંચ સાત મનુષ્યોની હત્યા થતી હતી અને તે મહાલયના નિમ્ન વિભાગમાં એક ભયંકર ભોંયરૂં નિર્માણ કરવામાં આવ્યું હતું તથા તે ભોંયરામાં માનવહત્યાનાં અનેક સાધનો એકઠાં કરેલાં હતાં. લોકો આ સ્થળને સોમદત્તના ' પાપનિકેતન ' એટલે કે, પાપના ગૃહ તરીકે ઓળખતા હતા. એ ' પાપનિકેતન ' નામ શા પરથી પડ્યું અને તેણે તે નામનું સાર્થક્ય કર્યું હતું કે નહિ, એ સંબંધી સઘળો વૃત્તાંત હવે પછી વાંચકોની સેવામાં વિદિત કરવામાં આવશે.

હવે તે મહાલયમાં ચપળાને મોકલી આપ્યા પછી સોમદત્ત નિરંતર રાત્રિ દિવસ ત્યાં જ રહેવા લાગ્યો અને તેના સૌન્દર્યોદ્યાનના કોમળ પુષ્પોમાં ભોગી ભ્રમરની પેઠે લુબ્ધ થઇ ગયો. તેને માલિની મહારાણીનું સ્મરણ પણ ન રહ્યું. તેની ખબર પૂછાવવાનું પણ તે ભૂલી ગયો. રાત્રિદિવસ મદિરાપાનમાં તથા નવીન નવીન નર્ત્તકીઓના ગાનતાનમાં ગુલતાન રહીને તે પોતાના દિવસો નિર્ગમન કરવા લાગ્યો આ પ્રમાણે પ્રાયઃ ત્રણ ચાર માસનો અવધિ વીતી ગયો. ચપળ ચપળાએ તેના હૃદયપર પોતાના અનુપમ સૌન્દર્યની સહાયતાથી એવો તો મોહિની મંત્ર ફૂંકી દીધો કે જેથી તે ત્યાંથી જવાનું મન હોવા છતાં પણ જઇ શક્યો નહિ. ચપળા એક ચતુર ચપળા જ હતી. તે અત્યંત નીચ વૃત્તિની અને પાપપરાયણ પ્રમદા હતી. તેની જાતિ પણ વર્ણસંકર હતી. પોતાનો પતિ પુરુષત્વહીન હોવાથી તેણે સોમદત્તની સહાયતાથી તેનો ઘાત કરાવી નાખ્યો હતો, તેની બધી સ્થાવર જંગમ મિલ્કત સોમદત્તના રાજ્યમાં ખાલસા કરાવી દીધી હતી અને પોતે સોમદત્તની સહધર્મિણી બની બેઠી હતી. તેનાં કાળાં કામોથી સોમદત્ત પણ તેનાથી એટલો બધો દબાઇ ગયો હતો કે જેના યોગે તેનાથી ચપળાની

વિરુદ્ધ લેશમાત્ર પણ વર્તી શકાતું નહોતું. તેનું ઉન્મત્ત હૃદય તેની આગળ લાચાર બની ગયું હતું અને તેથી તે છેક નિરુપાય બની ગયો હતો.

ધીમે ધીમે આ બધી વાતો મહારાણી માલિનીના જાણવામાં આવી ગઇ. એક તો વારાંગનાના પાશમાં સોમદત્તને પડેલો જોઇને તેના પ્રતિ તે અત્યંત ક્રોધિત બની ગઈ હતી જ અને તેમાં વળી આ ચપળાના પાશમાં પડીને ત્રણ ચાર માસ જેટલો વખત વીતી જવા છતાં જ્યારે તેણે વિલાસકાનન તરફ દૃષ્ટિ પણ કરી ન કરી ત્યારે તેના ક્રોધાગ્નિએ ભયંકર સ્વરૂપ ધારણ કરી લીધું.

દિનપ્રતિદિન માલિનીનો તે ક્રોધાગ્નિ પ્રચંડતાપૂર્વક સળગવા લાગ્યો તે સોમદત્તને પોતાના અધિકારમાં લાવવા માટે નિત્ય નવીન નવીન કારસ્થાનો રચવા લાગી. તેણે ઘણા ઘણા પ્રયત્નો કર્યા, પરંતુ તેમાં તે બિલ્કુલ ફળીભૂત થઈ શકી નહિ. આથી તે નિરાશ ન બનતાં ઉલટી વધારે આશાન્વિત થઇ અને તેણે કોઇપણ પ્રકારે ચપળાનો ધ્વંસ કરવાની દૃઢ પ્રતિજ્ઞા કરી લીધી. સપત્નીની અસૂયા જ એવા પ્રકારની હોય છે. જેવી રીતે માલિની ચપળાનું પતન કરવાની ચેષ્ટામાં રોકાઇ હતી, તેવી જ રીતે ચપળા પણ માલિનીના અસ્તિત્વને ઉખેડી નાખવાના યત્નો કરવા લાગી. તેના મનમાં માલિની જેવી સપત્નીની અત્યંત અસૂયા ઉત્પન્ન ગઇ અને તેથી તે સોમદત્તના કાનમાં તેની વિરુદ્ધ તેલ રેડવા લાગી. આ શિખવણીના પરિણામે સોમદત્તે માલિનીનો મહાલયમાંથી રજા આપવાનું વચન પણ આપી દીધું. હવે બન્ને શોકયોમાં પરસ્પર તુમુલ યુદ્ધ આરંભાયું અને તે યુદ્ધના યોગે રાજમહાલયમાં મહાન કોલાહલ મચી ગયો. ચપળાની દૂતીઓ માલિનીના સમાચાર લાવવાનો તથા કારસ્થાનોની માહિતી મેળવવાનો પ્રયત્ન કરવા લાગી તેવી જ રીતે માલિનીની પરિચારિકાઓ ચપળાના ભયંકર ભેદોનો પતો મેળવવાની કોશિશોમાં ગુંથાઈ ગઈ.

ષોડષ પરિચ્છેદ

## સંસારી કે સંન્યાસી?

આનો તો ખફા આના જાના તો રુલા જાના,
અના હૈ તો ક્યા આના જાના હૈ તો ક્યાં જાના;
ક્યા તઅજ્જુબ મેં જૌદત હૈ ચટ દિલકી ઉડ જાના,
હોટોંકા યહાં હિલના વહાં બાત કા પા જાના.

હવે અમે પૂર્વકથિત વિલાસકાનનમાં શી ઘટના ઉપસ્થિત થઈ હતી, તેનો કાંઈક સવિસ્તર વૃત્તાંત અમારા વાચકોને વિદિત કરીએ છીએ, જે સમયે વર્ષાદ વર્ષી રહ્યો હતો, અને પ્રબળ ઝંઝાવાત પોતાનો વિસ્તાર કરી રહ્યો હતો, તે સમયે વિલાસકાનના મધ્યભાગમાં આવેલા મહાલયમાંના એક અતિ સુંદર અને સુસજ્જિત કક્ષમાં એક પૂર્ણયૌવના લલના બેઠી બેઠી કોઈની પ્રતીક્ષા કરી રહી હતી, ઘડી ઘડીમાં તેના મુખપર અનેક પ્રકારના ભાવોનું પરિવર્તન થઈ જતું હતું. ઘડીમાં તેના સુચારૂ વદનપર હાસ્યની ક્ષીણ રેખા દૃષ્ટિગોચર થતી હતી તો ઘડીમાં મહાશોકની વિપ્લવજનક ઉજ્જ્વલ રેખા વિસ્તરી જતી હતી. તેનું ચિત્ત અત્યારે ચિન્તાના અતિ ગહન સાગરમાં ઝોકાં ખાઈ રહ્યું હતું. અનેક પ્રકારના વિચારોએ તેના હૃદયપર એટલો બધો ભાર વધારી દીધો હતો કે જેના યોગે તેનાથી કોઈપણ પ્રકારના દૃઢ નિશ્ચય પર આવી શકાતું નહોતું. તે જેની વાટ જોતી હતી તે વ્યક્તિ હજી સુધી આવી નહોતી, તેથી તે પોતાના મનમાં જ કહી રહી હતી કેઃ—
"લગભગ ત્રણ ચાર કલાકનો સમય વીતી જવા છતાં પણ તેઓ કેમ નહિ આવ્યા હોય! તેમને આવતાં આટલો બધો વિલંબ કેમ થયો હશે? શું આ વાવાઝોડાંના તૂફાનથી તેમને અહીં આવતાં ભય

ઉત્પન્ન થયો હશે ! ના-ના-તેઓ કદાપિ ડરે તેવા નથી. તેમણે મને આજે સવારેજ કહ્યું હતું કે, હું ગમે તે ઉપાયે આજે રાત્રે તો અવશ્ય આવી પહોંચીશ, તેમ છતાં આટલો બધો વિલંબ કેમ થયો હશે ! પણ હા-શું તેઓ મને કોઈ પણ પ્રકારની સહાયતા કરી શકશે ખરા કે ? તેમનાથી હું જે ભયંકર કાર્યનો આરંભ કરવા માગું છું, તેની નિર્વિઘ્ન પૂર્ણાહુતિ થઇ શકશે ખરી કે ? હા-અવશ્ય થઇ શકશે. તેમનું અપૂર્વ સાહસ, શરીરની સુંદરતા અને ભાષાની મધુરતા જોતાં તે એક રસિક અને વીર પુરુષ જણાય છે. આપેલા વચનનો પરિત્યાગ કરીને મને અદ્ધર જ લટકાવી મૂકે તેવા નિર્દય નથી. !”

આમ કહીને તે યુવતી પુનઃ તે ઓરડાની અગાસીમાં આવીને લટાર મારવા લાગી પરંતુ ત્યાં પણ તેના ચિંતાગ્રસ્ત ચિત્તને કશી શાંતિ મળી શકી નહિ. તે ત્યાં ઉભી ઊભી જ પોતાના મનમાં વિચારવા લાગી કે,—“હાય ! સુખને શોધવા જતાં હું દુઃખના સાગરમાં ડૂબી ગઇ છું ! હું રાજરાણી થઇ છું, છતાં મારા ચિત્તમાં શાંતિનો અંશ માત્ર પણ નથી ! મારા હૃદયમાં સંતુષ્ટતા નથી, સાચું સુખ નથી. પતિપ્રેમ નથી ! મારા દેશના લોકો મારા સુખની વાર્ત્તા સાંભળીને શી શી કલ્પનાઓ કરતા હશે ! હું જો કદાચિત્ તેમને એમ કહીશ કે, મારા હૃદયમાંથી સુખ અને શાંતિએ સદાને માટે વિદાય લઇને મને કેવળ સ્તૂપાકાર અશાન્તિની ભસ્મ દ્વારા આચ્છાદિત કરી દીધી છે, તો તેઓ મારી તે વાર્ત્તાનો રંચમાત્ર પણ વિશ્વાસ કરશે ખરા કે ? નહિ તેઓ તેનો કદાપિ વિશ્વાસ કરશે નહિ. રાજરાણી થતાં પહેલાં મેં પોતે જ જે સેંકડો સુખની કલ્પનાઓ કરી હતી-મને પોતાને મેં જ પ્રવંચિત કરી હતી-છેતરી હતી મેં જે સર્વ સુખનાં સ્વપ્ન જોયાં હતાં, ખરી રીતે તેમાંનું એક પણ સત્ય નથી. બધુંયે મિથ્યા છે !. રાજમહાલય મારા માટે કારાગાર છે. અરે કારાગાર કહેવાથી પણ તેની ભયંકરતાને આબેહુબ દર્શાવી શકાતી નથી ! સંગીઓ દ્વારા જે

ભીષણ નરકનું વર્ણન સાંભળ્યું હતું તે અત્યારે જોઉં છું કે આ રાજાનું અન્તઃપુરજ છે. તે નરક છે ! છટ્ છટ્ ! મનુષ્ય શું આવા નરકમાં રહી શકે ! મારી તે ઝૂંપડીની ચારે બાજૂએ જે સુંદર પુષ્પો ખીલતાં હતાં, તે જે આનંદ આપતાં હતાં, તે આનંદનો મને અંશ માત્ર પણ પ્રાપ્ત થઇ શકતો નથી."

રાત્રે આકાશના ગાત્રમાં જે નક્ષત્રોની શોભાનું નિરીક્ષણ કરવાથી મારા મનમાં અપૂર્વ શાંતિનું સામ્રાજ્ય છવાઇ જતું હતું તે શાંતિનું અહીં સ્વપ્ન પણ જોવામાં આવતું નથી. મારી એ ક્ષુદ્ર પર્ણકુટી આ મહાલય કરતાં હજારગણી સુંદર હતી ! ત્યાં કોઇપણ મનુષ્ય મારી નિંદા કરતાં ન હતાં. મારા નગરના નરનારીઓ મને ઘૃણાની દૃષ્ટિથી જોતાં નહોતાં, પરંતુ અત્યારે સમસ્ત શહેરમાં મારી નિંદાનો ધ્વનિ જ શ્રવણગોચર થયા કરે છે. મારા પિતાને ત્યાં એક ચટાઇ પર સૂઇને જે અપૂર્વ આનંદ મેળવ્યો હતો તે આનંદ અહીંની દૂધના ફીણ જેવી સુકોમળ અને શુભ્ર શય્યાપર પણ મળી શકતો નથી. અહીંના વિલાસપ્રવાહમાં પડવા છતાં મને તૃપ્તિ નથી થતી ! આ રાજમહાલયનાં સર્વ મનુષ્યોમાં કપટતા, પ્રવંચના હિંસા, દ્વેષ પ્રભૃતિ જેટલી જાતના કુભાવો અને કુપ્રવૃત્તિઓ માનવના હૃદયને અપવિત્ર કરી શકે છે એનો કશો અભાવ જ નથી. જે તરફ દૃષ્ટિપાત કરૂં છું, તે તરફ વિભીષિકા જ જોઉં છું, પિશાચની પ્રતિમૂર્તિઓ જ મારી દૃષ્ટિએ પડે છે. પિશાચિકાઓના તાંડવનૃત્ય વિના અન્ય કશું પણ દૃષ્ટિગોચર થતું નથી. નરકનું આબેહુબ ચિત્ર આ રાજમહાલય જ છે. ડાકિનીઓ તથા શયતાનીઓ પણ જે કુકર્મો કરતાં ભયભીત બની જાય છે, તેવાં કાર્યો કરત. આ મહાલયની મહારાણીઓ પણ ભયભીત બનતી નથી. હાય ! હું મારા નંદનકાનનનો પરિત્યાગ કરીને આ મરુભૂમિમાં શા માટે આવી પડી ? જે સ્થળે મારો આત્મા પ્રફુલ્લિત રહેતો હતો, તે સ્થળનો પરિત્યાગ કરી આ ભયંકર યંત્રણાજનક સ્થાનમાં મેં શા

માટે આવવાનું સાહસ કર્યું? મારા દયાળુ અન્નદાતા તેમજ પાલક જમીનદાર પિતાનું મેં પાપીણીએ શા માટે ખૂન કર્યું તે નિરપરાધી અને દયાના અવતાર રૂપ પુરૂષની સર્વ આશાઓને મેં શા માટે ધૂળમાં મેળવી દીધી? દુનિયામાં જે એક કહેવત છે કે, પાપ બોલતું નથી પણ બોળી મારે છે? એ શું સત્ય જ હશે? હા–હા–સત્ય જ છે નહિ તો—"

તે લલના જે સમયે આવા પ્રકારના ઉદ્‌ગારો કાઢી રહી રહી, તે સમયે એક કાષાય વસ્ત્રધારી સંન્યાસી યુવક તેના ઓરડામાં આવી પહોંચ્યો. તે યુવકને વિલાસકાનમાં પ્રવેશ કરતી વેળાયે દ્વારપાળે અટકાવ્યો હતો, પરંતુ તેણે રાજરાણીને મળવાનું ખાસ કારણ દર્શાવવાથી તથા પોતાના પરિચય આપવાથી તેને આવવા દેવામાં દ્વારપાળે કોઇ પણ પ્રકારની બાધા નાખી નહિ. તે મહારાણીના ઓરડામાં આવી પહોંચ્યો, ત્યારે મહારાણી નાના પ્રકારની ચિંતાઓમાં નિમગ્ન થઇને અગાસીમાં બેઠી બેઠી પોતાના શોકોદ્‌ગારને સ્વગત જ વિવિત કરી રહી હતી, આવા સંન્યાસીએ તેની ચિંતામાં વિઘ્ન નાખવાનું અનુચિત ધારીને તે કક્ષમાંના એક કાષ્ટાસનપર આસન ગ્રહણ કરી લીધું. રાજરાણી મહા ચિંતાતુર અવસ્થામાં આવી પડેલી હોવાથી તેને સંન્યાસીના આગમનની કશી પણ ખબર પડી નહિ. તે તો પોતાના મનમાં જે કાંઇ વિગારો આવતા ગયા તેને ઉન્માદગ્રસ્ત મનુષ્યની પેઠે બહાર વ્યકત કરવા માંડી. સંન્યાસી પણ કૌતુહલ વૃત્તિથી એકાગ્ર ચિત્તે તેનું શ્રવણ કરવા લાગ્યો.

તે યુવતી પુનઃ બકવા માંડી કે;—" મારી આવી દુર્દશા થાય ખરી કે? જેણે મને અનેક પ્રકારનાં પ્રલોભનો આપ્યાં હતાં, મને દ્દઢ વચન આપી કહ્યું હતું કે, હું તારા વિના વિના અન્ય કોઇ પણ સ્ત્રીના પાશમાં પડીશ નહિ, તે સોમદત્ત કદાપિ આવા પાપપંકમાં પડે ખરો કે? અરે તેના ચિત્તમાં પરસ્ત્રી પ્રતિ આટલી સીમાપર્યન્ત

લંપટતા વધી જાય ખરી કે? કદાપિ નહિ. આ સર્વ મારા ભાગ્યનો જ દોષ છે. હું મહાપાપિણી છું, ઘાતકિની છું. મેં મારા માટે મારાં માતપિતાએ જે પતિ નિર્માણ કર્યો હતો તેને પ્રતારણા કરી છે, અરે દગો દીધો છે! મારી જેવી ચાંડલિનીને માટે ક્ષમા પણ શાની હોઇ શકે? ઇશ્વર મને મારાં પાપોની ક્ષમા પણ શી રીતે કરે? હું માત્ર એક જ પાપની કરનારી છું, એમ નથી, મારા દ્વારા અનંત પાપો થઇ ચૂક્યાં છે. મેં વિશ્વાસઘાતિનીએ મારા કૃપાળુ અને ધર્માવતાર રક્ષક જમીનદારની હત્યા કરી છે. તેનું ભીષણ દૃશ્ય મને અત્યારે કંપાવી મૂકે છે! અરે! પ્રથમ નારીજાતિની મહત્તા શી છે, તે તો હું જાણતીજ નથી. આજસુધીમાં મેં અનેક પુરુષોની પવિત્રતાનો ધ્વંસ કર્યો છે. અનેક સ્વરૂપસંપન્ન નરોને માર્ગના ભીખારી બનાવી દીધા છે! ધર્મ કોને કહે છે તથા સ્ત્રી જાતિનાં સત્યકર્ત્તવ્યો શું છે એની તો મેં અત્યાર સુધી કલ્પના પણ કરી નથી! મારાં આ સર્વ પાપોના બદલામાંજ મારા પતિએ મારો ત્યાગ કર્યો છે! હું એમનો શો દોષ દઉં? જ્યારે મારૂં પોતાનું હૃદય જ પાપપંકજમાં ડૂબેલું છે, મેં પોતે જ વાર વિલાસિકા વેશ્યાનું સ્વરૂપ ધારણ કરીને અનેક પુરુષોનું ગમન કર્યું છે, ત્યારે તેઓ અન્ય અબળામાં આસક્ત થાય તો તેમાં પણ શું આશ્ચર્ય હોઇ શકે? હું પોતે જ જ્યારે પાપના પયોધિમાં ડૂબી ચૂકી છું, ત્યારે તેમને દોષિત શી રીતેગણી શકું? જગતનો એ એક સિદ્ધાંત જ છે કે, મનુષ્ય પોતાના પગતળે બળતા ભયંકર અગ્નિને જોઇ શકતો નથી, પરંતુ પાડોશીના ઘરમાંથી નીકળતા ધુમાડાપર પણ આક્ષેપ કરવા બેસી જાય છે. હાય! હું આવી કુકર્મગામિની શામાટે થઇ!”

આ સાંભળીને તે ઓરડામાં મૌનવ્રતધારી બેઠેલોસંન્યાસી પોતાના મનમાં જ કહેવા લાગ્યો કે;—“હેં! આ સર્વ સત્ય છે કે હું એક પ્રકારના સ્વપ્નજાળમાં આવી પડયો છું! શું સૂર્યમાં શીતળતાનો સંચાર! હળાહળમાં અમૃતનો આભાસ! ભયંકર વિષધારિણી કાળીનાગિણીના

હૃદયમાં પશ્ચાતાપ! આ બધું શું પરિવર્તન! જો વારંવાર એના હૃદયમાં આવોને આવો પશ્ચાતાપ ચાલૂ રહેશે તો તે અવશ્ય એ દાનવીમાંથી દેવી બની જશે અને મારો પ્રતિશોધ લઈ શકાશે નહિ. મારૂં આ સંન્યાસી વ્રત ધારણ કરવાનું કારણ બીજું કશું નથી, પરંતુ પાપાત્મા સોમદત્તે મારો જે સર્વનાશ કર્યો છે, તેની પ્રતિહિંસા અને પ્રતિશોધ લેવાનોજ મારો મુખ્ય ઉદ્દેશ છે! જો હવે આ બાજી હાથમાંથી છટકી જશે તો મારા સકળ પ્રયત્નો વૃથા જશે અને કદાચિત્ એ દુર્દાન્ત દાનવના કોપાગ્નિમાં પડીને ભસ્મીભૂત થવાનો પ્રસંગ પણ આવી લાગશે! માટે ચાલ, હવે એક ક્ષણનો પણ વિલંબ કર્યા વિના એ પશ્ચાતાપથી દગ્ધ થતી હળાહળધારિણી કામિનીના હૃદયમાં મારા પિશાચી પ્રપંચનો સંચાર કરૂં! પ્રપંચરૂપ પ્રબળ શસ્ત્રની સહાયતા વિના કુત્સિત વૃત્તિના મનુષ્યપર સહજમાં વિજય મેળવી શકાતો નથી. એ પ્રપંચના હથિયારની સહાયતાથીજ ચાણક્ય જેવા કુટનીતિ વિશારદ પંડિતે નંદ જેવા મહા ગર્વિષ્ટ અને મહોન્મત્ત રાજાના વંશને જડમૂળથી નષ્ટ કર્યો હતો તથા ચંદ્રગુપ્તના સમાન એક સાધારણ બાળકને સમસ્ત મગધ સામ્રાજ્યનો સ્વામી બનાવ્યો હતો! રમાસુરામ પણ મને વારંવાર પ્રપંચનાં પરાક્રમો સંભળાવતા હતા, તો પછી મારે પણ એનું અવલંબન શા માટે ન કરવું! કરવું, કરવું અને અવશ્ય કરવું જ! હું મારા પ્રપંચરૂપી પ્રબળ સહચરની સહાયતાથી આ પ્રતિહિંસા પરાયણા મહારાણી માલિનીને સોમદત્તના મૃત્યુની કારણીભૂત બનાવીશ તથા મારા પ્રતિશોધને સુખપૂર્વક પૂર્ણ કરીશ. જ્યાં સુધી હું મારી પ્રતિજ્ઞાને પાર પાડીશ નહિ, ત્યાં સુધી મારા અવતારનું સાર્થક્ય થયું ગણાશે નહિ."

સપ્તદશ પરિચ્છેદ

## પ્રપંચનો પ્રારંભ

મૈં બુલાતા હું ઉસકો મગર એ જજ્બએ દિલ;
ઉસ પૈ બન જાયે કુછ ઐસી કિ બિનઆયે ન બને.
ખેલ સમઝા હૈ કહીં છોડ ન દે ભૂલ ન જાયે;
કાશ યૂં ભી હો કિ બિન મેરે સતાયે ન બને.
ગૈર ફિરતા હૈ લિયે તૂં તેરે ખતકો કિ અગર;
કોઈ પુછે કિ યહ કયા હૈ તો છિપાયે ન બને.

આ પ્રમાણે વિચાર કરી તે મહારાણી માલિની અથવા તો પૂર્વકથિત તરુણી પાસે અગાશીમાં ગયો અને તેને ઉદ્દેશીને બોલ્યો કે;– “રાજરાણી! આવી કલ્પના કરવામાં તમારો ભયંકર પ્રમાદ થાય છે. તમે તમારી જાતને વખોડીને સોમદત્તની પ્રશંસા કરો છો, એજ તમારો ભયંકર ભ્રમ થાય છે, એમ સ્પષ્ટ બતાવી આપે છે. તમે કદાચિત્ અવસ્થાના યોગે પાપકર્મમાં લિપ્ત થયાં હશો, પરંતુ તે પાપનાં ભાગી તમે નથી, પરંતુ તમને પાપમાર્ગમાં દોરનારા કુવૃત્તિપરાયણ પામર પુરુષોજ છે, કારણ કે, જો તેમણે તમારા હૃદયમાં કુવાસનાઓ પ્રદીપ્ત ન કરી હોત, તો તમે કદાપિ પાપકર્મમાં સમ્મત થાત નહિ જ. સ્ત્રી જાતિનો સ્વભાવ સ્વાભાવિક જ નિર્મળ હોય છે, તે કોઈનું ખોટું અનુકરણ સત્વર કરી લે છે, જો કામી અને પાપીષ્ટ સોમદત્તદ્વારા તમારું સતીત્વ નષ્ટ ન થયું હોત, જો તમારાં માતાપિતા આજસૂધી જીવિત હોત, તથા અન્યાન્ય સંજોગોમાં મૂકાવાથી કુચારિત્રવાળા યુવકોએ તમને અનીતિનાં માર્ગમાં પ્રવૃત્ત ન કર્યાં હોત તો, તમે આજે અવશ્ય એક ગૃહલક્ષ્મી તરીકે જ પૂજાતાં હોત. તમે કોઈ અંધકારમય સંસારની

આલોકમયી દેવી તરીકે વિરાજતાં હોત, કોઇ ઉદાર હૃદયી પુરુષની સુગંધિત કમલિની બની શક્યાં હોત, એમાં લેશ માત્ર પણ સંદેહ નથી. પરંતુ તમારાં મંદ ભાગ્યેજ એ સર્વે ન થવા દેતાં સોમદત્ત જેવા પાપી વૃત્તિના અધિકારમાં તમને લાવી મૂક્યાં છે. એમાં તમારો લેશ માત્ર પણ દોષ નથી. કારણકે, પુરુષ તો પિશાચ અને સ્વાર્થમય જ હોય છે, તેથી તમારા જેવી મનોહર ફૂલની કળીને પોતાના પગતળે કચરી નાંખવાનું કોઇ સ્વાર્થી પુરુષ સાહસ કરે તો તેમાં કાંઇ આશ્ચર્ય જેવું નથી. તમને પણ એવાજ સ્વાર્થી અને દગાબાજ પતિ સાથે પાનારૂં પડેલું હોવાથી, સંસાર પ્રતિ આટલો બધો અભાવ આવે છે, પરંતુ વાસ્તવિક રીતે તેવો અભાવ ન આવવા દેતાં તેવા પિશાચ અને સ્વાર્થ પરાયણ પુરુષને તેના કર્મની યોગ્ય સજા આપવી જોઇએ કે, જેના યોગે બીજી અનેક અબળાઓ તમારી પેઠે પીડિત થતી અટકી શકે.

"જે સ્નેહયી રમણી હૃદયની પ્રેમકથા મનુષ્યના જીવનમાં સંજીવનીનું કાર્ય કરે છે, જે અતુલ પ્રેમ આ લોકને સ્વર્ગ બનાવી દે છે, જે પ્રેમ સદોદિત આનંદ તથા શાંતિજ આપ્યા કરે છે, મૂર્ખ અને સ્વાર્થાન્ધ મનુષ્ય તેના અપૂર્વ મહિમાને બિલકુલ સમજી શકતા નથી. હૃદયની અતુલનીય સહાનુભૂતિ નરકને પણ સ્વર્ગ બનાવી દે છે, પુરુષ એ વાતનો એકવાર પણ વિચાર કરતા નથી. જો વિચાર કરવાનું સામર્થ્ય તેમનામાં હોત તો સંસાર સુખનો ખજાનો બની જાત, પ્રત્યેક ગૃહ નન્દનકાનનના રૂપમાં પરિણત થઇ જાત, પ્રત્યેક રમણી પારિજાતનું રૂપ ધારણ કરી પુરુષનાં મન અને નેત્રોને પરિતૃપ્ત કરી શકત. પરંતુ વિધાતાએ પુરુષોને નિષ્ઠુર બનાવ્યા છે, તેમના મનને વજ્રસમાન કઠિન બનાવ્યાં છે, નેત્ર હોવા છતાં પણ તેઓ અંધા છે, તેમનાં હૃદય મરૂભૂમિ સમાન છે, એથી રમણીનો સ્નેહ, માયા અને પ્રેમનાં બીજ તેમનામાં અંકુરિત થઇ શકતાં નથી. તમે પણ તેવાજ કામુક કીડાઓ દ્વારા તથા મુખ્યત્વે સોમદત્ત જેવા પાષાણ હૃદય પુરુષના અત્યાચાર

અને નૃશંસ વ્યવહાર દ્વારા મર્માહત થયાં છો. તમારાં સંસારસુખની સમ્પૂર્ણ આશાઓનો ધ્વંસ થયો છે. પુરુષનો પ્રેમજ વિચિત્ર પ્રકારનો હોય છે. તેમના પ્રેમની ગતિજ કાંઇક વિલક્ષણ હોય છે. તમારા દુર્ભાગ્યના પ્રબળ ઝંઝાવા તે તમારી સૌભાગ્યનૌકાને જળમગ્ન બનાવી દીધી છે અને એનો કર્ણધાર પાપિષ્ટ સોમદત્ત જ છે. પાખંડી સોમદત્તે કામાતુર થઇને પશુઓની પેઠે પોતાની કામવાસનાને ચરિતાર્થ કરવા માટે તમારા જેવી કોમલ કામિનીના હૃદયપર અસહ્ય આઘાત કર્યો છે. પુરુષ દીવાના અથવા તો ઉન્માદી શા માટે બની જાય છે, એનું ખરૂં કારણ તમે જાણો છો ખરાં કે? જો ન જાણતાં હો તો હું પોતેજ જણાવી દઉં છું કે? ફક્ત એક કુલટા કામવાસનાને માટેજ! તે મારની સના એવી પ્રબળ છે કે જેના યોગે કામાતુર પુરુષોએ બિચારી અનેક પ્રમદાઓને સદાને માટે કલંકિત બનાવી દીધી છે, સંસારમાં નિંદા તથા અવહેલના પાત્ર ઠરાવી દીધી છે. જો તમારી અધોગતિ થવામાં તમારો જ દોષ ગણતાં હો તો તેમાં તમારી ભયંકર ભુલ થાય છે. કારણ કે, તમે એક કોમળહૃદયા અને વિચારજ્ઞાનશૂન્યા નિર્દોષ અબળા હોવાથી તેમજ બાલ્યાવસ્થામાં જ તમારાપર પાપ પ્રચારક શયતાન અને કામાંધ પુરુષોએ કુદૃષ્ટિ કરેલી હોવાથી તમારૂં મન ભ્રમિષ્ટ બની જાય, તો તેમાં કશી પણ અજાયબી નથી. મારી આ બધી વાર્ત્તાપરથી તમે એટલું તો અવશ્ય સમજી શકયાં હશો કે, તમને અત્યારે આવી કફોડી સ્થિતિમાં લાવી મૂકનાર પાપાત્મા સોમદત્ત જ છે અને એટલા માટે તમારે તેને નિર્મૂળ કરવા માટેની તથા આ ધરાના વક્ષપર તેના અસ્તિત્વને સદાને માટે નષ્ટ કરવાની યોગ્ય ચેષ્ટા અવશ્ય કરવી જ જોઇએ."

સંન્યાસીના આવાં તેજોમય તથા ગાંભીર્યપૂર્ણ વાક્યો સાંભળીને તે મનોહારિણી મહારાણી માલિની અત્યંત આશ્ચર્યાન્વિત બની ગઇ. તે કેટલીક વાર પર્યન્ત વિચારોના વમળનું મંથન કર્યા પછી બહુજ ધીમા સ્વરથી બોલી કેઃ—" સંન્યાસિન્! આપ એક પુરુષ હોવા છતાં

પુરુષજાતિને આટલી સીમાપર્યન્ત ઘૃણાની દૃષ્ટિથી શા કારણથી જુઓ છો, એ હું કોઇપણ પ્રકારે સમજી શકતી નથી. આપના કથનમાં કાંઇક સત્યનો અંશ તો અવશ્ય સમાયલો છે, પણ તેમ છતાં હું તેનો મુક્ત કંઠથી સ્વીકાર કરી શકતી નથી. મારા અપરાધનું અન્યના શિર પર આરોપણ કરીને હું મહાપાતકિની થવા ઇચ્છતી નથી. હું પાપના પયોધિમાં ડુબેલી જ છું, તેથી હવે ધર્મની નૌકા ધારણ કર્યા વિના અન્ય કોઇપણ પાપમય કાર્ય કરી શકું તેમ નથી. હું નથી સમજી શકતી કે, આજે આપ પુરુષ વર્ગને આટલી સીમા પર્યન્ત કનિષ્ટ પંક્તિમાં કેમ મૂકી ઘો છે! શું બધા પુરુષોની પ્રકૃતિજ એવા પ્રકારની નીચ હોતી હશે ખરી કે? એકપત્ની વ્રત ધારક મહાત્મા રામચંદ્રજીએ પોતાની જીંદગી સૂધી સીતા દેવી સિવાય અન્ય કોઇપણ પર સ્ત્રી તરફ આંખ પણ ઉંચી કરી નહોતી, એ વાર્ત્તા શું આપના હૃદયમાંથી વિસ્મૃત થઈ ગઇ છે? હું ધારૂં છું કે, મારા પતિ સોમદત્ત પણ તેવાજ પવિત્ર છે, માટે હવે મારે તેમના અકલ્યાણની કામના ન કરતાં મારા પોતાના અત્યંત અવગુણોનો પરિત્યાગ કરી સદ્ધર્મનો સ્વીકાર કરવો જોઈએ. કારણ કે, તે દીનદયાળુ પરમાત્મા સિવાય હવે આ નશ્વર વિશ્વમાં મારૂં કોઇપણ આત્મીય જન રહ્યું નથી તેમજ આ મોહમય અને નરકના માર્ગપર ધકેલી જનારા મહા આડંબરમંડિત રાજ મહાલયમાં મને રહેવાની બિલકુલ ઇચ્છા નથી. કારણ કે, આ સ્થળે શાન્તિનું સ્થાન નથી, પવિત્રતાનું નામ નથી, ન્યાય, નીતિ અને ધર્મ જેવા વિશ્વોદ્ધારક સદ્‌ગુણોનો નિવાસ નથી, તેથી મારી અહીં રહેવાની ઇચ્છાજ નથી."

"ઘણીજ શોચનીય વાર્ત્તા છે કે, મારો ઉપદેશ તમારા અત્યંત કઠિન હૃદયપર પોતાની કશી પણ અસર કરી શક્યો નથી. હું તમને એમ પૂછવા માગું છું કે, અત્યારે તમારા મનમાં જે વૈરાગ્ય ઉત્પન્ન થયો છે, તે શાશ્વત રહી શકશે ખરો કે? ધર્મનાં અતિ કઠિન બંધ-

તેમાં બંધાઇને તમે તમારા આ વિલાસવૈભવ પ્રિય હૃદયપર કાબૂમાં રાખી શકશો ખરાં કે? તેમજ એક વૈરાગ્યવતી વનિતાએ જે જે સત્કર્મો કરવાનાં છે તે સત્કર્મોમાં તમારાં આ મહા મદોન્મત ચિત્તને પ્રવિષ્ટ કરી શકશો? જો તેમ નહિ કરી શકો તો અતો ભ્રષ્ટ તતો ભ્રષ્ટ બની જશો અને છેવટે ત્રિશંકુ સમાન વિષમ અવસ્થામાં આવી પડશો. મને સ્પષ્ટ ભાસે છે કે, તમને આ એક પ્રકારનો સ્મશાન વૈરાગ્યજ ઉત્પન્ન થયો છે અને તેથી તમે તમારે માટેજ ઉંડો ઉદધિ ખોદવાનું નિર્માણ કરી રહ્યાં છો. જો એ વાર્ત્તા સત્ય હશે, તો પછી તમારી જે ભયંકર અવસ્થા થશે, તેનું શાબ્દિક વર્ણન મારાથી કરી શકાતું નથી.” સંન્યાસીએ પોતાના પ્રપંચજાળનો વિસ્તાર કરવા માંડયો.

“ત્યારે શું હું અત્યાર સુધી ભ્રમણામાંજ ભમી રહી છું? મારી આ સર્વ કલ્પનાઓ કેવળ આકાશ પુષ્પ સમાનજ છે? જો તેમજ હોય, તો મારે શું કરવું અને શું ન કરવું એનો યોગ્ય ઉપાય બતાવો આપના વિના અત્યારે મારી નૌકાને કોઈ પણ સીધી પાર ઉતારે તેમ નથી.” મહારાણી માલિનીએ ઉપર્યુક્ત પ્રશ્ન પૂછયો.

“ઘણીજ આનંદની વાત છે કે, તમારા હૃદયમાં મારા બોધની કાંઇક અસર થવા માંડી છે, જો તમે તમારા જન્મનું સાર્થક્ય કરવા ઇચ્છતાં હો તો મારી એક વાર્ત્તા માની લ્યો. તે વાર્ત્તા એ છે કે, જયારે એ પિશાચ હૃદય સોમદત્તે પોતાની પ્રતિજ્ઞાનો ભંગ કરી તમોને દગો દીધો છે. તમારી સર્વે આશાઓને ધુળમાં મેળવી દીધી છે. તમારા પ્રેમનો પ્રતિકાર કરીને તે અન્ય અંગનાના રૂપમાં મોહિત બની ગયો છે, ત્યારે તમારે પણ એને અનીતિના માર્ગમાં જતો અટકાવવો એ તમારો પરમ ધર્મ છે. કારણ કે, સતી વિના પતિની ગતિ નથી અને પતિ વિના સતીની ગતિ નથી. તમે જો એ કુપથગામી સોમદત્તનાં પાપમય આચરણને નહિ સુધારો તો તેના યોગે તમારા જેવી અનેક

સન્નારીઓના શીલનો ભંગ થશે તથા અલ્પસમયમાંજ સમસ્ત રાજ્યમાં એક પ્રકારનો ભયંકર હાહાકાર મચી જશે અને એના યોગે સોમદત્તનું અકાળમૃત્યુ પણ થશે. જો વાસ્તવિક તેમ થશે તો પછી તમને વૈધવ્ય પ્રાપ્ત થશે અને નિરૂપાયે તમારે આ રાજ્યનો, રાજ મહાલયનો અને સર્વ વૈભવોનો પરિત્યાગ કરીને વનનો નિવાસ સ્વીકારવો પડશે. સોમદત્તનું હૃદય પાપમાં એટલું બધું પ્રવૃત્ત થઇ ગયું છે કે જો તેને હવે કોઇપણ સુબોધ આપનાર વ્યક્તિ નહિ મળે તો તે અલ્પ સમયમાંજ મહા અનર્થ જાગ્રત કરશે અને પછી તેને સુધારવાનો એક પણ ઉપાય અવશિષ્ટ રહેશે નહિ." સંન્યાસીએ ધીમે ધીમે તેના હૃદયમાં વિષનો પ્રવાહ રેડવા માંડ્યો.

"હા હા આપનો આ માર્ગ મને અતિ શ્રેયસ્કર ભાસે છે. મારા જેવી ભયંકર ભામાના હૃદયમાં આટલી બધી નિર્બળતાનો સંચાર કેમ થયો એ હું કોઇપણ પ્રકારે સમજી શકતી નથી. મારા સર્વ મનોરથોને ધૂળમાં મેળવનાર, મારી આશાઓનું પતન કરનાર, મારા પ્રેમને છેક તુચ્છ ગણી સપત્નીના અગ્નિથી મારા હૃદયને દગ્ધ કરનાર પાપાત્મા, પર સ્ત્રી લોલુપ સોમદત્ત તરફ મને પ્રેમની ભાવના શા માટે ઉપજે છે? દયા અને તે પણ મારા જેવી રાક્ષસીના દિલમાં? વાત્સલ્ય અને તે પણ મારા જેવી વિચારી વનિતાના હૃદયમાં? માયા અને તે પણ મારા જેવી માયાવિની માનિનીમાં? મમતા અને તે વળી મારા જેવી નારના અવતાર રૂપ કાળીનાગણીમાં? કદાપિ સંભવેજ નહિ! ઓહ નિર્બળ હૃદય! તને આવી નિર્બળતા ધારણ કરતાં લેશ માત્ર પણ લજ્જા નથી આવતી? સંન્યાસી મહારાજ! હું હવે બહુજ સારી રીતે સમજી શકી છું. કે મેં એ પરસ્ત્રીઓની પવિત્રતાને નષ્ટ કરનાર, સતીઓનું સતીત્વ હરનાર અને અધમતાના અવતારરૂપ સોમદત્ત પ્રતિ જે દયા દર્શાવી છે, તેમાં મારો ભયંકર પ્રમાદ થયો છે. મારે કૃપા કરીને કહો કે, એ શયતાનના સોબતીનું પતન કરવામાં

મારે ક્યા ઉપાયનું અવલંબન કરવું તથા શું શું સાધનો તૈયાર રાખવાં જોઇએ વારૂ ?'' મહારાણી માલિનીના હૃદયમાં ધીમે ધીમે સંન્યાસીના વિષમય ઉપદેશ રૂપ પ્રવાહનો સંચાર થવા માંડયો.

"મહારાણી, ઉપાય તો એક નહિ પણ અનેક છે. પરંતુ તે ઉપાય અજમાવતાં પહેલાં હૃદયમાં જે સાહસ, ઉત્સાહ અને શક્તિની આવશ્યકતા છે, તે તમારામાં છે ખરી કે ? તમારામાં હું જે ઉપાય બતાવું તે પ્રમાણે વર્ત્તવાની હિમ્મત હોય તોજ હું તમને તે ઉપાય બતાવું નહિ તો પછી જો મારા કહેવાનું કશું પરિણામ ન આવે તો મારી એ ઉપાયને બતાવવાની ઇચ્છાજ નથી. કારણ જે ઉપદેશની સફળતા થવાની આશાજ નહોય તે ઉપદેશ નકામો ફેંકી દેવો, એમાં મહા ભયંકર પાતક સમાયલું છે. હુ તમારી અત્યારની સ્થિતિ જોતાં સ્પષ્ટ જોઈ શકું છું કે તમારાથી મારા ઉપદેશનું પાલન કરી શકાય તેમ નથી તે નથીજ." સંન્યાસીએ ગંભીરતાથી કહ્યું.

"મહાત્મન્ ! હું આપના ઉપદેશનું પાલન ન કરી શકું એનું કાંઈ કારણ ?" મહારાણી માલિનીએ અત્યંત આશ્ચર્યાન્વિત થઇને પૂછ્યું.

"કારણ માત્ર એટલું જ, કે તમારૂં હૃદય અત્યંત નિર્મળ છે. તે ઉપાયને પ્રત્યક્ષ પરિણત કરવામાં જે પ્રકારનું સાહસ જોઇએ છીએ તેનાથી તમારૂં હૃદય સર્વથા શૂન્ય છે." સંન્યાસીએ મહારાણી માલિનીના હૃદયમાં એક પ્રકારનો ભયંકર ક્રોધાગ્નિ પ્રદીપ્ત કરવાના ઉદ્દેશથી કહ્યું.

"ના મહારાજ ! આવી કલ્પના કરવામાં આપનો ભયંકર પ્રમાદ થાય છે. મારાપર નિરર્થક આક્ષેપ મૂકાય છે. આપને વિદિત જ હશે કે, સંસારમાં સ્ત્રીઓએ પ્રપંચ વિદ્યામાં કેવી અનુપમ દક્ષતા પ્રાપ્ત કરી છે. કૈકેયીના કારસ્થાનથીજ ભગવાન રામચંદ્રજી જેવા મહા પ્રતાપી પુરુષને વનવાસનો સ્વીકાર કરવો પડ્યો હતો, મહારાણી સુરાદેવીનાં

કાવત્રાં અને સહાયતાથી જ ફૂટનીતિ કુશળ ચાણક્ય દેવ સમસ્ત નંદવંશને નિર્મૂળ કરી મૌર્યવંશની સ્થાપના કરવાને સશક્ત થયા હતા. તો પછી મારાથી આપના ઉપદેશનું પાલન નહિજ થઈ શકે એવી આપનાથી કલ્પના પણ શી રીતે કરી શકાઇ, એ કોઈ પણ પ્રકારે મારા લક્ષ્યમાં આવી શકતું નથી. હું ધારૂં છું કે, તમે સંસાર ત્યાગી સંન્યાસી હોવાથીજ સ્ત્રીઓની પ્રબળ શક્તિઓથી સર્વથા અજ્ઞાત છો. સ્ત્રીઓ વિશ્વનો ગ્રાસ કરવો હોય તો તેમ પણ કરી શકવાને સમર્થ છે. ” મહારાણી માલિનીએ પોતાની શક્તિનો પરિચય આપતાં કિંચિત્ ઉગ્રસ્વરૂપ ધારણ કરીને કહેવા માંડ્યુંઃ—“ સંન્યાસિન્! જે જે મહાન કર્યો થયાં છે, તેનો મુખ્ય ભાગ ભજવનાર પ્રતાપી પ્રમદાઓજ છે. વીરતાના વિષયમાં ઝાંશીની મહારાણી લક્ષ્મીબાઇ, મહા સતી કર્મ દેવી, આદિનારીઓ પણ કેવી વિખ્યાતિ મેળવી શકી છે એ પણ આપ સારી રીતે જાણતા જ હશો. વિશ્વને કંપાવનાર મહાપુરુષોની જન્મદાત્રી પણ સ્ત્રિઓજ છે. મૂર્ખ અને મિથ્યાભિમાની મનુષ્યોજ સ્ત્રીઓના અતુલબળ અને અપૂર્વ બુદ્ધિમતાપર ભયંકર આક્ષેપ કરે છે. પરંતુ જેઓ ઉદારહૃદય છે, જેમનામાં વસુધૈવ કુટુમ્બકમનો મહામંત્ર ભીષણ ગર્જનાઓ કરતો ગાજી રહ્યો હોય છે, તેઓ તેમનામાં જે જે સદ્‌ગુણો અસ્તિત્વ ધરાવે છે તેનો સ્વીકાર કર્યા વિના રહેતા નથી. હું આને એમ પૂછવા માગું છું કે, શું શક્તિસ્વરૂપિણી સ્ત્રીઓ સંસારવાસને માટે સર્વથા અયોગ્યજ છે ? સ્ત્રીઓથી કોઇ પણ મહાન્ કાર્ય કરી શકાતાં જ નથી ? જો આપની એવી ધારણા હોય તો એમાં આપનો માત્ર પ્રમાદ જ થાય છે. ઇશ્વરે સ્ત્રી અને પુરુષ ઉભયને સમાન શક્તિ પ્રદાન કરી છે. પરંતુ પુરુષો તે શક્તિને સારી રીતે કેળવી શકે છે અને સ્ત્રીઓ પરાધીના હોવાથી તેમની તે મહત્ શક્તિ સદાને માટે દબાઇ જાય છે. અને તેના યોગે જ તેઓ વિશ્વમાં પોતાના પરાક્રમનો પરિચય કરાવવાને ભાગ્યશાળી થઈ શકતી નથી. આ કારણથી જ લોકોએ

સબળાને અબળાનું ઉપનામ આપ્યું છે જો તેમ નથયું હોત તો સ્ત્રીઓ સમસ્ત સંસારમાં પોતાની પ્રબળ સત્તાનો વિસ્તાર કર્યાવિના રહી શકી ન હોત તે નજ હોત. ”

“ ત્યારે સાંભળો, હું જે ઉપદેશ આપું છું તેને બરાબર લક્ષપૂર્વક સાંભળી લ્યો. પરંતુ હા—એક વાત ઠીક યાદઆવી. મારો તે ઉપદેશ અત્યંત ભયંકર હોવાથી તથા તેના યોગે એક મહાન પરિવર્તન થવાની સંભાવના હોવાથી જો આપણા તે ઉપદેશને કોઈ સાંભળી જશે તો મહાન અનર્થ ઉત્પન્ન થશે અને સોમદત્તનું કોઇ પણ મનુષ્ય અથવા ગુપ્તચર એ સંવાદ સાંભળી લઇને તેને પહોંચાડી દેશે તો તેના યોગે આપણો વિજયનો મૃત્યુકાળ પણ સમીપ આવી લાગશે. ” સંન્યાસીએ સહજ ભયભીત થઇને ઉપર્યુક્ત વાક્યોનો ઉચ્ચાર કર્યો.

“ ના મહારાજ, ડરવાનું કશું પ્રયોજન નથી, હું હમણાં જ નીચેનાં દ્વાર બંધ કરી આવું છું અને તે સાથે સોમદત્તનો કોઇપણ ગુપ્તચર નીચે છુપાયો છે કે નહિ તેની પણ યોગ્ય તપાસ કરતી આવું છું. ” આમ કહીને મહારાણી માલિની નીચેના દ્વાર બંધ કરવા માટે ચાલી ગઇ.

આ તરફ સંન્યાસી વિચારવા લગ્યો કે;—“ હું સંન્યાસીના રૂપમાં તો અહીં આવી પહોંચ્યો. અને આ પહેલાં પણ મેં આ મૂર્ખ મહારાણીને મારો સંન્યાસી તરીકે પરિચય આપ્યો, પરંતુ જો કદાચિત્ એ જાણી જશે કે, હું વાસ્તવિક રીતે સંન્યાસી નહિ, પણ સોમદત્તનો મિત્ર વિજય છું, તો પછી મારી બધી બાજી ધૂળમાં મળી જશે અને જે ઉદ્દેશથી હું આ કારસ્થાનો રચી રહ્યો છું, એ ઉદ્દેશ પણ ફળીભૂત થઇ શકશે નહિ. પણ ફિકર નહિ, તેણે મને વિજયના રૂપમાં કદાપિ જોયેલો નથી, જેથી તે મને કદાપિ ઓળખી શકશે નહિ. મારા પરિચયને પણ પ્રાપ્ત કરી શકશે નહિ. પરંતુ હવે મારે આ મહારા-

સ્ત્રીને શી રીતે સોમદત્તના અકલ્યાણના માર્ગમાં પ્રેરિત કરવી જોઇએ, એનો કશોય વિચાર મારા મનમાં આવી શકતો નથી. સોમદત્ત અને મારે કેવી મિત્રતા છે તે તો મારૂં મન જ જાણે છે. તે પાપાત્માએ મારા સર્વસ્વને સદાને માટે નષ્ટ કરી નાખ્યું છે, તેના પ્રતિ મારાથી કદાપિ દયા અથવા માયા દર્શાવી શકાશે નહિ. જ્યાંસૂધી તે દુરાત્મા-દાનવને હું એકવાર પણ આંખોમાંથી આંસૂ વહાવી શકીશ નહિ, ત્યાં સૂધી મારા હૃદયમાં વ્યાપેલી ઘોરતમ હિંસાનું નિવારણ થઇ શકશે નહિ. હું ગમે તે ઉપાયે એ પાપાત્માને પૃથ્વી પરથી નાબૂદ કરીશ. ઇશ્વરે આ મહારાણી માલિનીરૂપ રમકડાંને ઠીક વખતપર મારા હાથમાં સુપ્રત કર્યું છે. હું ધારૂં છું કે, એનો સંસર્ગ કરાવવામાં પણ ઇશ્વરની અવશ્ય મારા પ્રતિ કાંઇક સહાનુભૂતિ જ હશે. જો તેમ ન હોય તો મારા જેવા એક માર્ગના ભિક્ષુકને આ મહાન મહારાણીનો સંયોગ થવાની સંભાવના પણ શી રીતે રાખી શકાય. હું આજથી આઠ દસ દિવસ પહેલાં સ્નાનાર્થે જતો હતો અને તે સમયે અગાશીમાં બેઠેલી આ મહારાણી માલિનીએ મને શું આ ઉદ્દેશની સાધના માટે જ અહીં બોલાવ્યો હશે ? અને ત્યાર પછી પણ નિત્ય આવવાનો મને તેણે જે આગ્રહ પ્રકટ કર્યો છે, તેનો પ્રકૃત ઉદ્દેશ પણ આવો જ હશે ! પણ સોમદત્ત જો આ વાર્ત્તા જાણી જશે તો મારા પ્રાણ બચી શકશે નહિ, કારણકે, મેં તેને રમણરાયની પત્ની મનોહરને મેળવી આપવાનું વચન આપીને તેની પાસેથી રૂપિયા બે હજાર પણ લઇ લીધા છે. પરંતુ હજી સૂધી હું તેના શોધમાટે ગયો પણ નથી. તો શું એથી એ મને જીવતો છોડશે પણ ખરો કે ? હું ત્યાં નથી ગયો, તેનો હેતુ પણ મહાગહન છે ! રમણરાયની પત્નીનો પત્તો મેળવીને તેને સોમદત્તના હાથમાં સ્વાધીન કરવી, એ પણ મહાપાપ છે. પરસ્ત્રીઓના પાતિવ્રતને નષ્ટ કરનાર નરકના કીડાને ઉત્તેજન આપવું મને તો ઇષ્ટ લાગતું નથી. જો કદાચ સોમદત્ત મારા પ્રપંચને જાણી જશે અને મને મરણની સગન

કરશે તો તેથી હું લેશ માત્ર પણ વિચલિત થઇશ નહિ. પરંતુ અધર્મના માર્ગમાં તો મારાથી કદાપિ પ્રયાણ કરી શકાશે નહિ. એ કામાંધના અત્યાચારથી મારૂં હૃદય તો દગ્ધ થઇ રહ્યું છે અને તેમાં વળી અન્ય અબળાઓને દુઃખિત્ કરૂં, તો પછી તે બિચારીઓની શી દશા થાય એનો પણ મારે યોગ્ય વિચાર કરવો જોઇએ. હું મનુષ્ય છું, ઇશ્વરે મને માનવજાતિની કલ્યાણ કરવા માટે આ અવનીપર જન્મ આપ્યો છે, એ મારે કદાપિ ભૂલી જવું ન જોઇએ. ક્ષણિક અને નશ્વર માયાની પ્રતારણીમાં પડીને આત્મવિઘાતક થવામાં જે મહા ભયાનક પાપ સમાયલું છે, તેને હું બહુ સારી રીતે જાણું છું, તેથી મારાથી તેમ કદાપિ બની શકશે નહિ. કદાચિત્ કાળનો પણ કાળ આવીને મને અન્યાયના માર્ગમાં ઘસડી જવાનો પ્રયત્ન કરશે તો પણ હું તે પાપના પંથ ભણી કદાપિ પ્રયાણ કરીશ નહિ."

"પરંતુ હવે આ સર્વ વિષયોની આલોચના કરતાં અત્યારે મારા શિરપર જે મહાન કર્ત્તવ્યનો ભાર આવી પડ્યો છે, તેની પૂર્ણાહુતિ કરવાનોજ મારે નિશ્ચય કરી લેવો જોઇએ. સોમદત્તનું દગાબાજીથી ખૂન કરી આ મહારાણીને તેના રાજ્યાસનપર નિયુક્ત કરાવવી તથા સમય મળતાં મહારાજા મહેન્દ્ર કુમારનો પત્તો મેળવી તેમના અધિકારમાં તેમનું રાજ્ય પુનઃ સુપ્રત કરી દેવું એ માર્ગ જ મને તો વિશેષ શ્રેયસ્કર ભાસે છે તે અરસામાં સોમદત્તને મારવામાં શાં શાં કારસ્થાનો કરવાં જોઇએ એ બધા હું મહારાણી માલિનીને બતાવી આપું છું. મારી ચોક્કસ ખાત્રી છે કે, તેમના યોગે મારી ધારણા સફળ થઈ શકશે. સોમદત્તના અત્યાચારો અટકી જશે. પ્રજાજનોમાં શાંતિ ફરી વળશે અને રાજ્યનો ખરો હકદાર રાજ્યના સિંહાસનનો સ્વામી થશે. આ સિવાય બીજો એક પણ ઉપાય અવશિષ્ટ રહ્યો નથી. કદાચિત્ પાપનો ક્ષય કરવા જતાં અનીતિનું અવલંબન કરવું પડશે, પ્રપંચની સહાયતા લેવી પડશે અને દગાની બાજીનો વિસ્તાર પણ કરવો પડશે.

પરંતુ તે વિષયમાં ચિન્તા કરવાનું કશું પ્રયોજન નથી. હું એ બધાંને પહોંચી વળીશ. અસત્યનું આચરણ પણ કોઈક સમયે મહા ઉપયોગનું થઈ પડે છે. ધર્મના યુદ્ધોમાં પણ જ્યારે મહાન મહાન પરાક્રમશાળી યોદ્ધાઓએ પ્રપંચ અને દગાની બાજીનો ઉપયોગ કર્યો છે, રાજા યુધિષ્ઠિરે પણ અશ્વત્થામાને પ્રતારણા આપવા માટે નરોવા કુંજરવાનો ઉચ્ચાર કર્યો હતો. ભગવાન કૃષ્ણે અખંડ બ્રહ્મચારી ભીષ્મને પરાજિત કરવા માટે શિખંડીને નિયુક્ત કર્યો હતો, ત્યારે હું પણ એવાજ કોઇ કૂટ માર્ગનું અવલંબન કરૂં, તો તેમાં મારો શો દોષ છે! સત્યના પક્ષનું સમર્થન કરતાં કદાચિત્ અસત્યવાદનો આશ્રય ગ્રહણ કરવો એમાં કોઈ પણ પ્રકારના પાપનો સંભવજ નથી. બસ, હવે અર્થં સાધયામિ વા દેહં પાતયામિના મહામંત્રને ધારણ કરીને મારી જીવન નૌકાને પરોપકારના સમુદ્રમાં વ્હેતી મૂકી દેવી એજ મારા માટે સર્વથા ઉચિત છે.” સંન્યાસી આ પ્રમાણે વિચાર કરતો મહારાણી માલિની ના આગમનની પ્રતીક્ષા કરવા લાગ્યો. પરંતુ ઘણો સમય વીતી જતા છતાં જ્યારે તે નજ આવી, ત્યારે તે ઓરડામાં ઉઠીને આમ તેમ ચહલકદમી કરવા લાગ્યો.

થોડીવારમાં મહારાણી માલિની હંસગતિથી ચાલતી ત્યાં આવી પહોંચી. તેને પોતાની સમક્ષ આવેલી જોઇને સંન્યાસીએ પૂછ્યું:— “મહારાણી તમને આવતાં આટલો બધો વિલંબ શા કારણથી થયો વારૂ ? શું કોઇ પણ પ્રકારનું વિઘ્ન આવી પડયું હતું.”

“ના પ્રભુ! વિઘ્ન તો કાંઇ પણ આવ્યું નહોતું.” મહારાણીએ સંક્ષેપમાં ઉત્તર આપ્યું.

“ત્યારે તમને આવતાં આટલો બધો વિલંબ કેમ થયો ?” સંન્યાસીએ પુનઃ આતુરતાથી પૂછ્યું.

“સ્વામિન્! હું મારા નીચેના વસ્ત્રાગારમાં મારાં મલિન વસ્ત્રોનો

પરિત્યાગ કરીને સુંદર વેશ વિન્યાસ ધારણ કરવા ગઇ હતી અને તેના યોગે મને અહીં આવતાં સહજ વિલંબ થઇ ગયો છે. તે સિવાય વિલંબનું બીજું કશું કારણ જ નથી." મહારાણીએ ઉત્તર આપ્યું.

"આમ એકાએક નવીન વેશ વિન્યાસ ધારણ કરવાનું શું કારણ છે, એની તો હું કોઈ પણ પ્રકારે કલ્પના પણ કરી શકતો નથી. અત્યારે આપણે જે વિષયનો પરામર્શ કરવાનો છે, તેમાં નવીન વેશની કશી આવશ્યકતા હોય, એવી મારી ધારણા નથી. હું નથી સમજી શકતો કે, સોમદત્તના સુધારવાના વિષય સાથે મલિન કિંવા નવીન પોશાકનો શો સંબંધ જોડાયલો છે?" સંન્યાસીએ પોતાના વિસ્મયને અત્યંત વૃદ્ધિંગત કરીને આ વિલક્ષણ પ્રશ્ન પૂછ્યો.

"આપના આ વિચિત્ર પ્રશ્નને સાંભળીને મને આપના હૃદયમાં જે આશ્ચર્યનો સંચાર થયો છે, તેનાથી પણ વિશેષ આશ્ચર્ય ઉત્પન્ન થાય છે. આપ એક તરુણ, રસિક અને રમણીજાતિના પક્ષપાતી પુરુષ હોવા છતાં આવો વિલક્ષણ પ્રશ્ન શા માટે પૂછો છો?" માલિનીએ કહ્યું.

"એટલે! તમે શું કહેવા માગો છો? હું તો તમારા કથનનો કશો આશય સમજી શકતો નથી. તમે તમારા આ સંદિગ્ધ સવાલનું યથાર્થ સ્પષ્ટિકરણ કરીને મને સમજાવો કે, તમે કહેવા શું માગો છો? તથા તમારે આ નવીન પોશાકને ધારણ કરવાનું પ્રયોજન શું છે?" સંન્યાસીની કુતૂહલવૃત્તિ ક્રમશઃ વૃદ્ધિંગત થવા માંડી.

"દેવ! એ પ્રશ્નને સંદિગ્ધ રાખવામાં જ સાર છે; કારણ કે એનું સ્પષ્ટિકરણ કરવાથી કદાચિત્ આપના હૃદયમાં ક્ષોભનો સંચાર થવાની સંભાવના રહે છે." માલિનીએ પોતાના હાર્દિકભાવોને ધીમે ધીમે વ્યક્ત કરવા માંડયા.

"માલિની! તમે મારી કુતૂહલવૃત્તિને એટલી સીમા પર્યન્ત વધારી

મૂકી છે કે, હવે તેને જાણ્યા વિના મારા જિજ્ઞાસુ ચિત્તને શાન્તિ મળી શકે તેમ નથી. તમે સંદિગ્ધતામાંજ સાર છે, એવાં જે વાક્યો ઉચ્ચારો છો, તેમાં શું રહસ્ય છૂપાયલું છે તથા મને ક્ષોભ થવાનું શું કારણ છે, એ હું કોઇ પણ પ્રકારે સમજી શકતો નથી. માટે કૃપા કરીને જે કાંઇ કહેવું હોય તે સત્વર કહી નાખો. હવે આ આંકાક્ષાતુર હૃદયને વધારે ન તલપાવો." સંન્યાસીએ પોતાના વિચારો વ્યક્ત કર્યા.

"લ્યો ત્યારે સાંભળો, આપે મને જે ઉપદેશ આપ્યો છે, તથા કૃતઘ્ન અને વિશ્વાસઘાતક સોમદત્તે મારો ત્યાગ કરીને અન્ય અબળાના અનુરાગનો સ્વીકાર કર્યો છે. છ માસના અવધિ થયાં તેણે મારો પરિત્યાગ કર્યો છે, તે સમથીજ મારી શય્યા સૂની પડી છે. આ સર્વકારણોથી તેમજ આપના આ રતિપતિ કામના જેવા અત્યંત સૌન્દર્ય, સૌષ્ઠવ અને મૃદુતાભર્યા લાવણ્યના નિરીક્ષણે મને વિવશ બનાવી દીધી છે. આપના પ્રતિ મને અનુરાગ ઉત્પન્ન થયો છે. આપના મનોહર સ્વરૂપે મને એટલી બધી મોહિત બનાવી દીધી છે કે જેના યોગે મારામાંથી વિચાર તથા જ્ઞાનશક્તિનો પણ સર્વથા લોપ થયો છે. મને પૂર્ણ આશા છે કે, આપ મારી પ્રણય યાચનાનો સ્વીકાર અવશ્ય કરશોજ. જો આપ નિષ્ઠુર બનીને મારી એ યાચનાની અવગણના કરશો તો મારૂં આ મદનદગ્ધ હૃદય અલ્પસમયમાંજ બળીને ભસ્મીભૂત બની જશે."

"હેં આ શું! થોડા સમય પહેલાં જે મહિલા મહાન વિદુષીને પણ પરાજિત કરી દે તેવા અપૂર્વ પાંડિત્યને દર્શાવી રહી હતી, તેના હૃદયમાં દુષ્ટ કામનો આટલો બધો સંચાર ! જે રમણી પોતે પાપમાર્ગના પરિત્યાગ કરી ધર્મની નૌકાનો આશ્રય ગ્રહણ કરવાની ઇચ્છા પ્રદર્શવતી હતી, તેના ચિત્તમાં કામની તૃષ્ણાનો આટલો બધો પ્રભાવ! હું આ સર્વ શું જોઇ રહ્યો છું! શું કોઇ માયાવી જાળમાં તો હું આવી

ફસાયો નથી તે ! ” સંન્યાસી માલિનીના વિકારપૂર્ણ વાકયો સાંભળીને તેની પાપમય વાસનામાંથી પોતાનો નિસ્તાર કરવાના ઉદ્દેશથી વિચારવા લાગ્યોઃ—

“ જેના હૃદયમાં કામ પ્રતિ અત્યંત ધૃણા હતી, જે કામને અત્યંત ધૃણાની દૃષ્ટિ જોતી હતી તેજ હૃદયમાં મદોન્મત મન્મથની આટલી બધી સત્તા વિસ્તરી જવાનું કારણ શું હોવું જોઇએ ! શું તેણે મારી સાથે ઉપર્યુક્ત જે જે વાર્ત્તાઓ કરી તે બધી દંભ અને આડંબર મંડિતજ હશે અને મને પ્રતારણા આપવાના ઉદ્દેશથીજ તેણે આવું પ્રપંચમય વર્તન ચલાવ્યું હશે ! હું કાંઈ પણ સમજી શકતો નથી. આ કુલટા કામિનીના હૃદયમાં હળાહળનો પ્રવાહજ ઉછાળા મારી રહ્યો છે, એની મારાથી કલ્પના પણ કરી શકાઈ નથી. હાય ! હવે શું થશે.”



અષ્ટાદશ પરિચ્છેદ

# પાપીયસીની પ્રેમાકાંક્ષા

છોડ તુ કિસી આલમમેં રાસ્તી કિયહ શૈ;
અસા હૈ પીર કો ઔર સૈફ હૈ જવાં કે લિયે.
બયાન દર્દ મુહબ્બત જો હો તો ક્યોં કર હો;
જુબાં ન દિલકે લિયે હૈ ન દિલ જુબાં કે લિયે.
દરિયા એ અશ્ક ચશ્મ સે જિસ આતબહ ગયા;
સુન લીજિયો કે અર્શકા ઈમાન વહ ગયા.

જ્યારે સંન્યાસી આ પ્રમાણે વિચાર કરી રહ્યો હતો, ત્યારે મહારાણી માલિની તેની વિચાર માળામાં બાધા નાખીને કહ્યું:-"કેમ મહારાજ! મારા પ્રશ્નનું ઉત્તર કેમ આપતા નથી! શું આપ મારી પ્રેમયાચનાનો અનાદર કરવા ઇચ્છો છો ?"

પરંતુ સન્યાસી તો પોતાના વિચાર વારિધિમાં એટલો બધો નિમગ્ન બની ગયો હતો કે, તેને મહારાણી માલિનીના ઉપર્યુક્ત શબ્દો જાણે સંભળાયા પણ નહિ. તે પુનઃ વિચારવા લાગ્યો;-"મારે હવે આ સાક્ષાત્ યમની દૂતિના હાથમાંથી છૂટકારો પણ શી રીતે મેળવવો! જો મને એ પોતાના જાળમાં ફસાવી દેશે તો મારો આ સન્યાસી તથા વિજય તરીકેનો ભેદ પણ ફૂટી જશે અને મારા શિરપર આપત્તિનું વાદળ ચઢી આવશે. મારાથી એની સાથે કામક્રીડામાં નિમગ્ન થઇ શકાશેજ નહિ. કારણ કે એને માટે હું સર્વથા અયોગ્ય છું અને તેથી મારાથી એ કર્મ કદાપિ બની શકશે નહિ. એ વાર્તા જ્યારે માલિનીના જાણવામાં આવી જશે ત્યારે મારી શી દશા થશે? હવે કોઇ પણ ઉપાયે મારે એને અન્ય વિષયમાં પ્રવૃત કરવી જોઇએ. નહિ

તો મારા સકળ પ્રયત્નો નિષ્ફળ નિવડશે અને આ રાક્ષસી પણ મારા શિરપર ચઢી બેસશે ! આ તો વળી એક મહા ધર્મસંકટ આવી પડયું ! હે નારાયણ ! હે મધુસૂદન ! તું મારો આ મહાભયંકર વિપદમાંથી રક્ષા કર. અને આ દુષ્ટાના હૃદયમાં સદ્‌ભાવના અને સુવિચારનો સંચાર કર !"

મહારાણી માલિનીએ પુનઃ વ્યગ્રતાથી પૂછ્યું કે;–" કેમ સંન્યાસી મહારાજ, મારા પ્રશ્નનું ઉત્તર આપતાં આટલો બધો વિલંબ શા કારણથી કરાય છે ? આપે પોતેજ મને ઉપદેશ આપીને આ માર્ગમાં પ્રવૃત્ત કરી છે, છતાં આપ કેમ ફરી જાઓ છો ? શું **परोपदेशे पांडित्यं** એ સૂત્રને દર્શાવવામાંજ શૂરા છો કે ? મહારાજ ! હું હવે સ્પષ્ટ કહી દઉં છું કે, આજથી આઠેક દિવસ પહેલાં અગાશીપર બેસીને મેં આપને બોલાવ્યા હતા, તેનું કારણ બીજું કશું જ નહોતું, પરંતુ આપના પ્રતિ મને અત્યંત આસક્તિ થઇ હતી આપના સૌંદર્યપર મુગ્ધ બની ગઇ હતી અને તેથીજ મેં મારા કામપીડિત હૃદયને શાન્ત કરવા તથા મારી વિલાસ વાસનાને તૃપ્ત કરવા માટે આપને મારી પાસે બોલાવ્યા હતા. અત્યાર સૂધી મેં જે આડંબરના આખ્યાનો આપ્યાં છે, તે કેવળ આપના હૃદયની પરીક્ષા કરવા માટેજ નહિ કે, મારી સચ્ચરિત્રતાને સિદ્ધ કરવા માટે. આપ પોતેજ જરા વિચાર કરી જૂઓ કે, જે લલના સૌંદર્યની ઉપાસક હોય, જેના હૃદયની કામવાસના અત્યંત પ્રબળ હોય અને રાત્રિદિવસ જેનું મન કામની ક્રીડા કરવામાં જ મગ્ન રહેતું હોય તે કદાપિ સતી કે સંન્યાસિની બની શકે ખરી કે ? મારો નરાધમ સ્વામી સોમદત્ત જ્યારે અન્ય અંગનાનો અનુગામી થયો છે, ત્યારે હું પરપુરુષગામિની બનું એમ આશ્ચર્ય પણ શું હોઇ શકે ? જે પુરુષ પાપમાં પ્રવેશ કરી ચૂકે, તેની પત્ની પવિત્ર હોઇજ શી રીતે શકે ? હું આપનાં વ્યાખ્યાનો સાંભળવા ઇચ્છતી નથી, માટે સંક્ષેપમાં જ કહીદો કે, આપનાથી મારી યાચનાનો સ્વીકાર કરી શકાશે ખરો કે નહિ વારૂ ?'

" ના–કદાપિ નહિ. હું હજીસૂધી અખંડ બ્રહ્મચારી રહ્યો છું અને

જીવન પર્યન્ત બ્રહ્મચારી રહેવાની જ મારી મનોવાંચ્છના છે. તમે આ એક પ્રકારનો હઠ પકડી બેઠાં છો, તેમાં તમારા પોતાનાં જ અકલ્યાણનાં બીજ રોપાઇ રહ્યાં છે એનો વિચાર કેમ નથી કરતાં ? હું તમને પ્રથમ જે સલાહ આપું છે તે પ્રમાણે વર્તો એટલે તમારો માર્ગ સાફ થઈ જશે. જ્યારે તમે સર્વથા નિશ્ચિંત થઈ જશો અને આ રાજ્યની સામ્રાજ્ઞીનાં પદને પ્રાપ્ત કરી રાજ્યનાં સૂત્રને ચલાવતાં થશો, ત્યારે મને યોગ્ય લાગશે તેમ હું અવશ્ય તમારા પ્રેમનો સ્વીકાર કરી તમારી સાથે લગ્નનાં બંધનમાં બંધાઇશ. પરંતુ તે પહેલાં તો હું કદાપિ એવું સાહસ કરીશ નહિ કે જેના યોગે મારા તથા તમારા ઉભયના પ્રાણ જોખમમાં આવી પડે. પ્રથમ હું બતાવું તે ઉપાય કરશો તોજ તમે સહી સલામતીથી રહી શકશો અને નહિતો પછી ભયંકર આફતમાં આવી પડશો. સોમદત્ત કેવી નીચ પ્રકૃતિનો છે, એતો તમે જાણોજ છો, માટે તેની ભયાનકતાનો વિચાર કરો. કોઇ પણ પ્રકારનું સાહસી કાર્ય કરતાં પહેલાં તેના પરિણામનો વિચાર કરવો એ અતિ આવશ્યકય છે. પરિણામનો વિચાર કર્યા વિના જે પામર જનો સાહસના કૂપમાં ઝંપલાવે છે, તેમનું અવશ્ય મૃત્યુજ નિર્માણ થાય છે. વગરવિચાર્યું કાર્ય કરવાથી મોટા મોટા મહારથીઓ પણ ધૂળમાં મળી ગયા છે, ત્યારે તમારા સમાન એક ક્ષુદ્ર અબળાનું શું ગજું કે, સોમદત્ત જેવા પ્રબળ પરાક્રમન્ત પુરુષને પહોંચી શકાય. તમારા હૃદયમાં જે આસક્તિ ઉત્પન્ન થઈ છે, તેનું પરિણામ કેવું વિષમ આવશે એનો સહજ વિચાર કરી જૂઓ એટલે તમારી તે આસક્તિ સત્વર દૂર થશે અને સત્ય ઉપાય સૂઝી આવશે. ”

“ આપની પ્રાપ્તિ વિના હું મારા કલ્યાણની કામનાનો અન્ય એક પણ ઉપાય જોઇ શકતી નથી. આપ કૃપા કરીને હવે મને વધારે વાર ન ટળવળાવો. જો ઇંદુની આકાંક્ષિણી કુમુદિનીની ઇન્દુ અવહેલના કરે, જળવિચરણિ માછલીનો જળ અનાદર કરે, તો તેમની

શી ગતિ થાય તેનો જરા વિચાર કરો. આ રાજ્યના સઘળાં વૈભવો, વિલાસો, મારી આત્મગરિમા, મહત્તા અને સત્તાનો આપનાં ચરણોમાં વિક્રય કરીને કહું છું કે, હે શાન્ત અને સુંદર, મદનાનલથી દગ્ધ થતી તરુણીના હૃદયપર રતિરસની ધારારેડી તેને શાન્ત કરનાર કલ્યાણકારક પુરુષ ! આપ મારા પ્રણયને પગતળે ન કચડી નાખો ! હું આવા મહાન રાજ્યની મહારાણી છું, છતાં આપના સમાન એક સંન્યાસી પાસે પ્રેમની ભિક્ષુકા બનીને આવી છું, એનો આપ જરા વિચાર કરો. આ વિશ્વ બ્રહ્માંડમાં હું અન્ય કોઇ પણ વસ્તુની ઇચ્છા કરતી નથી. આપ એક-વાર મારા રૂપ તરફ દૃષ્ટિ કરો:—

જાદુ ભર્યું તન બદનને જાદુભરી છે આંખડી;
પ્રિયતમ રસિકા સુંદરીની ચાલ કેવી પાંકડી,
સુંદર નવેલી નાર આ છે, કમરમાંથી વાંકડી;
પ્રણયતણા આઘાતથી દેખાય કેવી રાંકડી."

સંન્યાસીએ કહ્યું:—

" માની લીધું કે માનિની તું રૂપતણો અંબાર છે;
કામી તણાં મનને સદા હરનાર તું તો નાર છે,
વિશ્વને લોભાવનારૂં રૂપ તારૂં અતિ અપાર છે;
પણ મુજ કાજે સર્વદા એ નર્કનું તો દ્વાર છે."

મહારાણી માલિની કાંઇક વિચાર કરીને બોલી કે;—" ત્યારે શું મારે જવું પડશે અહીંથી છેક નિરાશાથી ? મારી વાસનાને આપ તૃપ્ત નહિ જ કરો ?"

" ના, નહિ જ કરૂં ?" સંન્યાસીએ સ્પષ્ટ ઉત્તર આપી દીધું.

" એનું કાંઇ કારણ ?" મહારાણી માલિનીએ આશ્ચાન્વિત વદને પૂછયું.

"કારણ માત્ર એજ કે;"—સંન્યાસીએ પુનઃ ઉપદેશાત્મક ઉત્તર આપ્યું.

" ભ્રાન્તિમાં ભૂલી અરે, તું પાપમાર્ગે ધાય છે;
દેહ દુર્લભ માનિનીનો, વ્યર્થ ચાલ્યો જાય છે;
જીવન છે સ્વપ્નું ક્ષણિક, પળમાં ઉડી એ જાય છે;
પુણ્યને બસ પાપનો સંગાથ સાથે થાય છે.
કુડાં નઠારાં કાર્યથી પાપી સદા પીડાય છે,
યમરાજના જઇ રાજ્યમાં ધક્કા બહુએ ખાય છે;
પુણ્યશાળી ધર્મ ધારક નર સદા પૂજાય છે,
પાપી પ્રપંચી નર સદા એ નર્કમાં રોળાય છે."

માટે મારી ઇચ્છા એ પાપ કુંડમાં પડી સદાને માટે ભયંકર યંત્રણાઓનો ભોક્તા થવાની નથી. ધર્મનો માર્ગ ત્યાગી હું કદાપિ પાપ માર્ગે વળવાનો નથી."

"ત્યારે શું તમે મારી યાચનાનો અસ્વીકાર કરવાના દૃઢ નિશ્ચય પર જ આવી ગયા છો ? મને નિરાશાની ભીષણ શિલાતળે કચડી નાખવા માગો છો ? તમારૂં હૃદય આટલું બધું નિષ્ઠુર કેમ બની ગયું છે ? તમે આવી ભયંકર કૃપણતાને કેમ ધારણ કરી લીધી છે ? શું ઈશ્વરે તમને જે આ અલૌકિક સુંદરતા આપી છે તેને સંન્યસ્ત વ્રતરૂપ કઠણ કૃપાણથી છેદી નાખવા માગો છો ? આપના આ મધુર સૌન્દર્ય કુસુમને નિદાઘના અતિ ઉગ્રતાપથી સૂકાવી નાખવાની ઇચ્છા ધરાવો છો ? હે સુન્દર, નિષ્ઠુર ! આ મન્મથના મારથી અથવા તો મદનના બાણથી ઘવાયલી કુરંગિનીને યોગ્ય ઉપચાર કરી શુદ્ધિમાં લાવો. આપના અન્યાયના સીમાને આટલી બધી ન લંબાવો." મહારાણી માલનીએ વ્યાકુલ થઇને કોઇપણ પ્રકારનો વિચાર કર્યા વિનાજ ઉપર્યુક્ત શબ્દો ઉચ્ચાર્યા.

"મહારાણી ! તમે કોણ છો અને હું કોણ છું, તેનો જરા વિચાર કરો. તમે પોતે ભ્રષ્ટતાના અબ્ધીમાં ડૂબી ગયાં છો અને મને-સંસાર ત્યાગી-સંન્યાસીને તેમાં ડૂબાડવાની ચેષ્ટા શા માટે કરો છો ? હું તમારી પાસે આવી દુષ્ટ આશાથી આવ્યો જ નહોતો. મારી આશા અતિ

મહાન હતી. હું કાંઇ મારૂં પેટ ભરવા માટે અથવા દુનિયાના મૂર્ખ જનોને ઠગવા માટે સંન્યાસી બન્યો નથી. મારો સંન્યાસી થવાનો ઉદ્દેશ આ પાપાત્મા સોમદત્તના પાપાચારમાંથી મારા દેશની પ્રજાને મુક્ત કરાવવાનો જ છે. મેં આ સંન્યાસ ધારણ કર્યો છે, તેનું ખરૂં કારણ સ્વદેશોદ્ધાર, પરોપકાર અને સંસારીઓના કલ્યાણની કામના સિવાય બીજું એક પણ નથી મારા માતા પિતા લક્ષપતિ છે, મારે ત્યાં લક્ષ્મી તો અભાવ નથી, છતાં મેં સંન્યસ્તવ્રત ધારણ શા માટે ધારણ કર્યું છે, એનો પરિચય આગળ જતાં તમોને મળી રહેશે. અત્યારે તમારી આંખો આગળ કેવળ સ્વાર્થનો પડદો છવાયલો હોવાથી તમે સર્વે કોઇને તમારા સમાન દુશ્ચારિત્ર્યસંપન્ન, વ્યભિચારપરાયણ અને કુનીતિગામી જ ધારો છો, પરંતુ એવી ધારણા કરવામાં તમે તમારા મૃત્યુની ગર્તાજ નિર્માણ કરો છો. સત્ય શું છે અને અસત્ય શું છે એ તમારાથી સમજી શકાતું નથી, તેથી જ તમે આવા અધમકાર્યનો આશ્રય ગ્રહણ કરવાની ઇચ્છા ધરાવો છો. હું અહીં તમારી સહાયતા લેવા તથા તમને જ આ રાજ્યનાં કર્તાહર્તા ભાગ્યવિધાતાના પદપર સ્થાપિત કરવાના યોગ્ય ઉપાયો બતાવવા આવ્યો હતો, છતાં તમે જ્યારે મને ઉલટા માર્ગમાં ગમન કરવાનો આગ્રહ કરી રહ્યાં છો, ત્યારે મને તમારા પ્રતિ એક પ્રકારની ઘૃણા ઉત્પન્ન થાય છે. હવે હું તમારી સાથે કોઈ પણ પ્રકારનો સંપર્ક રાખવા ઇચ્છતો જ નથી. આખા દેશમાં ફરી, પ્રજામાં જાગ્રતી લાવી અને તેમની સહાયતાથી જ મદાંધ સોમદત્તના અત્યાચારનું પતન કરીશ. જો હું ધારતો હોત કે તમે પાપકર્મમાં આટલી સીમા પર્યન્ત લિપ્ત થઇ ગયાં છો, તો કદાપિ તમારાં મુખનાં દર્શન કરવાનું પણ હું પસંદ કરત નહિ. જે હૃદયપર તમે તમારો અધિકાર સંપાદન કરી શકતાં નથી, તે હૃદયની સહાયતાથી તમે કોઇ મહત્ કાર્ય કરીશકો એમ કદાપિ સંભવે જ નહિ. લ્યો મહારાણી, હવે પ્રણામ છે. હું હવે આ પાપનિકેતનમાં તથા તમારા વિકારી વાસનાવાળા

સ્થાનમાં રહેવા ઇચ્છતો નથી. મારા પવિત્ર ધર્મપરથી ચલિત થવાની મારી ઇચ્છા જ નથી." આમ કહીને સંન્યાસી જે કાષ્ટાસન પર બેઠો હતો ત્યાંથી ઊઠીને ચાલવાની ચેષ્ટા કરવા લાગ્યો. આ જોઇને મહારાણી માલિનીએ તેના હાથનો સ્પર્શ કરી કહ્યું:—"ના—ના મહારાજ, આમ ઉતાવળા ન થાઓ. મારી એક વાર્તા સાંભળતા જાઓ."

સંન્યાસીએ તેના કોમળ હાથમાંથી પોતાના હાથને છોડાવીને કહ્યું કે;—"મહારાણી, પર પુરુષના હાથનો સ્પર્શ કરતાં તમને લેશ માત્ર પણ લજ્જા નથી આવતી? કહો, તમારે જે કાંઇ કહેવું હોય, તે સત્વર કહી દો વાતોમાંને વાતોમાં સમય ઘણોજ વીતી ગયો છે. મારી દેવ પૂજાનો સમય થઇ જવા આવ્યો છે, માટે હું વધારે વાર રોકાઈ શકીશ નહિ. પણ જો જો હવે એવી પાપમય વાર્તાનો મુખમાંથી ઉચ્ચાર પણ કરશો નહિ."

મહારાણી માલિનીએ ઘણીવાર સુધી નાના પ્રકારના વિચારો કર્યા પછી બહુજ ધીમા સ્વરથી કહ્યું:—"મહાત્મન્! આપે મને અધર્મના રૂપમાં પડતી બચાવી છે. આપના હૃદયને આપ આટલા બધા કાબૂમાં રાખી શકયા છો, તેને માટે હું આપને અનેકવાર ધન્યવાદ આપીને આપનો ઉપકાર માનું છું. મારા આ જીવનમાં મેં અનેક પાપ કર્મો કર્યા છે, મારા માતા પિતા મારા માટે જે ભરથાર નિયુક્ત કરી ગયા હતા, તેનો ત્યાગ કરીને હું એક અનેક પુરુષગામિની જારિણી બની ગઈ છું. મારા ધર્મપિતા જમીનદાર મહાશયની વિના કારણ હત્યા કરીને મહા ઘોર પાતકિની બની છું. અનેક ચારિત્ર્યવાન તરુણોને મેં મારા સૌન્દર્યશસ્ત્રથી ચિરકાળને માટે ભ્રષ્ટ બનાવી દીધા છે. અરે! અધોગતિના માર્ગમાં ધકેલી દીધા છે! તે બધાં ભયંકર પાપોની મને માફી પણ શી રીતે મળી શકશે? આજે જો આપના સ્થાનપર કોઇક વિકારી અને અધર્મપરાયણ પુરૂષ હોત તો હું તેની પવિત્રતાના સૂર્યને ગળનારી રાહુ અવશ્ય બની ચૂકી હોત. પરંતુ મારા

સૌભાગ્ય યોગે આપના હૃદયને આપે અત્યંત કઠિન બનાવી તેમાં કામનો લેશ માત્ર પણ સંચાર ન થવા દેતાં ધર્મની જે દૃઢભાવનાને ધારણ કરી રાખી છે, તે ધર્મભાવનાના યોગે મારા મનની સર્વ મલિ· નતા વિદ્રુરિત થઈ ગઈ છે. મને પરમ કૃપાળુ પરમાત્માએ ધર્મનું યથાર્થ જ્ઞાન આપનાર આપના સમાન ઉગ્ર બ્રહ્મચારીનો સાક્ષાત્કાર કરાવ્યો છે. હવે હું જોઉં છું કે, મારા કલ્યાણનો માર્ગ ખુલ્લો થયો છે. મારી સર્વ કુવાસનાઓ નષ્ટ થઇ છે અને સદા અજ્ઞાનાંધકારથી આવૃત રહેતા હૃદયમાં ધર્મની ઝગહળતી જ્યોતિ પ્રકટ થઈ છે. કૃપા કરીને હવે આપ બતાવો કે, મારે મારા કલ્યાણને માટે કેવા પ્રકારના ઉપાયનું અવલંબન કરવું તથા તેમ કરતાં પહેલા મારા હૃદયમાં કયા બળનો સંચાર કરવો વારૂ ?"

"મારાં વચનોપર તમો તે વિશ્વાસ તથા શ્રદ્ધા રહેશે ખરી કે? હું તમને જે ઉપાય બતાવું તે પ્રમાણે તમે વર્તી શકશો ખરાં કે? ઉપાય અત્યંત કઠિન અને ભયંકર છે, માટે તેના પરિણામનો પ્રથમ થીજ વિચાર કરી લેજો કે જેથી પાછળથી પશ્ચાતાપ કરવાનો પ્રસંગ ન આવે." સંન્યાસીએ અત્યંત ગંભીરતા સૂચક શબ્દોથી કહી સંભળાવ્યું.

"ના મહારાજ! હું આપનાં એક પણ વચનનો અનાદર કરીશ નહિ. આપ જે ઉપાય બતાવશો તે પ્રમાણે વર્તવાનીજ હું કોશિશ કરીશ. કદાચિત્ આપના બતાવેલા ઉપાયનું અવલંબન કરવા જતાં મારા આ પંચ પ્રાણનું બલિદાન આપતાં પણ લેશ માત્ર વિચલિત થઇશ નહિ. કારણ કે હવે મારૂં મન વૈરાગ્યની દિશા પ્રતિ આક· ર્ષાયું છે. તથા

"મન સંન્યાસી થઇ ભમે ભટકતું વનમાં,
મન યોગ આગ્રહથી રમે રઝળતું રણમાં;
મન માયામાં રહેતું નથી આ જગમાં. નથી આ જગમાં.

ઉડી ઉડી જાઉં કહી ન્હાસે છે વનમાં,
પ્રકટી છે જવાળા યોગ તણી આ તનમાં, તણી આ તનમાં.
નહિ રહેવું જગમાં યોગ્ય હવે મુજ મનમાં.
જગ સાથ જૂઠી થઇ પ્રીત નથી કાંઇ ધનમાં. નથી કાંઇ ધનમાં.
તન મન ધન અર્પું આજ યોગ સાધનમાં.
વૈરાગ્ય લઇ વિરાગી થઇ ભટકીશ હું, થઈ ભટકીશ હું.
જ્યાં મળે ગુરૂ ત્યાં થઈ શિષ્યા સેવીશ હું. ”

પ્રભુ! આપના ઉપદેશે મને વૈરાગ્યની દિશામાં પ્રેરિત કરી દીધી છે. હું ધારૂં છું કે આપ પણ મને તે દિશામાં જવાનોજ ઉપદેશ આપતા હશો ?” મહારાણી માલિનીએ નવીન પ્રશ્ન રજૂ કર્યો.

“ના, મહારાણી! હું હાલ તરત તમને એ ઉપદેશ આપવાની ઇચ્છા કરતો નથી, કારણ કે, વૈરાગ્યનો માર્ગ અતિ કઠિન છે. તે માર્ગપર ભાગ્યે જ કોઇ વિરલ પુરુષો ચાલી શકે છે. કારણ કે તે માર્ગમાં એટલી બધી વિડંબનાઓ અને વિઘ્નો સમાયલાં હોય છે કે જેને અતિક્રમ કરીને સ્હામે પાર જવામાં મહાત્રાસ ઉપસ્થિત થાય છે. તેમજ તમારો આ વૈરાગ્ય સ્થિર નથી પણ ક્ષણિક અને શિથિલ છે. હાલ તરત તો તમે હું જે બતાવું તે એક કાર્ય કરો એટલે પાછળથી બધું જોયું જાશે.” સંન્યાસી યોગ્ય ઉપદેશ આપી દીધો.

“ત્યારે આપ કયા માર્ગનું અવલંબન કરવાની મને અનુમતિ આપો છો વારૂ?” માલિનીએ પૂછ્યું.

“તમારે તે ઉપાય અજમાવતાં પહેલાં તમારા હાથને કાળા કરવા પડશે. હૃદયને મજબૂત પાષાણ જેવું કઠિન બનાવવું પડશે તથા સાહસ અને ધૈર્યને પણ તમારા હૃદયમાં યોગ્ય સ્થાન આપવું પડશે. હું જે પ્રમાણે આજ્ઞા આપું તે પ્રમાણે વર્ત્તવું પડશે. કહો તે સર્વે નિયમોનું તમારાથી પાલન થઇ શકશે ખરૂં કે?”

“એટલે! આપ શું કહેવા માગો છો, એતો હું બિલ્કુલ સમજી

શકતી નથી. કૃપા કરીને મને તે સંદિગ્ધતાનું સ્પષ્ટિકરણ કરી બતાવો.” મહારાણી માલિનીએ કુતૂહલ પ્રકટ કરી બતાવ્યું.

“સાંભળો ત્યારે, જે સોમદત્ત અત્યારે સમસ્ત કૃષ્ણપૂરમાં મહાન અનર્થ ઉપજાવી રહ્યો છે, સતીઓના શીયળને ધૂળમાં મેળવી રહ્યો છે તથા જેની અધમતાનો અવધિજ રહ્યો નથી. તેને તમારે તમારા હાથથી યમસનદમાં મોકલી આપવાના મહા ભયંકર કાર્યના ભારને ઉઠાવવો પડશે. તમારી જે પાપાત્માએ અત્યંત દુર્દશા કરી છે, તથા સપત્નીના ભીષણ અગ્નિથી તમને દગ્ધ કરવાનો પ્રારંભ કર્યો છે તે નરાધમ નાલાયક સોમદત્તને તમારે કૃતાન્ત કાળનો ભક્ષ બનાવવો પડશે. એ સિવાય તમારી એક પણ વાસના પૂર્ણ કરી શકશો નહિ. તમે જે વૈરાગ્યની વાસનાને તમારા હૃદયમાં સ્થાન આપ્યું છે, તેને પણ કદાપિ પૂર્ણ કરી શકશો નહિ.” સંન્યાસીએ ધીમે ધીમે માલિનીના હૃદયમાં વિષનો સંચાર કરવા માંડ્યો.

“હેં મહારાજ! આપ આશું બોલો છો? હું આ સર્વ શું સાંભળી રહી છું? શું અત્યારે ઇન્દુએ ઉષ્ણતાજનક અગ્નિને ધારણ કરી લીધો છે? ગિરિરાજ હિમાચલ પોતાના સ્થાનપરથી ભ્રષ્ટ થવા માટે ડોલાયમાન થઇ રહ્યો છે? ગંભીર વારિધિ પોતાની મર્યાદા મૂકી પૃથ્વીને પ્લાવિત કરવાની ચેષ્ટા કરી રહ્યો છે? મૃતસંજીવનની સુધા એ હળાહળનું પરિણામ ઉપજાવવાની ચેષ્ટા કરવા માંડી છે! આપના જેવા મહા સમર્થ પુરુષના મુખમાંથી પતિનો ઘાત કરવાની વાર્ત્તા સાંભળીને મને અત્યંત આશ્ચર્ય થાય છે. જે હૃદયમાંથી થોડા સમય પહેલાં સુધાની ધારા ટપકતી હતી, તેજ હૃદયમાંથી અત્યારે આવો હળાહળનો પ્રવાહ શા કારણથી વહેવા માંડ્યો છે, એ હું કોઇ પણ પ્રકારે સમજી શકતી નથી. મહારાજ! એક અબળાને આપ આવો અધર્મ મૂલક ઉપદેશ શા માટે આપો છો? એક હત્યારી બનવા છતાં પુનઃ હત્યાકાંડમાં સમ્મત થવાની આજ્ઞા શા માટે આપો છો?

જે હૃદય થોડીવાર પહેલાં મનુષ્ય પ્રેમથી પરિપૂર્ણ હતું, તેજ હૃદય અત્યારે આવું પિશાચી વૃત્તિમાં કેમ પ્રવૃત્ત થઇ ગયું? મહાત્મા, જ્યાં સુધી હું આપના આશયને યથાર્થ સ્વરૂપમાં સમજી શકીશ નહિ, ત્યાં સુધી મારાથી કદાપિ એ ભયંકર કુકર્મમાં સમ્મત થઇ શકાશે નહિ, તેમાં લેશ માત્ર પણ સહાનુભૂતિ દર્શાવી શકાશે નહિ." મહારાણી માલિનીએ પોતાના હાર્દિક ભાવોને વ્યક્ત કરી બતાવ્યા.

"મહારાણી માલિનિ! તમે એક અપૂર્વ બુદ્ધી મત્તીલલના હોવા છતાં આવો વિલક્ષણ પ્રશ્ન કેમ પૂછો છો? તમને તમારા પતિની ભયંકરતાઓ તો માલૂમ થઇજ ચૂકી છે, તેમ છતાં પણ તમે આવી અજાયબી ભરેલો સવાલ કરો છો, એ જોઇને મને અત્યંત આશ્ચર્ય ઉત્પન્ન થાય છે. કહો તમે એક મનુષ્યના પ્રાણનું મૂલ્ય વધારે લેખો છો કે અનેક નિર્દોષ અથવા નિરપરાધી માનવોના પ્રાણની કીમતી વિશેષ લેખો છો વારૂ?" સંન્યાસીએ પ્રશ્ન પૂછ્યો.

"અનેક મનુષ્યોના પ્રાણની કીમત વધારે ગણાય એ તો સ્વાભાવિકજ છે, એમાં આપ નવીન શું કહો છો, એ હું કોઇ પણ પ્રકારે સમજી શકતી નથી." માલિનીએ ઉત્તર આપ્યું.

"જે સોમદત્ત તેવાં હજારો મનુષ્યોની હત્યા કરે છે, તેના પાપ નિકેતનમાં નિત્ય પાંચ સાત માણસોનાં ખૂન થાય છે. તેના દ્વારા ધનવાનોનાં ધન લૂંટાય છે, કીર્તિવંતોની કીર્તિનો ક્ષય થાય છે. અનાથા, નિરાધારા બલ્લનાઓના ધર્મનો વિનાશ થાય છે તથા અત્યંત ઘોર કુકર્મો દિન પ્રતિદિન વધતાંજ જાય છે તે તમે જાણો છો ખરાં કે નહિ વારૂ?" સન્યાસીએ પૂછ્યું.

"હા—બહુજ સારી રીતે જાણું છું. પરંતુ તેથી આપ કહેવા શું માગો છો વારૂ?" માલિની બોલી.

"હું માત્ર એજ કહેવા માગું છું કે, તેની તો અધર્મશીલતા,

કામ પરાયણતા અને અત્યાચાર આદિ સર્વદુર્ગુણો કોઇ પણ પ્રકારે ઇષ્ટ છે ખરા કે?" સંન્યાસીએ નવીન પ્રશ્ન પૂછયો.

"ના–તે ઇષ્ટ તો નથી જ!" માલિનીએ ઉત્તર આપ્યું.

"ત્યારે તેને અટકાવવાનો ઇલાજ કરવો જોઇએ ખરો કે નહિ વારૂ?"

"હા–અવશ્ય ઇલાજ કરવો જોઇએ, તેમાં લેશ માત્ર પણ વિલંબન કરવો જોઇએ!"

"તમે એવાં અપવિત્ર અને અન્યાયને અટકાવનારાં કાર્યોમાં સહાયતા તથા સહાનુભૂતિ આપવાનું પસંદ કરો છો કે?"

"હા અવશ્ય પસંદ કરૂં છું."

"ત્યારે સોમદત્ત જેવા એક મહા પાપાચારી પુરુષ પ્રતિ આટલી બધી સહાનુભૂતિ શા માટે દર્શાવો છો? જે અધમ ધર્મની મર્યાદાને ઓળંગીને પાપભૂમિમાં પ્રયાણ કરી ચૂકયો છે. જે નરકના કીડાએ અનેક સૌભાગ્યવતી લલનાઓને ક્ષણવારમાં વિધવાઓ બનાવી દીધી છે. તમારા જેવી અનેક અબળાઓને અધર્મના માર્ગમાં દોરી વચ્ચે-થીજ મૂકી દેનારા મહાદુરાત્માને તમે આમ સ્વેચ્છાચાર તથા સ્વ-ચ્છંદતાથી શામાટે વિહાર કરવા દો છો.? જો કદાચિત્ તેનું એકનું મૃત્યુ થતાં અનેક નરનારીઓના પ્રાણ બચી જતા હોય, કુકર્મોની સૃષ્ટિનો નાશ થતો હોય તો તમે તેનો અનાદર શા માટે કરો છો. તેની હત્યાથી તમને પાપનો સંસ્પર્શ માત્ર પણ થશે નહિ. કારણ કે આ કાર્ય કાંઇ કેવળ તમારા પોતાના હિતનુંજ નથી, પરંતુ સમસ્ત જન સમાજના કલ્યાણનું છે. પરહિતાર્થે કદાચિત્ એવું કુકર્મ પણ થઇ જાય. તથાપિ ઇશ્વરને કર્મની અવશ્ય ક્ષમાજ આપે છે. જો તમે આ કાર્યને કુશ-ળતાથી પાર પાડી આપશો તો અનેક નિરાધાર, દુઃખી અને દીન-જનોનો તમને શુભ આશીર્વાદ મળશે અને એમના હૃદયની વિશુદ્ધ

આશિષથી તમારૂં તે મલિન કર્મ ધોવાઈ જશે તથા વિશ્વમાં તમારી વિખ્યાતિનો વિસ્તાર થશે."

આ સાંભળીને મહારાણી માલિની કાંઈક વિચારમાં પડી ગઇ કેટલીકવાર સુધી વિચાર સાગરમાં નિમજ્જન કર્યા પછી તે પુનઃ બોલી કે:-"પરંતુ મહારાજ ! એ ઉપાય અજમાવવા જતાં કદાચિત્ સોમદત્તને આપણા આ પ્રપંચની વાર્ત્તા વિદિત થઇ જાય તો મૃત્યુવિના આપણા જીવનની એક પણ ગતિ અવશિષ્ટ રહે નહિ. તેમ જ જો કદાચ હુ એ કાર્યને કુશળતા પૂર્વક પાર પાડી શકું તો પણ મારાથી રાજ્યનો બંદોબસ્ત ચલાવી શકાય કે નહિ, એ એક મોટો સવાલ આવીને ઉભો રહે છે. હુ નિર્બળા અબળા હોવાથી રાજ્યના સૂત્રને ચલાવી શકીશ કે નહિ, એનોજ મને મોટો ભય રહ્યા કરે છે. રાજ્યના તથા સોમદત્તના રિપુઓ ઘણાજ બળવાન છે. તેઓ રાજ્યપર પોતાના અધિકારનો વિસ્તાર કરવાના પ્રયત્નો કરી રહ્યા છે, એમના જાણવામાં જો સોમદત્તના મૃત્યુના સંવાદ આવી જશે તો મારા ખોદેલા ખાડામાંજ મારે પડવું પડશે. જનસમાજમાં મારી હાંસી થશે અને દુનિયા સમક્ષ મારાથી મારૂં કાળુ અને કલંકિત મુખ પણ બતાવી શકાશે નહિ. વળી તેમ કરવા જતાં મારે અનેક પ્રકારનાં સાહસ પણ વેઠવા પડશે. નમાજ પઢવા જતાં મસ્જિદ કોટે વળગશે અને કદાચિત્ હાથનાં કર્યાં હૈયે વાગશે. આ સર્વ કારણોની મારૂં હૃદય એ કાર્ય કરવા સ્પષ્ટ ના પાડે છે. અધર્મના માર્ગમાં પ્રયાણ કરવાં મારા હૃદયમાં કંપનો આવિર્ભાવ થાય છે." મહારાણી માલિનીએ એક નવીન વાંધો રજૂ કર્યો.

"મહારાણી ! ગભરાવાનું કાંઇ કારણ નથી. એ સર્વે કાર્યોમાં હું અદસ્ય રહીને તમને પૂરતી સહાયતા આપતો રહીશ. તમને હું જે ઉપાયો બતાવીશ, તેના યોગે તમારા પર કદાપિ કશી પણ આ પત્તિ આવી શકશે નહિ. જો તમારો મારામાં સંપૂર્ણ વિશ્વાસ હતો હું તમો

તે કાર્ય ઘણીજ સરળતાથી કરી આપીશ. પણ કહો જોઇએ કે તમને મારા પર કોઇ પણ પ્રકારનો સંદેહ તો નથી આવતો ને! તો તેમ હોય તો પ્રથમથીજ કહી દેજો કે જેથી સત્વર તે સંદેહનું નિવારણ કરી શકાય તથા તમારી ભ્રમણા પણ દૂર થાય." સંન્યાસીએ કહ્યું.

"ના મહારાજ, મને આપનામાં લેશ માત્ર પણ સંદેહ નથી. આપ જે આજ્ઞા આપો તે પ્રમાણે વર્તવાને હું સદા તૈયાર છું. પણ સોમદત્ત મૃત્યુ માટે આપે શો નિશ્ચય કર્યો છે વારૂ?"

"સાંભળો હું હવે એ વાર્ત્તાજ કહી સંભળાવું છું કે, તમારે ક્યા ઉપાયનું અવલંબન કરવું જોઇએ. પ્રથમ તો તમે સોમદત્તના 'જન્મ દિવસ' ને આ કાર્યને માટે નિશ્ચિત કરો અને તે દિવસે સોમદત્ત તથા તેની નવીન અનુગત પત્ની ચપળાને તમારે ત્યાં તેના જન્મદિવસનું બ્હાનું બતાવી એક મોટા ઉત્સવનો સમારંભ કરો. તે સમારંભમાં સોમદત્ત અવશ્ય આવ્યા વિના રહેશે નહિ. જ્યારે તે આવે ત્યારે વારાંગનાના ગાનતાનમાં તેને ગુલ્તાન બનાવી દેજો. અને પછી મદિરાપાનનો વ્યવહાર ચલાવજો. તે મદિરાનો ખાસ ભોકતા છે તેથી તેનું પાન કરવામાં તે કદાપિ અસમ્મતિ દર્શાવશે જ નહિ. જ્યારે તે મદિરાપાનમાં મસ્તબની જાય ત્યારે વચ્ચમાં મદિરાનાપાત્રમાં મિશ્રણ કરી તેને પાઈ દેજો. એથી તે અલ્પસમયમાં બેશુદ્ધ બની જશે અને લોકો તેને મદિરાથી બેભાન થયેલો ધારી લેશે. આ વિષ એટલું બધું તીવ ન આપતાં થોડા સમયને માટે તેને જીર્ણ બનાવી દે એવોજ પ્રબંધ કરવો કે જેથી તે તત્કાળ મૃત્યુવશ થઇ શકે નહિ. જ્યારે આ બધી ક્રિયા સમાપ્ત થઇ રહે ત્યારે તમે તેને એક ઓરડામાં કેદ દરી રાખજો અને તેની પાસે કોઇનાથી પણ પ્રવેશ ન કરી શકાય એવો સખ્ત બંદોબસ્ત કરાવજો. ત્યાર પછી પ્રજાજનોમાં જાહિર કરજો કે, "હાલ તરત સોમદત્તની પ્રકૃતિ અત્યંત અસ્વસ્થ હોવાથી તેને રાજ્ય ચલાવ. વાનો ચિકિત્સકોએ મના કરી છે, જ્યાં સુધી તે પૂર્ણ સ્વસ્થ થશે નહિ. ત્યાં

સુધી હું પોતેજ રાજ્યનો કાર્યભાર ચલાવીશ તથા પ્રજાજનોમાં વ્યાપેલી અશાન્તિ અને કોલાહલને શાન્ત કરવાની યથેષ્ઠ ચેષ્ટા કરીશ." આમ કરવાથી રાજ્યમાં સર્વત્ર શાંતિનું સામ્રાજ્ય છવાઇ જશે અને પ્રજાજનોની પણ તમારા પ્રતિ અત્યંત પ્રેમભાવના પ્રદીપ્ત થશે !" સંન્યાસીએ કહ્યું.

"આપનો આ ઉપાય સર્વોત્તમ છે અને એ પ્રમાણે વર્તવાને હું સર્વદા તૈયાર છું. પરંતુ વિષ તથા વારાંગના આદિનો બંદોબસ્ત આપને કરી આપવો પડશે " માલિનીએ કહ્યું.

"ઘણીજ ખુશીની સાથે હું સોમદત્તની 'જન્મતિથિ' આવતાં સુધીમાં એ બધો બંદોબસ્ત કરી આપીશ, એ માટે તમે લેશમાત્ર પણ ચિંતા રાખશો નહિ. મારાથી બનશે ત્યાં સુધી હું તમને સહાયતા આપવામાં હું કદાપિ સંકુચિત થઇશ નહિ." સંન્યાસીએ કહ્યું.

"પણ જ્યારે હું રાજ્યની સ્વામિની થાઉં ત્યારે આપને મારા મંત્રીત્વનો સ્વીકાર કરવો પડશે કારણ કે, આપના સિવાય મને કોઇ પણ મનુષ્યપર બિલકુલ શ્રદ્ધા નથી. મારી ધારણા પ્રમાણે હું આપની સહાયતાથી મારી ધારણામાં અવશ્ય સફળ થઇ શકીશ." માલિનીએ કહ્યું.

"બહુ સારૂં. ઇશ્વર તેવો પ્રસંગ લાવશે તો તેમજ કરીશું. પરંતુ હવે સમય ઘણોજ વીતી ગયો છે અને મારી સ્નાન સંધ્યાની ક્રિયાનો સમય પણ થવા આવ્યો છે, માટે હું હવે વિદાય માગું છું." આમ કહીને સંન્યાસી ત્વરિત ગતિથી ચાલ્યો ગયો. માલિની અનિમેષ નયનોથી તેની તરફ જોતી ઉભી રહી.



ઉનવિંશ પરિચ્છેદ

# મધુરી માશુક

—

જપીને પ્રેમ મંત્રોથી, જગાડયું મેં શું આ આજે;
છતાં જાનું નવું એવું, જગાડયું મેં શું આ આજે.
રસીલું આ નજર ઉભું, અદાથી નાચતું રંગે;
જહાં દેખું તહાં રાચું, જગાડયું મેં શું આ આજે.
બકું છું સ્વપ્નમાં કે હું, ભુલ્યો છું ભાન જોયાથી,
સ્મૃતિ છે એજ સુરતની, જગાડયું મેં શું આ આજે!



નિશાનાથ ચન્દ્રદેવ નભો મંડળમાં પોતાની શીતળ સ્નિગ્ધ અને શુભ્ર જ્યોત્સ્નાનો વિસ્તાર કરી રહ્યા હતા. તેના સહચર રૂપ નક્ષત્રો પણ ઝગઝગતા હીરાની પેઠે શોભી રહ્યાં હતાં. સર્વત્ર શાન્તિનો સંચાર થઇ ગયો હતો, સમસ્ત વિશ્વ નિદ્રાદેવીની ક્રોડમાં અભિભૂત બની ગયું હતું અને પ્રકૃતિદેવીએ શાન્ત તથા ગંભીર ભાવ ધારણ કરી લીધો હતો.

આ સમયે રામનગરની મહારાણી સાવિત્રીદેવીના અત્યંત મનોહર અને સુંદર મહાલયના એક સુસજ્જિત કક્ષમાં એક અતિ સ્વરૂપ સંપન્ન યુવક એક પર્યંકની શુભ્ર શય્યાપર બેસીને મહા ઘોરતમ ચિંતામાં નિમગ્ન થઇ ગયો હતો. ઘડીમાં તે તે ઓરડાની અગાસીપર આવી ને ચંદ્રિકાના વિવિધ ભાવોનું નિરીક્ષણ કરતો હતો તો ઘડીમાં મહાલય પાસેની પુષ્કરિણીમાં પડતાં ચંદ્રના પ્રતિબિંબદ્વારા જે એક પ્રકારની શોભા ઉત્પન્ન થતી હતી તે જોયા કરતો હતો. જે ચંદ્રમાનાં સ્નિગ્ધ કિરણો સમસ્ત વસુંધરાને માટે અતિ સુખદાયક થઇ પડયાં હતાં તેજ કિરણો અત્યારે તે યુવકના હૃદયમાં એક પ્રકારનાં ભીષણ અગ્નિને

છિન્નભિન્ન કરી રહ્યાં હતાં. અત્યારે તેનું હૃદય દુશ્ચિન્તાના દાવાનળથી પ્રજ્વલિત બની ગયું હતું. તેની ચિંતાનો વિષય અતિ ગહન હતો અને એના યોગેજ તે વિહ્વલ થઇને ઇતસ્તતઃ ભ્રમણ કરવા માંડયો હતો. કોઇ વિદ્વાને ખરૂંજ કહ્યું છે કેઃ—

चिता चिन्ता द्वयोर्मध्ये चिंता नाम गरियसी
चिता दहती निर्जीवं चिंता प्राण सम वपुः

એવીજ તે યુવકના હૃદયની સ્થિતિ પણ થઈ ગઇ હતી.

તે પોતાના મનમાં જ કહી રહ્યો હતો કેઃ—જે સંસારની મોહ-લાલસામાં મુગ્ધ થઇને હું અદ્યાપિ મારૂં જીવન વ્યતીત કરી રહ્યો છું, તે સંસાર તો મને યંત્રણાના દુઃખથી ડુબાવવા માંડયો છે, મારા પર સંકટના પર્વતો ફેંકવા માંડયો છે, છતાં આશ્ચર્યનો વિષય તો એ છે કે મારી તે મોહલાલસા ન્યૂન થવાને બદલે ઉલટી ભયંકર સ્વરૂપ-નેજ ધારણ કરવા માંડી છે, અને મારા હૃદયમાં અનેક પ્રકારનાં આન્દોલનો ઉપસ્થિત કરી દીધાં છે, તેમ છતાં પણ મારી મોહ નિદ્રાનો ભંગ કેમ નથી થતો ! જે સંસાર આવો વિષમ દુઃખમય છે, જેનાં નશ્વર સુખો ક્ષણ માત્રમાં નષ્ટ થઈ જાય તેવાં છે, તેમાં હું આટલો બધો આસક્ત શા કારણથી બની ગયો છું? દગાબાજ દોસ્તની દગાબાજીની મારૂં રાજ્ય તેના હાથમાં ચાલ્યું ગયું, મારા સર્વ વિલાસો હવામાં ઉડી ગયા? માતા અને ભગિની આદિ સર્વ મારાથી વિચ્છિન્ન થયાં? અને છેવટે હું આ મહારાણી સવિત્રીના બંદિખાનામાં આવી પડયો. અહીં મને મનુષ્યને જે સ્વતંત્રતા મળવી જોઇએ તેનો સોમો ભાગ પણ મળી શકતો નથી મારી ઇચ્છાનું એક પણ કાર્ય મારાથી કરી શકાતું નથી. હાય ! મારી માતાપર તે દુરાત્મા સોમદત્તે કેવા ભીષણ અત્યાચારો આદર્યા હશે? મારી લાડકવાયી ભ-ગિની ચંદ્રકળા મારા વિયોગથી કેવી દુઃખિતા બની ગઇ હશે? તેમનું અત્યારે રક્ષણ કોણ કરશે? પાપાત્માના પંજામાંથી કોણ મુક્ત કરાવશે?

જે પ્રિયાની મધુરી મૂર્ત્તિ માટે મેં આટલાં બધાં સાહસો વેઠ્યાં તે મારી મનોહારિણી મદનરંજની કેટલી બધી પીડિતા બની હશે ?"

"હે વિશ્વ સંચાલક પરમાત્મા ! શું તારો ન્યાય આવાજ પ્રકારનો છે કે, એકની સત્તા બીજો બળાત્કારથી અને વિશ્વાસઘાતથી છીનવી લે છતાં તે આનંદનો ઉપભોગ કરે અને આદ્ય સત્તાનો સ્વામી માર્ગના ભીખારીની પેઠે ઘરઘરના ટુકડા માગી ખાતો ફરે ? તારામાં દૃઢ શ્રદ્ધા રાખનાર, તનેજ પ્રત્યેક કાર્યનો શુભ ફળદાતા માનનાર અને તારા વિના સમસ્ત બ્રહ્માંડને શૂન્ય જાણનાર તારા ઉપાસક પ્રતિ તું આટલી બધી નિષ્ઠુરતા કેમ દર્શાવે છે ? અધર્મને માર્ગે ચાલનાર, પરસ્ત્રીની લજ્જાને લૂટનાર, તથા ધર્મપર ધાડ પાડનાર પાખંડી પુરુષોપર તું આટલી બધી દયા શા કારણથી દર્શાવે છે! જેઓ હત્યારાઓ છે, પર ધનને પોતાનું કરી બેસનારા છે, તેઓ સંસારમાં વિવિધરંગી ઉપભોગો ભોગવી શકે છે ! હે સચરાચર ! આમાં તારો ગુપ્ત હેતુ શો સમાયલો છે ? ઘડી પહેલાં જેઓ મહા વૈભવ અને વિલાસના શૃંગપર વિચરતા હોય તેમને તું એક ક્ષણ માત્રમાં દુઃખ. નિરાશા અને અવનતિની ગહન ગર્તામાં ડૂબાવી દે છે! મહાપામર અને અન્નને માટે જ્યાં ત્યાં પોકાર કરતાં મનુષ્યો ક્ષણમાં મહાગર્વિષ્ટ અને ઉન્મત્ત બની જાય છે અને એનું પ્રત્યક્ષ ઉદાહરણ જેણે મારા રાજ્યને વિશ્વાસઘાતઅને પ્રપંચવિદ્યાથી પચાવી પાડ્યું છે, જેણે વિશ્વાસઘાત કર્યો છે, મહા ભયંકર અનર્થોનો આરંભ કર્યો છે તે અત્યારે અતિ સુખમય સ્થિતિમાં પોતાનું જીવન વ્યતીત કરી રહ્યો છે પ્રભુ ! તારી આ લીલામાં શું રહસ્ય સમાયલું છે એ કોઇનાથી જાણી શકાતું નથી !

"પણ હાય ! હવે મારે એવી ચિન્તામાં નિમગ્ન થવાનું શું કારણ છે ? મારા આ નિરાશા મય જીવનને ધરાના વક્ષપર રાખવાનું શું પ્રયોજન છે ? જે જીવનમાં આનંદનો અંશ માત્ર પણ નથી, તેવા શુષ્ક, આનંદહીન અને દુઃખમય જીવનને ધારણ કરી રાખવામાં પણ

શો સાર છે ? હાય ! આ સર્વે વિષયોનું સ્મરણ થતાં મારા હૃદયમાં અસહ્ય યાતનાઓ થવા માંડે છે ! આશાહીન હૃદયમાં અનેક પ્રયત્નો કરવા છતાં પણ ધૈર્યનો સંચાર થતો નથી. મરુભૂમિ તુલ્ય મનમાં શાંતિનો આભાસ પણ જણાતો નથી. થોડા સમય પહેલાં ભોગવેલા ઉપભોગો તથા આનંદનું સ્મરણ થતાં તથા અત્યારની ભયંકર પરાધીનતા અને પીડનતાનું સ્મરણ થતાં મારૂં હૃદય અત્યંત નિરાશ બની જાય છે. જગતમાં શાંતિનું એક પણ સ્થાન દૃષ્ટિગોચર થતું નથી. મારા માટે આ સંસારમાં આશાનું એક પણ સ્થાન અવશિષ્ટ રહ્યું નથી."

તે યુવક આ પ્રમાણે વિચાર કરતો હતો તે સમયે તેને પોતાની મહાલયની સ્હામેના એક બંગલાની અગાશીમાં બેસીને એક યુવતીના મધુર કંઠમાંથી નીકળતું એક અત્યંત મધુર ગાન સંભળાયું. તે ગાયન આ પ્રમાણે હતુઃ—

" દિલદાર યાર પ્યારે ગલિયોં મેં મેરે આજા,
આંખે તરસ રહી હૈં સૂરત ઇન્હેં દિખાજા;
ચેરી હૂં તેરી પ્યારે ઇતના તૂ મત સતારે,
લાખોંહી દુખ સહારે ટુક અબતો રહમખાજા.

તેરેહી હેત મોહન છાની હૈ ખાક બન બન,
દુઃખ ઝેરે શિર પૈઅનગિન અબતો ગલે લગાજા;
મન ચોર હૂં મૈં મેરે કબતક બતાદે પ્યારે ?
સૂખે વિરહમેં તારે પાનીં ઇન્હેં પિલાજા.

સબ લોક લાજ ખોઈ, દિન રૈન બૈ રોઇ,
જિસકા કહીં ન કોઇ તિસકાતૂહી બચાજો;
મુઝકો ન યોં ભુલાઓ કુછ સજમેં લાઓ,
અપને કોમલ સતાઓ મૈ પ્રાણ પ્યારે આજા.

રસિકવર મેરા પ્યારી દાસી હૈ જો તુ મ્હારી;
થરતી હૈં વહ બિચારી આકર ઉસે જિલાજા."

રમણીનો આવો મધુર સ્વર સાંભળીને તે યુવક અત્યંત વિસ્મિત થયો અને પોતાના ઓરડામાંથી તે મહાલયના વિશાળ ચૉકમાં આવી પહોંચ્યો. એ સમયે તેને એક રમણીની પ્રતિમા દૃષ્ટિ ગોચર થઇ. તે રમણીએ તેને ઉદ્દેશીને કહ્યું:-"કેમ રાજકુમાર આજે આપ આટલા બધા વ્યગ્ર કેમ બની ગયા છો ? આટલી બધી રાત્રિ વીતી જવા છતાં આપ હજી નિદ્રાવશ કેમ નથી થયા? અત્યારે આ સ્થળે આપ શા માટે ફરી રહ્યા છો વારૂ?"

"તું કોણ છે? મને આવા પ્રશ્નો પૂછવાનો તારો શો ઉદ્દેશ છે?" મહેન્દ્રકુમારે પૂછ્યું.

"હું મહારાણી સાવિત્રીદેવીની પરિચારિકા કિશોરી છું અને તેમની આજ્ઞાથી આપને બોલાવવા માટે આવી છું. કૃપા કરીને આપ મારી સાથે પધારો. મારાં મહારાણી સાહેબ આપની વાટ જોતાં બેઠાં છે.

"આવા રાત્રિના સમયે તેમણે મને શા માટે બોલાવ્યો છે? શું તેઓ મને અત્યારે કોઇ પણ કાર્યનો ભાર સોંપવાની ઇચ્છા ધરાવે છે?" રાજકુમારે પૂછ્યું.

'હા, અવશ્ય તેમજ હશે. નહિ તો મહારાણી સાહેબ એવું સાહસ કદાપિ કરેજ નહિ, એવી મારી દૃઢ માન્યતા છે, માટે કૃપા કરી આપ સત્વર મારી સાથે પધારો." પરિચારિકા કિશોરીએ કહ્યું.

"પણ હું નથી સમજી શકતો કે, તેઓ મને કેવા પ્રકારનાં કાર્યમાં પ્રવૃત્ત કરવા ઇચ્છે છે! જો મારૂં તેવુંજ ખાસ જરૂરનું કામ હોય, તો તે સવારે થઇ શકે તેમ નથી વારૂ?" રાજકુમારે પૂછ્યું.

"મહારાજ, અત્યારેજ આપનું કોઇ ખાસ જરૂરનું કામ પડેલું છે, એમ મને મારાં મહારાણી સાહેબ કહેતાં હતાં, માટે આપ લેશ માત્ર પણ વિલંબ કર્યા વિના મારી સાથે ચાલો. વાતોમાં વખત ઘણો

વીતી ગયો છે, તેથી તેઓ આપને માટે વ્યાકુળ થઇ રહ્યાં હશે. મારા ધારવા પ્રમાણે જો હવે વધારે વિલંબ કરશો તો તેઓ બીજી પરિચારિકાને પણ આપને બોલાવવા માટે અવશ્ય મોકલી આપશે. હું પણ ઘણા સમય થયાં અહીં આવી છું. આપના મહાલયમાં મેં આપની ઘણીજ તપાસ કરી, પણ જ્યારે આપનો કશોય પત્તો નમળ્યો, ત્યારે હું નિરાશ થઇને પાછી જવા લાગી, એવામાં દૈવયોગે અહીંજ આપની મુલાકાત થઇ ગઇ. માટે કૃપાનાથ! હવે મને વિશેષ પૂછ પરછ ન કરતાં આપની જે કાંઇ પૂછવાની ઇચ્છા હોય તે મહારાણીને પૂછજો એટલે તેઓ અવશ્ય આપના પ્રશ્નોનો ખુલાસો કરશે.'

"ચાલ, ત્યારે હું પણ તારી સાથે જ આવું છું." એમ કહીને રાજકુમાર મહેન્દ્ર તે પરિચારિકાની પાછળ પાછળ ચાલવા લાગ્યો. તે પરિચારિકા તેને જે સુરંગમાંથી પ્રથમ રાજકુમાર રાણી સાવિત્રીના કિલ્લાવાળા મહાલયમાં આવ્યો હતો, તે સુરંગમાં લઈ ગઇ. સુરંગમાં ખાડા ખબડા તથા ઊંચાણ નીચાણ હોવાથી રાજકુમાર તત્કાળ જાણી ગયો કે તે પરિચારિકા તેને તે સુરંગમાંથી ક્યાંક બ્હાર લઇ જવાની ઇચ્છા ધરાવે છે, એથી તેના મનમાં ભયનો સંચાર થયો. તેણે ભય કંપિત સ્વરથી તે પરિચારિકાને પૂછ્યું કેઃ—"દાસી! તું મને ક્યાં લઇ જવા ઇચ્છે છે? અત્યારે તારાં મહારાણી ક્યાં છે? આ સુરંગમાં મને લઈ જવાનું શું કારણ છે? તારા આ ભેદો મારાથી તો સમજી શકાતા નથી. માટે જ્યાં સુધી તું મારા પ્રશ્નોનું પ્રમાણ પૂર્વક ઉત્તર નહિ આપ ત્યાં સુધી હું તારી સાથે આવી શકીશ નહિ."

"રાજાધિરાજ! ભયભીત થવાનું કશું કારણ નથી. મારાં મહારાણી સાહેબ આ સુરંગના મુખ આગળ બે અશ્વો તૈયાર કરાવી આપની રાહ જોતાં ઉભાં છે અને તેમણે આપને બોલાવી લાવવા માટે મને આ સ્થળે મોકલી આપી છે. તેમની ઇચ્છા અત્યારે આ મનોહર ચાંદનીમાં વાયુ સેવન કરવાની અથવા તો નિશાવિહાર કરવાની છે

અને એટલા માટે જ તેમણે આપને બોલાવ્યા છે. હું નથી જાણી શકતી કે, આપને મારાપર આટલો બધો અવિશ્વાસ શાકારણથી આવે છે ? રાજમહાલયની નોકરી કરવી અને આપના સમાન સમર્થ પુરુષની સાથે વિશ્વાસઘાત કરવો એ બે વાતો કદાપિ બની શકતી હશે ખરી કે ?" પરિચારિકા કિશોરીએ કહ્યું.

"બહુ સારૂં ત્યારે હવે સત્વર ચાલ, મને આવતાં સમય બહુ જ વીતી ગયો છે, માટે મહારાણી મારી વાટ જોતાં ઉભાં હશે." રાજકુમાર મહેન્દ્રે કહ્યું.

આમ કહીને તેઓ પુનઃ આગળ ચાલવા લાગ્યાં. થોડીવાર પછી પુનઃ રાજકુમારના મનમાં સંદેહ ઉત્પન્ન થવાથી તેણે કિશોરીને ઉદ્દેશીને પૂછ્યું:-"કિશોરી ! મને રાણી સાવિત્રીનો અતિથિ થયાં ને આજે ત્રણ ચાર માસનો કાળ વીતી ગયો છે અને તે અરસામાં તેમણે આવી અનેક ચાંદની રાતો તથા તેવા જ અનેક શુભ પ્રસંગો આવવા છતાં મને કદાપિ નિશાવિહાર અથવા તો મૃગયા આદિ કરવા જવાને આગ્રહ પ્રકટ કર્યો નથી અને આજેજ આમ એકાએક મને પોતાની સાથે લઈ જવાની તેમને ઇચ્છા કેમ થઇ હશે એ હું કોઈ પણ પ્રકારે સમજી શકતો નથી. કેમ દાસી ! તારાથી આ વિષયની કશી કલ્પના કરી શકાય છે ખરી કે ?" મહેન્દ્રે પૂછ્યું.

"મહારાજ, એમાં કલ્પના શી કરવાની હતી, મનુષ્યનો સ્વભાવજ એવા પ્રકારનો હોય છે કે જ્યારે જે પદાર્થમાં તેની વૃત્તિ પરોવાઈ જાય છે, ત્યારે તરતજ તે પદાર્થનો ઉપભોગ કરવાને મનુષ્ય માત્ર આકાંક્ષી બની જાય છે અને એ પ્રમાણે જ જો મહારાણી સાહેબની ઇચ્છા પણ આપની સાથે નિશાવિહાર કરવાની થઈ આવી હોય તો તેમાં આશ્ચર્ય જેવું કાંઇ જ નથી. આપ વારંવાર આવો સંદેહ શા માટે લાવો છો ?" પરિચારિકા કિશોરી જરા દંભપૂર્વક બોલી.

રાજકુમારે પોતાના પ્રશ્નની દિશા બદલીને પૂછ્યું કે;—"આજે

મહાલયમાં મહારાણીના બંગલાની અગાસીપર બેસીને "દિલદાર યાર પ્યારે ગલિયોંમેં મેરે આજા" વાળું ગાયન કોણ ગાતું હતું વારૂ? ગાયનનો સ્વર બહુ જ મધુર હતો અને તે સાથે તેનો આશય પણ તેવો જ ઉત્તમ હતો. મેં આજે ત્રણ માસના અવધિમાં આ રાજમહાલયમાં કદાપિ આવું ગાયન સાંભળ્યું નહોતું. દિલરૂબાના સૂર સાથે સૂર મેળવીને એ ગાયન એવી છટાથી બોલાયું હતું કે જેના યોગે મને ઇંદ્રભવનમાં વિચરતી ગાયિકાઓનું સ્મરણ થઇ આવ્યું હતું."

"રાજેશ્વર! એ ગાયન ગાનાર વ્યક્તિનું નામ મારાથી આપી શકાય તેમ નથી. કારણ કે, તેમ કરવાની મને મના થયેલી છે." પરિચારિકાએ પ્રપંચ વિદ્યાનો વિસ્તાર કરવા માંડયો.

"કોણે મના કરી છે વારૂ? શું તમને એ ગાયન વ્યક્તિએ પોતાનો પરિચય મને આપવાની પણ મના કરી છે?" રાજકુમારે એક પ્રકારની આતુરતા દર્શાવીને પૂછયું.

"મને મારી મનોદેવતાએ મના કરી છે અને તેથી જ હું આપને એ ગાયિકાનો સત્ય પરિચય આપી શકતી નથી. આપના સમાન મહાકુશળ પુરુષ સમક્ષ એ ગાયિકાનો પરિચય આપવાનું ઉચિત પણ લાગતું નથી. કારણ કે, આપ એક સમયના મહાન પ્રતાપી પૃથ્વીપતિ હોવાથી અનેક અનુપમ અંગનાઓનાં તથા વાર વિલાસિની વારાંગનાઓનાં ગાયન સાંભળી ચૂક્યા હશો, તેથી કદાચ આપને એ ગાયન શુષ્ક જ લાગ્યું હશે. હું ધારૂં છું કે, આપ એ ગાયિકાનો ઉપહાસ કરવાના ઉદ્દેશથી જ આવી મિથ્યા પ્રશંસા કરી રહ્યા હશો. આપના ચિત્તને રંજન કરે એવી એ ગાયનમાં કશી પણ મનોરંજકતા નહોતી, શ્રવણોને આકર્ષે એવી મોહિની શક્તિ પણ એ ગાયનમાં નહોતી, છતાં આપ એની આટલી સીમા પર્યન્ત પ્રશંસા કરી રહ્યા છો, એ જોઇને મને નિશ્ચય થઈ ગયો છે કે, આપની તે પ્રશંસા સત્ય નથી, પરંતુ મિથ્યા જ છે." પરિચારિકાએ પોતાનું ચાતુર્ય દર્શાવવા માંડયું.

"વારૂ ત્યારે શું એ ગાયન મહારાણી સાવિત્રીએ ગાયું હતું?" રાજકુમારે પૂછ્યું.

"ના. તેઓ તો ઘણા સમય થયાં સુરંગની બહાર જઇ આપની વાટ જોતાં ઉભાં છે, તેથી તેમનો ગાયન ગાવાનો સંભવ જ ક્યાંથી હોઈ શકે વારૂ?' પરિચારિકા કિશોરી એ ઉત્તર આપ્યું.

"ત્યારે શું કોઇ ગાયિકા મહાલયમાં આવી છે? હું ધારૂં છું કે, તેમ જ હોવું જોઇએ. નહિ તો આવું મધુર ગાયન કદાપિ અન્ય અજ્ઞાત મનુષ્યથી ગાઈ શકાય જ નહિ. તે વારાંગના કોણ છે અને ક્યારે આવી છે તે તું જાણે છે ખરી કે?" રાજકુમારની ઉત્સુકતા ક્રમશઃ વૃદ્ધિંગત થવા લાગી.

"ના મહારાજ, મારા જાણવા પ્રમાણે હમણાં છેલ્લા દસ પંદર દિવસ થયાં એવી કોઇપણ વારાંગના અથવા તો ગાયિકા મહારાણી સાવિત્રી દેવીના મહાલયમાં આવી હોય તેમ જણાતું નથી. તેમજ રાજમહાલયમાં તેવી કોઈ કુશળ ગાયિકા પણ નથી." પરિચારિકા કિશોરીએ ઉત્તર આપ્યું.

"ત્યારે શું તે ગાયન તેં ગાયું હતું? તારા કંઠમાંથી જ તે કોકિલાને પણ લજ્જાન્વિત બનાવી દે તેવા વીણાવિનિંદિત મધુર ગાયનનો ઉચ્ચાર થયો હતો વારૂ?" રાજકુમારે પ્રશ્ન પૂછ્યો.

પરંતુ પરિચારિકા કિશોરીએ તેનું કશું પણ ઉત્તર ન આપતાં માત્ર એક પ્રકારનું મૃદુ હાસ્ય જ. કર્યું. આ સમયે તે સ્થળે ભીષણ અંધકાર વ્યાપેલો હોવાથી મહેન્દ્રકુમાર તેના તે સ્મિત હાસ્યને જોઈ શક્યો નહિ, પણ તેને મૌન રહેલી જોઇને તે બોલ્યો કે;–"ત્યારે તું અત્યાર સૂધી આમ ટળવળ્યા કેમ કરતી હતી? જો હું જાણતો હોત કે, આ ગાયનની ગાયિકા તું પોતેજ છે અને તારા કંઠમાં આવી મોહિની શક્તિ સમાયલી છે, તો મને તારાપર કોઇ પણ પ્રકારનો સંદેહ ઉત્પન્ન થવા પામત નહિ. પણ કહે જોઇએ વારૂ કે, તું કોણ છે, ક્યાંની નિવાસી

છે અને આ મહારાણી સાવિત્રીના મહાલયમાં આવ્યાને તને કેટલોક સમય થયો છે? તે ગાયનકળામાં ગાંધર્વના સમાન જે દક્ષતા પ્રાપ્ત કરી છે, તથા આટલી બધી કુશળતા સંપાદન કરી છે, તે ગાયનકળાનો તારો ગુરુ કોણ છે? શું તેં ગાયનકળાનો અભ્યાસ કર્યો છે કે જેથી રાગ, સૂર અને માત્રાતાળ પર તું આટલો બધો કાબૂ મેળવી શકી છે.?"

"મહારાજ! મારો વૃત્તાંત અતિ દુઃખમય હોવાથી આપની કને તે સંભળાવવાની મારી ઇચ્છા નથી મારા દુઃખને સાંભળીને આપના હૃદયપર પણ અવશ્ય કોઈ પણ પ્રકારનો એક અસહ્ય આઘાત થવાની સંભાવના હોવાથી હું આપને તે સંભળાવવા ઇચ્છતી નથી." કિશોરીએ ઉત્તર આપ્યું.

"કિશોરી! મને તેથી જો કોઇપણ પ્રકારનું દુઃખ થશે તો પણ હું તેને સહન કરી લઇશ મારા પર દુઃખો પડવામાં હવે શી ખામી રહી છે! રાજ્ય વૈભવ અને સત્તા આદિ સર્વ લૂટાઇ ગયું છે, પ્રિયતમા પત્ની શત્રુના હાથમાં ચાલી ગઇ છે. માતા અને ભગિની દગાબાજ દોસ્તના હાથે અસહ્ય પીડાઓ ભોગવી રહી છે. મારી સર્વ સ્વાધીનતા નષ્ટ થવા આવી છે અને શિરપર સંકટનાં નગારાં ગગડી રહ્યાં છે! આવી સ્થિતિમાં સુખની ભાવના પણ શી રીતે રાખી શકાય? જ્યારે આવાં દોહ્યલાં દુઃખો સહન કરવાને હું સમર્થ થયો છું, ત્યારે તારી વાર્ત્તાથી મને જો કદાચિત્ કાંઇપિણ દુઃખ થશે તો તેને પણ અવશ્ય સહન કરી શકીશ જ. તારી મધુરવાણી, શિષ્ટાચાર અને વિનયશીલતા આદિ સર્વ જોતાં તું કોઇ કુળકામિની અથવા તો પ્રતિષ્ઠિત પરિવારની કન્યા હો. એવો ભાસ થઇ આવે છે, માટે કૃપા કરીને તારો દુઃખમય વૃત્તાંત કહી સંભળાવ. દુઃખીને દુઃખમાં દુઃખી જ આશ્વાસન આપી શકે છે. સુખીયાં કનેથી દુઃખીયાને આરામ મળતો નથી. પોતાના દુઃખની વાર્ત્તા કહી શકાતી નથી અને તેના પાષાણ હૃદયમાં દુઃખીયાંના દુઃખ જોઈ અથવા સાંભળીને કશી અસર પણ થતી નથી.

બ્હેન! ચિંતા ન કરતાં તેમજ મને દુઃખિત થવાનો કશો પણ વિચાર ન કરતાં તારો દુઃખમય વૃત્તાંત કહી સંભળાવ. હું તે સાંભળવાને આતુર છું. તૈયાર છું.”

“સાંભળો ત્યારે મહારાજ હવે હું મારો આત્મવૃત્તાંત આપને કહી સંભળાવું છું. મારૂં નિવાસસ્થાન કૃષ્ણપૂર છે અને હું એક કાયસ્થ જાતિની કન્યા છું. મારા માતાપિતા કૃષ્ણપૂરમાં પરમ ધાર્મિક અને પરદુઃખભંજન તરીકે ઓળખાતાં હતાં. રાજા શ્રીદત્તજી તથા રાજકુમાર મહેન્દ્રના રાજ્યમાં મારા પિતાનું સારૂં માન હતું અને તેમની ઇચ્છા તેમને દીવાનના પદપર નિયુક્ત કરવાની હતી. મારા પિતાની આર્થિક સંપત્તિ પણ અપાર હતી. તેઓ તે સંપત્તિ ।। યોગે સારૂં દાનપાન કરી શકતાં હતાં તથા તેમણે સારાં સારાં કામો પણ કરાવ્યાં હતાં રાજા શ્રીદત્તજીની ઇચ્છા મારા પિતાને પોતાનો સર્વ રાજ્ય કાર્યભાર સોંપીને વનવાસ લેવાની હતી તથા જ્યાં સુધી રાજકુમાર મહેન્દ્ર વયમાં ન આવે ત્યાં સુધી રાજ્યનું સૂત્ર પણ તેમના હાથમાં સોંપી દેવું એવા નિશ્ચયપર તેઓ આવી ગયા હતા. પરંતુ દુર્દૈવ યોગે તેમનું ભયંકર નાગના દંશથી અકાળ મૃત્યુ થયું અને તેથી તેમની તથા મારા પિતાની ઇચ્છિા અપૂર્ણજ રહી. તેમના મૃત્યુ પછી અલ્પ સમયમાં જ તેમના રાજ્યના વારસ પુત્ર મહાધર્માત્મા અને ન્યાયનીતિ પરાયણ રાજકુમાર મહેન્દ્રને દગો દઇને તેના વિશ્વાસઘાતક, મહા પાપાત્મા અને અન્યાય અનીતિપરાયણ સોમદત્તે તેમના રાજ્યનો અધિકાર પોતાના કબ્જામાં કરી લીધો. ત્યાર પછી રાજકુમારની શી દશા થઈ અને તેઓ કયાં ગયા તેનો કશો પણ પત્તો મળી શકતો નહોતો, પરંતુ મારા સદ્‌ભાગ્ય યોગે અત્યારે વાતની વાતમાં આપે આપનો બધો વૃત્તાંત કહી સંભળાવ્યો છે. એ સાંભળીને મને અત્યંત આનંદ થયો છે.”

“રાજ્યના સિંહાસન પર બેઠા પછી સોમભદ્ર પોતાની પાપલીલાનો પ્રચાર કરવા માંડયો. તેણે ધર્માત્માઓ પર ધાડપાડી તેમનું ધર્મવ્રત

લૂંટી લીધું, ધનવાનોનાં ગળાં કાપી સમસ્ત કૃષ્ણપૂર નગરને પાયમાલ અને કંગાલ બનાવી દીધું કોઇના ઘરમાં ખાવાને અન્નનો એક દાણો પણ ન રહેવા દીધો. તે ચંડાલ અને કુકર્મીઓનાં કાળાં કામોનો માત્ર એટલેથી જ અવધિ આવ્યો નહિ. એટલે તે ગુણવતી, શીલવતી અને પતિવ્રતપરાયણા પ્રમદાઓ પર અત્યાચાર ગુજારી તેમના નારી જન્મની જે ઉત્તમતા ગણાય છે તેને ધૂળમાં મેળવવા લાગ્યો. રાજ્યમાં સર્વત્ર હાહાકારના ધ્વનિઓ સંભળાવા લાગ્યા. સૌભાગ્યવતીઓ વિધવા બની ગઇ. રક્ષકમંડિત શિશુઓ રક્ષકહીન બની ગયાં. શહેરમાં વાર વિલાસિની વારાંગનાઓ-વેશ્યાઓ-નર્તકીઓ અને કુલટાકામિનીઓનો વિસ્તાર વધી ગયો. દેશ દ્રોહીઓની સખ્યા પણ હદબહાર વધી ગઈ. આ સર્વ ભયંકર પાપાચાર જોઇને મારા પિતા મધુસૂદને સોમદત્તનું રાજ્ય છોડી અન્યત્ર ચાલ્યા જવાનો નિશ્ચય કર્યો. એ વાર્ત્તા સોમદત્તના જાણવામાં આવતાં સોમદત્ત તત્કાળ કેટલાક સૈનિકો સહિત મારે ઘેર આવી ચઢ્યો ત્યાર પછી તેણે જે ભયંકર અત્યાચાર ગુજાર્યો તેનું વર્ણન પણ મારાથી કરી શકાતું નથી. હાય! તે" આમ કહીને તે પરિચારિકા એકદમ પોક પાડી રડી પડી.

આ જોઇને રાજકુમાર હૃદયમાં પણ કરૂણતાનો પ્રવાહ ઉછળી આવ્યો. તેના મુખપર મલિનતાની ઝાંખી છાયા છવાઇ ગઈ. તેણે અત્યંત જિજ્ઞાસાતુર થઇને પૂછ્યું:—" કેમ કિશોરી! બોલતી અટકી કેમ ગઈ વારૂ ?"

" મહારાજ ! ત્યાર પછી તે દુરાત્માએ અમારા પર જે અત્યાચાર ગુજાર્યો છે, તેનું સ્મરણ કરતાં પણ કાળજું કમ્પી ઊઠે છે. દુનિયા જેને ઘોરતમ પાપમાર્ગમાં પ્રવેશેલા, અનંત પ્રકારનાં પાપોનો પ્રચાર કરનારા, વિશ્વમાં મહાન મહાન નીચ કુકર્મોનો વિસ્તાર કરનારા શયતાનો કહે છે, તે શયતાનોનાં હૃદય પણ વખતના વહન સાથે દયામય થઇ શકે છે, પરંતુ પાપભાગી સોમદત્તનું હૃદય એટલું બધું

કઠિન છે કે, તેની ઉપમા આવી શકાય એવો કોઈ પણ પદાર્થ જ આ વિશ્વમાં અસ્તિત્વ ધરાવતો નથી. તે શયતાનના શાગિર્દે મારા સમસ્ત પરિવાર કિંવા કુટુંબના અસ્તિત્વને આ વસુધાના વક્ષપરથી વિદીર્ણ કર્યું છે એટલે કે તે દુર્દાન્ત પિશાચે અતિ ભયંકરતાથી મારા પિતા, માતા અને એક નાની ભગિની આદિ સર્વનાં ખૂન કર્યાં છે. તેમના રક્તના પ્રવાહથી મારા વિશાળ મહાલયને રંગિત કરી દીધો છે. હાય ! જે સમયે મારી માતાની ગર્દનપર સોમદત્તના જલ્લાદની તીખી તલ્વારનો આઘાત થયો તે સમયે જે ભયંકર દશ્ય મારા જોવામાં આવ્યું હતું તે સંભારતાં મારૂં હૈયું વલોવાય જાય છે. મારા પિતાને જે નિષ્ઠુરતા અને નિમર્મતાથી મારી નાખ્યા છે, તે વાર્તાની યાદગીરી થતા આ સંસાર મને સર્વથા શૂન્ય ભાસે છે. મારા પતિ તે સમયે દિલ્હી ગયા હોવાથી, મારા ભાગ્યયોગે બચી ગયા છે, એ જ મારા માટે આનંદની વાત છે, પણ મારૂં બીજું બધું નષ્ટ થઇ ગયું છે. અરેરે મારી કોમળાંગી સરલ હૃદયા ભગિનીએ તેની મરણ વેળાયે જે કલ્પાંત કર્યો હતો, તેનું સ્મરણ થતાં મને આ સંસારના મોહ અને માયાનો પરિત્યાગ કરીને ઇશ્વરના શાંતિમય રાજ્યમાં પ્રયાણ કરવાની ઇચ્છા થઇ આવે છે.

આમ કહીને તે પુનઃ બોલતી બંધ થઇ ગઈ અને બહુજ ધીમા તથા કરુણતાયુક્ત સ્વરથી રડવા લાગી. આ સમયે તેના ગુલાબી ગાલોપર જે અશ્રુબિન્દુઓ પ્રવાહિત થઇ રહ્યાં હતાં, તે એવો જ ભાસ કરાવી રહ્યાં હતાં કે જાણે ગુલાબનાં પુષ્પોપર તુષારનાં બિન્દુઓ ટપકી પડયાં હોયની ! તેના મુખપર એક પ્રકારની લાલાશ વિસ્તરી ગઈ હતી અને તેનો કંઠ રુદ્ધ થઈ ગયો હતો. આ જોઇને કોમળ હૃદયના કુમારના મનમાં પણ દયાનો ઉભરો આવી ગયો. તેણે અત્યંત કોમળ અને મૃદુતાભર્યા સ્વરથી સ્વરથી કહ્યું કે;–" ભગિની ! ચિંતા કરવાનું કશું પ્રયોજન નથી ! આ સંસાર જ એક પ્રકારની ભયાનક

ભ્રમણાનું સ્થાન છે. સુખ કિંવા દુઃખની કલ્પનાઓજ મનુષ્ય માત્રને અધિક પીડિત કરે છે. જો સંસારના સુખ કિંવા દુખ, હર્ષ કિંવા શોક, આનંદ કિંવા ઉદ્વેગને સમાન દૃષ્ટિથી જોતાં હોત, તો તેઓ કદાપિ પ્રપીડિત અને નિરાશાના અગ્નિથી દગ્ધ ન જ થયાં હોત. પરંતુ આશ્ચર્યનો વિષય એ છે કે, સકળ સંસારીઓ આ સર્વ વાર્તાઓને સારી રીતે જાણે છે, અનેક નરનારીઓને ખુલ્લા હાથે મૃત્યુદેવતાનાં રાજ્યભણી પ્રયાણ કરતાં જૂએ છે. અનેક મનુષ્યોને ભડભડતી ચિતાઓના અગ્નિમાં બળી ભસ્મીભૂત થતાં જૂએ છે. આ સંસાર માયાવી છે, મિથ્યા છે. કર્મનાં ફળ ભોગવવાનું સ્થાન છે, એમ જાણવા છતાં તેઓ પોતાના અજ્ઞાનાંધકારને દૂર કરી શકતાં નથી. જો સત્ક કહેવામાં આવે તો મનુષ્ય પોતે જ પોતાના આત્માનો પ્રબળ શત્રુ છે, પૂર્ણ દ્રોહી છે. જો એમ ન હોત તો આ સંસારમાં જે ભીષણ હાહાકાર અને રુદનના ધ્વનિઓ સાંભળવામાં આવે છે, તે કદાપિ સંભળાત જ નહિ અને સંસાર એ સ્વર્ગ જ બની જાત. માટે ભગિની કિશોરી! તું હૃદયમાં શાંતિને ધારણ કરી તારો સર્વ વૃત્તાંત કહી સંભળાવ."

"એટલે હું પણ મારાથી બનશે તેટલી તારા દુઃખમાં સહાનુભૂતિ પ્રકટ કરીશ. દુઃખીનો સહાયક દુઃખીજ થાય છે, એ વાર્ત્તામાં તું લેશ માત્ર પણ અવિશ્વાસ રાખીશ નહિ. આ સંસાર મનુષ્યની સહિષ્ણુતાની પરીક્ષાનુંજ સ્થાન છે. જેઓ સબળ હૃદયનાં હોય છે તેઓ એ પરીક્ષામાં ઉત્તીર્ણ થઇને પરમાત્માના શાશ્વત મોક્ષપદને પ્રાપ્ત કરી શકે છે પરંતુ જેમનાં હૃદય નિર્બળ છે, હૃદયમાં દુઃખ સહન કરવાની શક્તિ હોતી નથી. તેઓ અવશ્ય એ પરીક્ષામાં અનુત્તીર્ણ થઇને નરકની ગહન ગર્ત્તામાં ડુબી જાય છે. માટે હવે વધારે વિલંબ ન કરતાં તારો સર્વ વૃત્તાંત સંપૂર્ણ કહી સંભળાવ. હવે આપણે આ ગુહાના દ્વારની સમીપમાંજ આવી પહોંચ્યા છીએ ?"

"મહારાજ, ત્યાર પછી એ કામાંધ કીડાએ મને પોતાની પર્યંકશાયિની બનાવવાનો વિચાર કરીને પોતાના મહાલયમાં કેદ કરી મારા ભાગ્યયોગે ઇશ્વરે મને મારા લલના જન્મના સન્માનને સાચવવાની શક્તિ આપી અને છેવટે હું પતિતા અથવા પાપીયસી થતી અટકી ગઇ."

"વારૂ, તેં એ શયતાનના સપાટામાં સપડાવા છતાં તારી પવિત્રતાને શી રીતે જાળવી રાખી ? તારા દેહને બચાવીને તું શી રીતે આબાદ છટકી આવી ?" રાજકુમારે આતુરતાથી પૂછ્યું.

"રાજેન્દ્ર ! મારાથી આપને એ વાર્ત્તા કહી શકાશે નહિ." કિશોરીએ કહ્યું.

"બ્હેન ! મારી પાસે સંકુચિત થવાનું કશું કારણ નથી. હું તારો ધર્મભ્રાતા છું. ભ્રાતા પાસે ભગિનીએ પોતાનું દુઃખ વિદિત કરવામાં કોઇ પણ પ્રકારનો સંકોચ ન રાખવો જોઇએ."

"જ્યારે આપનો આટલો બધો આગ્રહ છે, ત્યારે હું આપને મારી વિષાદમયી કર્મકથા અવશ્ય કહી સંભળાવું છું. જ્યારે સોમદત્ત મને પોનાના મહાલયમાં લઇ ગયો ત્યારે મેં મારી પવિત્રતાને જાળવવા માટે આત્મહત્યા કરવાનો નિશ્ચય કર્યો. હું જે મહાલયમાં રહેતી હતી તે મહાલય પાસેજ છેક તેની દીવાલને અડકીને એક સરિતા વ્હેતી હતી. તે સરિતાનું જળ અગાધ હતું અને તેનો પ્રવાહ પણ તેવાજ વેગ સહિત વહેતો હતો. મેં જ્યારે આત્મહત્યાનો દૃઢ સંકલ્પ કર્યો, ત્યારે રાત્રિનો સમય હતો. સમસ્ત વિશ્વ નિદ્રાદેવીની ક્રોડમાં અભિભૂત થયું હતું તે સમયે સરિતાનું ઉછાળા મારતું જળ મને ઉદ્દેશીને કહી રહ્યું હતું:—"હે પવિત્ર લલના ! જો તું આ વિશ્વમાં તારા યશને અમર રાખવાની ઇચ્છા ધરાવતી હોય તો આવ મારા ગર્ભમાં સમાઇ જા. હું તને આશ્રય આપવાને તૈયાર છું."

આકાશમાં વિચરણ કરતાં નક્ષત્રો પોતાના મુખપર એક પ્રકારની મલિનતા કિંવા વિષાદની છટા લાવી મને સંબોધીને કહેતા હતા કે:—"હે આદર્શ, આર્ય રમણી! જો તને આર્યકુળની કીર્તિ તથા ગૌરવનું અભિમાન હોય તો આ પાપાગારનો પરિત્યાગ કરીને તને આશ્રય આપવા ઇચ્છતી સરિતાના જળમાં કૂદી પડ, વગર વિચારે ઝંપલાવી દે તેથી અવશ્ય તારૂં કલ્યાણજ થશે,"

મંદ મંદ વ્હેતો વાયુ એક પ્રકારની ગંભીરતાને ધારણ કરી સ્તંભિત થઇ મને અનુલક્ષીને કહી રહ્યો હતો કે:—"હે કુળકામિની વિશ્વમાં તારે તારી પવિત્રતાનો પરિચય આપવો હોય અને દુરાત્મા દાનવના અત્યાચાર મેળવવો હોય તો વરુણ દેવતાનો આશ્રય ગ્રહણ કરવામાં લેશ માત્ર પણ સંકુચિત ન થા."

આ સર્વ ઉપદેશોથી મારી મનોદેવતાએ મને તે અગાધસલિલા સરિતામાં પ્રપાત કરવાના પરામર્શ આપ્યો અને તેથી સાહસ કરીને હું તે નદીમાં કૂદી પડી."



વિંશ પરિચ્છેદ

# કિશોરીની કર્મકથા

ઉર હલવવા શોધી કાઢયાં સખા, લલના, અને
ઉર હલવવા શોધ્યાં પુષ્પો, ઝરા, તરૂઓ વને;
ઉર હલવવા પાળ્યાં પંખી, સુણ્યાં મૃદુ ગાયનો
ઉર હલવવું એ તો કયાં એ બન્યુંજ નહી, અહો!
અહીં તહીં બધી લીલા લૂખી જહીં નવ એ બન્યું;
જગત સઘળું નીલું નાના વસન્ત મહીં ગમ્યું;
રમણીયપણું આ સંસારે બધું અતૃપ્ત દિસે;
જગત ઉપરે સ્વપ્ને કોઇ ઠર્યું ન ખરૂં દિસે.

આટલું કહ્યા પછી પુનઃ તે રમણી નિર્વાક બની ગઈ અને સ્થિર ચિત્તથી રાજકુમાર મહેન્દ્રના મુખ તરફ જોતી ઉભી રહી એ જોઇને મહેન્દ્રે તેને ઉદ્દેશીને કહ્યું:—"બ્હેન! વારંવાર આગ્રહ કરવાની હવે કશી આવશ્યકતા નથી. સુખેથી તારો વૃત્તાંત સમાપ્ત કર. જો આ ગુહામાંથી બહાર નીકળવાનો માર્ગ પણ છેક સમીપ આવી લાગ્યો છે."

કિશોરીએ પોતાના આત્મવૃત્તાંતને વિસ્તારીને કહ્યું:–"યુવરાજ! નદીમાં પડયા પછી મારી શી દશા થઇ તે હું જાણી શકી નહિ. પરંતુ મારા દુર્ભાગ્ય યોગે હું જળના પ્રવાહમાં તણાતી તણાતી આગળ ચાલવા માંડી કેટલીકવાર પછી હું મૂર્ચ્છિત બની ગઈ અને મને મારા દેહનું પણ ભાન ન રહ્યું. પરંતુ જ્યારે મને શુદ્ધિ આવી ત્યારે મેં જોયું કે, કૃષ્ણપૂર નગરથી દસ બાર કોસ દૂર આવેલા એક ગ્રામમાં આવી પહોંચી છું અને મારી આસપાસ કેટલાક નાવિકો ફરી વળેલા

જંણુાયા. વાસ્તવિક રીતે તેમણેજ મારો બચાવ કર્યો હતો. ત્યાર પછી આશ્રય શોધતી, વિશ્વના અનેક અનુભવો કરતી, વિવિધ પ્રકારનાં જનમાનવોનો સમાગમમાં આવતી તથા અનેક પ્રકારની યંત્રણાઓ સહન કરતી આ મહારાણી સાવિત્રી નગરના શહેરમાં આવી પહોંચી. તેમણે મને આશ્રય આપવાની ઉદારતા દર્શાવી અને તેના યોગે મને પરિચારિકાનું પદ પ્રાપ્ત થયું. તેમનો આશ્રય મળતાં પહેલાં મેં સંસારનાં અનેક મનુષ્યો પાસે અન્નની ભિક્ષા માગી, પરંતુ એવું કોઈપણ ઉદાર મનુષ્ય ન મળ્યું કે જેણે રોટલાનો એક ટુકડો પણ આપવાની ઉદારતા દર્શાવી હોય ! સંસારમાં મારૂં આત્મીય એકપણ ન રહ્યું. જ્યાં જ્યાં હું ફરીવળી ત્યાં ત્યાં મને વિષમ અનુભવજ મળ્યો. દયા અને ક્ષમાનાં આધારભૂત ગણાતાં મનુષ્યો મને પિશાચ સમાન નિષ્ઠુર ભાસવા લાગ્યાં. સંસારમાં જે શાંતિ, ક્ષમા, સમાનતા અને સહાનુભૂતિની આવશ્યકતા છે. તેમાંના એકપણ ગુણનો મને સાક્ષાત્કાર ન થયો. છેવટે નિરાશાથી અને ભગ્નહૃદયથી મેં મહારાણી સાવિત્રીના આશ્રયને ગ્રહણ કર્યો. પરંતુ ત્યાં પણ તેવોજ પ્રકાર જોવામાં આવ્યો. દાસીઓનો પરસ્પર દ્વેષ, ઈર્ષા અને પ્રપંચ આદિ સર્વ જોતાં મારૂં હૃદય કમ્પી ઊઠયું. કેટલીક વિઘ્નસંતોષિની અને પર પીડકા દાસીઓ મારો પણ દ્વેષ કરવા લાગી અને મને એક નવીન પરિચારિકા તરીકે રાજમહાલયમાં વિચરતી જોઇને તેમનો ક્રોધાગ્નિ ભયંકર રૂપ ધારણ કરીને સળગી ઉઠયો. મારાપર અનેક આળ ઓઢાડયાં, મને કાઢી મૂકવા માટે મહા ભયાનક કારસ્થાનો કર્યાં અને છેવટે તે પિશાચિકા પરિચારિકાઓએ મારા ચારિત્ર્યને કલંકિત કરવાના પ્રયાગો પણ કર્યા. પરંતુ ધર્મ સહાયક પરમાત્માએ રાણી સાવિત્રીના હૃદયમાં સદ્પ્રેરણા કરીને મને ભયંકર સંકટમાંથી બચાવી. રાજકુમાર ! આ સર્વ કારણોથી હું હવે પુનઃ આત્મહત્યા કરવાની ઇચ્છા ધરાવું છું. પરંતુ શાસ્ત્રો કહે છે કે, આત્મહત્યા કરવી એ મહા ભયંકર પાપ છે. એટલે

મારાથી તેમ પણ થઇ શકતુ નથી. જ્યારે જ્યારે મને આત્મઘાત કરવાની ઇચ્છા થઈ આવે છે, ત્યારે ત્યારે મારી મનોદેવતા તેમ ન કરવાની સ્પષ્ટ મના ફરીને કહે છે કે;—"જો તું તારા આત્માનું કલ્યાણ ઇચ્છતી હો અને ભયંકર પાપિણીના નામથી તારા નામને કલંકિત ન કરવાની તારી ઇચ્છા હોય તો આવું સાહસ કદાપિ કરીશ નહિ."

આ પ્રમાણે જ્યારે કિશોરીએ પોતાનો વૃત્તાંત સમાપ્ત કર્યો, ત્યારે ગુહાનો માર્ગ પણ ખૂટી ગયો અને તેઓ ગુહાની બહારની સપાટ ભૂમિમાં આવી પહોંચ્યાં. પરંતુ ત્યાં મહારાણી સાવિત્રી અથવા તો તેના અશ્વો આદિ કોઇને પણ ન જોવાથી રાજકુમાર મહા વિચારમાં પડી ગયો. તેણે ધાર્યું કે, કદાચિત્ મહારાણી મને વિલંબ થયેલો જોઇને નિશા વિહાર માટે અન્યત્ર ચાલી ગઇ હશે. આમ વિચાર કરીને તેણે તેની તપાસ કરવા માંડી પરંતુ તે સ્થળે ઘોડાનાં કશાં પણ ચિન્હો જણાયાં નહિ. ચાંદની સાફ સાફ ચમકી રહી હતી અને વસુંધરાપરનો પ્રત્યેક પદાર્થ પણ સ્પષ્ટ જોઇ શકાતો હતો, પરંતુ મનુષ્ય અથવા અશ્વનાં પગલાં ક્યાંય પણ જોવામાં આવતાં નહોતાં. આથી રાજકુમારના મનમાં સંદેહ થયો અને તેથી તેણે ગભરાઇને પરિચારિકા કિશોરીને પૂછ્યું:—"કિશોરી! આટલામાં તો તારાં મહારાણી અથવા તેના અને તેનાં અશ્વ આદિ કોઇનાં પણ પગલાં જણાતાં નથી, તો શું મને તું દગો દેવા માટે અહીં તેડી લાવી છે? જે હોય તે સ્પષ્ટ બીના જણાવી દે, મારી સાથે પ્રતારણા કરીશ નહિ. હું તારો દુશ્મન નથી પરંતુ દુ:ખની વેળાયે તારો સાચો સહાયક થઇને ઉભો રહું તેવો છું. તું એક અબળા અને તે પણ અતિ દુ:ખિની હોવાથી હું તને કોઇપણ પ્રકારે દુ:ખી કરવા ઇચ્છતોજ નથી, માટે તારે જે કાંઇ કહેવું હોય તે સત્વર કહી દે, મારો લેશ માત્ર પણ ભય નથી. હું તારો ધર્મનો ભાઇજ છું, એમ માનીને મુક્તકંઠથી તારો મને અહીં તેડી લાવવાનો જે કાંઇ ઉદ્દેશ હોય તે જણાવી દે."

• કિશોરી રાજકુમારના ઉત્તરનું કશું પણ ઉત્તર ન આપતાં આંખમાંથી આંસુની ધારાઓ વર્ષાવવા માંડી. આ સમયે તેનાં મુખ પર ચંદ્રનાં કિરણો સ્પષ્ટ પડતાં હોવાથી રાજકુમાર તરતજ જાણી ગયો, તેનું હૃદય અત્યારે કોઇ દારૂણ દુશ્ચિન્તાના દાવાનલથી દગ્ધ બની ગયું છે. અને તેના યોગેજ તે આમ રડી રહી છે. આ જોઇને તેના મનમાં કરૂણાનો સંચાર થયો. તેણે દયાદર્શક સ્વરથી કહ્યું:—" ભગિની! તું આટલી બધી સંકુચિત શા માટે થાય છે? તને જે કાંઈ સંકટ હોય તે મને સત્વર જણાવી દે. હું મારાથી બની શકશે તેટલી સહાનુભૂતિ આપવામાં કદાપિ પાછી પાની કરીશ નહિ. એક ધર્મ ભગિની માટે ભ્રાતા જે કાંઇ ઉપકારો પ્રકટ કરે છે, તે ઉપકારો દર્શાવવામાં હું લેશ માત્ર પણ સંકુચિત થઈશ નહિ."

આ સાંભળીને આંખોમાંના આંસૂને લૂછતી કિશોરી કહેવા લાગી કે:—" રાજકુમાર! હું જે કાંઇ વાર્ત્તા કહું તે સાંભળીને આપને મારા પ્રતિ ઘૃણા તો નહિ ઉપજે ને? આપ મને એક કુલટા અને કુળકલિંકિની કામિની તો નહિ ગણી કાઢોને? મારા પ્રતિ આપનો અકૃપા તો નહિજ થાય ને?"

" ના બ્હેન! તું જે વૃત્તાંત કહીશ, તેને હું ધ્યાન પૂર્વક સાંભળી લઇશ અને ત્યાર પછી મને ઉચિત લાગશે તે પ્રમાણે તારા માટે હું મારો અભિપ્રાય બાંધીશ. તેમ છતાં પણ હું તને કોઈ પણ પ્રકારે દુઃખી થાય એવા કઠોર શબ્દો તો કદાપિ નહિજ કહું." રાજકુમારે અભય આપ્યું.

" આપની આ અનુપમ દયા તથા ઉદારતા જોઇને મારા નિરાશ, પીડિત હૃદયમાં શાંતિનો સંચાર થવા માંડયો છે. પ્રથમ તો હું આપની પાસે આવી ત્યારે મારા હૃદયમાં એક પ્રકારની કુવાસના ઉત્પન્ન થઈ અને તેને તૃપ્ત કરવાના ઉદ્દેશથીજ મેં આપને મહારાણીના બોલાવવાનું બ્હાનું બતાવીને આપને આ સુરંગમાં આણ્યા હતા. પરંતુ ત્યાર પછી

ધીમે ધીમે જ્યારે આપનો ઉપદેશ મારા સાંભળવામાં આવ્યો, તથા આપે મને ધર્મભગિનીના નામથી સંબોધી, ત્યારે તે મારી ભ્રષ્ટલાલસા સુલાલસાના રૂપમાં પરિણત થઈ ગઇ છે. મારા ચિત્તમાં આપના પ્રતિ જે આસક્તિ ઉત્પન્ન થઈ હતી તેનો વિનાશ થયો છે અને તેને સ્થળે ધર્મ અને મોક્ષની ભાવના મારા હૃદયમાં ઉદ્‌ભવી આવી છે. હવે મારી ઇચ્છા આ સંસારમાં રહેવાની નથી. સંસારનાં અનેક સંકટો સહી સહીને તથા નિરાશાપર નિરાશાના થતા આઘાતો વેઠીને મને આ સંસાર પ્રતિ તિરસ્કાર થવા માંડયો છે. આ સંસારમાં હું જેને 'મારૂં, કહું તેવું એક પણ મનુષ્ય રહ્યું નથી. દ્રવ્ય—દોલત, ઘરબાર આદિ સર્વ લૂટાઇ ગયું છે. માતા પિતા અને ભગિની આદિ આત્મીય જનો આ નશ્વર સંસારની માયા ત્યાગીને ચાલ્યાં ગયાં છે. પિશાચ સોમભદ્રના ભયથી મારા પતિ પણ કોણ જાણે ક્યાંથી ચાલ્યા ગયા છે કે તેમનો કાંઈ પત્તો જ નથી. મારૂં એક પણ હિત ઇચ્છે તેવું કે વ્હાલું રહ્યું નથી તો પછી હું વિના કારણ આ સૃષ્ટિસ્સર જીવન ધારણ શા માટે કરી રાખું ? જે હૃદયમાં આશા નથી જીવનમાં ઉત્સાહ નથી અને મનમાં સ્થિરતા નથી એવા મહાત્રાસજનક દેહને આ પૃથ્વીપર ધારણ કરી રાખવામાં સારપણ શો છે ! માટે કૃપા કરીને આપ આ છૂરીવડે મારી હત્યા કરો. એથી અને આપ એક પરોપકાર કરી શકશો. મારા જેવી દુઃખથી પીડાતી અને મર્મથી રીબાતી અબળાની હત્યા કરવાથી આપ પાપભાગી ન થતાં, ધર્મના સહાયકજ ગણાશો. હું અતિ પાપીયસી છું. જો મારૂં હૃદય પવિત્ર હોય તો આપ તો શું પરંતુ કંદર્પ જેવા દેવતામાં પણ મારૂં મન આસક્ત કેમ થાય ? આજે મારા હૃદયમાં જે આસક્તિનો ઉદ્‌ભવ થયો છે. તે આસક્તિજ મારા સર્વ નાશનું મૂળ છે. અને એના યોગે ભાવિકાળમાં મારૂં જીવન મહા પાતકમય બની જાય એવી સંપૂર્ણ સંભાવના છે. માટે કોઈ પણ પ્રકારનો વિચાર કર્યા વિના મારા સમાન ઘોર પાપિણીનો

આપ સત્વર સંહાર કરો કે જેથી સંસારમાંથી એક કુપથગામિનીનો અભાવ થાય.”

“ના બ્હેન! જ્યારે તેં તારા હૃદયપર કાબૂ રાખીને મારી સાથે ધર્મ ભ્રાતાનુંજ આચરણ આદર્યું છે, ત્યારે મારે પણ હવે ભ્રાતાનો ધર્મ અવસ્ય બજાવવોજ જોઇએ, જો હું એમ ન કરૂં તો મારા જેવા પાપી બીજો કોઈ ન જ કહેવાય બ્હેન! સંસાર દુઃખમય છે એતો તું જાણે છે, છતાં આવા મિથ્યા પ્રલાપો શા કારણથી કરે છે? ઇશ્વર જે સમયે જે રંગ બતાવે તે જોવા અને તેમાંજ આનંદ મગ્ન રહેવું એ મનુષ્ય માત્રનું મુખ્ય કર્ત્તવ્ય છે. તું જ્યારે આટલું દુઃખ સહન કરતાંજ આવી નિર્બળ અને કાયર બની જાય છે, ત્યારે જેમણે સંસારમાં જન્મથી તે મૃત્યુસૂધી કેવળ દુઃખનોજ અનુભવ કર્યો. તેની કેવી સ્થિતિ થઇ હશે એનો જરા વિચાર કર. તું એક બુદ્ધિમતી હોવા છતાં આત્મવિઘાતક થવાના વિચારો શા માટે કરે છે?” રાજકુમાર મહેન્દ્ર આ પ્રમાણે ઉપદેશ આપતો હતો તેવામાં ત્યાં તેને એક સંન્યાસી ભજન ગાતો ગાતો આવતો જણાયો. તે ગાતો હતો કે;–

“ ભજન કર અકલ અચલ ગુરૂ ધરકા
પંછી એ માયા જંગલકા–ભજન કર.”

સાંભળીને રાજકુમારે કહ્યું;—“સાંભળ, પેલો સંન્યાસી શું કહે છે, તે એકાગ્રચિત્તે સાંભળી લે.

“હું ધારૂં છું કે હવે પ્રભાત થવા આવ્યું છે, તેથી તે એક ગામથી બીજે ગામ જઈ રહ્યો હશે. જો એ સંન્યાસી માત્ર ભગવત્ ભજનમાંજ આનંદ માની લીધો છે. પણ હા–એ ભજન તારે સાંભળવા જેવું છે માટે પ્રથમ તેને સાંભળી લે, એટલે પછી હું તને તારા જીવનને સુદૃઢ કરવાનો માર્ગ બતાવું છું.”

સંન્યાસી પુનઃ આ પ્રમાણે ગાતો ગાતો તેમની પાસે થઇને ચાલ્યો ગયો:—

" ભજન કર અકલ અચલ ગુરુ ધરકા,
પંછી બે માયા જંગલકા,–ભજન કર.
ઇંદ્રવારુણી દેખ લિપટના, આખર ધૂર ઉડાના,
મુખ પ્રક્ષાલન જલતટ જાકર, વિષમયવિષ ઉઠાના. ભજન૦
સુંદર નયન સુવાસ સુરૂપ પર મોહસેં ચિત્ત લુભાના;
મોહક સર્પકે મુખ ફસ કર પુનિ ફોકટ પર ફફડાના. ભજન૦
સુંદર સુરસ સુવાસિત નિર્મલ જલમેં જાય ઝુકાના.
ઝુકતહિ ગ્રાહકે ગ્રાસ ભયે ફિર ફોકટ દિલ પિછતાના. ભજન૦
બાહિર જંગલ ભીતર જંગલ જંગલ જાલ ભુલાના;
એકકો છોડ અરુ એકકો ધાવત ઓરકે તાંઇ ફસાના. ભજન૦
બાહિર રામ અરામ કો પાવે ભીતર રામહિ રામા;
જ્ઞાન–અનલ–અનુભવ તબ જાગે બ્રહ્મમણિ પરસાના. ભજન૦

માટે બ્હેન! એ સર્વ વિચારોનો પરિત્યાગ કર અને હું આ એક મુદ્રિકા આપું છું તે ગ્રહણ કર. આ મુદ્રિકા તું 'આનંદમઠ'ની યોગિનીને બતાવજે તથા મારો સંદેશો કહેજે કે, તેણે મને મોકલી આપી છે. એટલે તેઓ તને સાંસારિક સર્વ સદ્‌વિષયોથી જ્ઞાનમંડિતા બનાવશે તથા તને કોઇપણ પ્રકારનું દુઃખ આવવા દેશે નહિ. 'આનંદમઠ' અહીંથી આઠ દસ કોસ છે અને આ સીધો રાજમાર્ગ આનંદમઠમાંજ જાય છે. ત્યાં જઈ તેનો પત્તો પૂછીશ, એટલે સર્વ કોઈ તને તે બતાવી આપશે. જ્યારે હું મારૂં રાજ્ય પ્રાપ્ત કરી શકીશ ત્યારે તને મારા મહાલયમાં બોલાવી લઈશ અને ત્યાર પછી મારી એક ભગિની તરીકે તારૂં પાલન કરીશ. તથા તારા પતિની શોધ ચલાવીશ. જા હવે પ્રભાત થવા આવ્યું છે, એટલે મહારાણી મારી શોધ ચલાવતી હશે. મારી ઇચ્છા બનતાં સૂધી તેને દગો દઇને અહીંથી છટકી જવાની નથી. માટે હાલ તરત તો હું ત્યાંજ જાઉં છું, તું પણ હવે વિદાય થા, સવાર થવા આવ્યું છે એટલે ભય રાખવાનું કશું કારણ નથી."

"ભાઇ ! હું તમારો અત્યંત ઉપકાર માનું છું. ઈશ્વર તમારૂં કલ્યાણ કરો ! વખતો વખત ભગિનીની સંભાળ લેતા રહેશો. એમ કહીને તે ત્યાંથી રાજકુમારને આશિષ આપી આનંદમઠ ભણી વિદાય થઇ.

આ તરફ સોમદત્તના બે ગુપ્તચરો મહેન્દ્રને મળી આવ્યા. મહેન્દ્રે તેમને પણ સોમદત્તનો ગુપ્ત ચર હોવાનું પ્રમાણુસહિત સિદ્ધ કરી આપીને પોતાની સાથે મહારાણી સાવિત્રીના મહાલયમાં લઇ જવા માટે સાથે લઈ લીધા. ગુપ્તચરો મહેન્દ્રનો પત્તો મેળવવાની આશાથી તેની પાછળ પાછળ ચાલવા લાગ્યા, પરંતુ તેઓ પોતાની સાથેનો યુવકજ કુમાર મહેન્દ્ર છે એમ ઓળખી શક્યા નહિ, તેથી તેની સાથેજ ચાલતા થયા. થોડીકવારમાં તેઓ મહારાણીના ઉદ્યાનમાં આવી પહોંચ્યા.

એકવિંશ પરિચ્છેદ

# કારાગૃહમાં કારસ્થાન



કરવામાંજ મુશ્કેલી શીખવવું સહેલ છે;
નબળો નહિ તું ભાઇ ! આ દુનિયા નબળીજ છે;
કહેનારાં ભલે કહેતાં ! કહેવું પણ ઠીક છે;
કહેનારાં કરી જોશે ! પછી કહે વિરલાંજ છે;
શોધશે ભાઇ ! એવાં તો એવાં એ મળશે અહીં !
પરન્તુ તે કહે કોને ? તારે કાન રહ્યા નથી !"

કલાપી



સંન્યાસીના વેશમાં રહેલી એક ભેદી વ્યક્તિના પ્રોત્સાહ નથી દગાબાજ, જુલ્મી અને શયતાનની સાક્ષાત્ પ્રતિમારૂપ સોમદત્ત કિંવા સોમભદ્રને તેની જન્મતિથિને દિવસે તેની ચાલાક રાણીએ એક મોટી મિજલસ ભરી તેને સામાન્ય વિષ પ્રયોગદ્વારા બેશુદ્ધ કરી કારાગૃહમાં નાખવાનું સર્વ કારસ્થાન તૈયાર કર્યું હતું, પરંતુ દૈવયોગે તેમાં તે સર્વથા નિષ્ફળ નિવડી હતી અને તેની દગાની બાજી ખુલ્લી પડી ગઇ હતી. મહારાણી માલિનીના છેલ્લા કેટલાક સમયના હાવભાવપરથીજ શયતાન સોમભદ્ર જાણી ગયો હતો કે, તે તેનો કોઇપણ પ્રકારે પોતાની પ્રતિહિંસાના પાવકમાં પ્રજળાવીને પૃથ્વીપરથી પ્રલય કરવાને આતુર થઇ રહી છે. આથી જન્મતિથિને દિવસે મદ્યપાન કરતાં પહેલાંજ મહારાણી માલિનીએ તેને મદિરાનો જે ગ્લાસ આપ્યો હતો, તે ગ્લાસ તેણે એક અનુચરને આપીને તેમાંની મદિરા તેને પીવાની આજ્ઞા કરી બિચારો અનુચર રાજાજ્ઞાનો પ્રતિકાર ન કરવાથી તરતજ મદિરાનું પાન કરી ગયો. મંદિરાપાન કર્યા પછી થોડીવારે તેના શરીરમાં વિષનો

સંચાર થવા લાગ્યો. આથી સોમભદ્રના જાણવામાં રાણીનું કારસ્થાન આવી ગયું. તેણે તરતજ બે બળવાન પ્રહરીઓ દ્વારા રાણીને કાંઇપણ પ્રશ્ન પૂછવાની પણ વાટ ન જોતાં પોતાના ખાનગી નિવાસ માટે નવા નિર્માણ કરેલા વસંતદુર્ગના કારાગૃહમાં મોકલી આપી. આ સમયે જે સંન્યાસીએ તેને ઉશ્કેરીને તૈયાર કરી હતી તે સંન્યાસી રાજકુમાર મહેન્દ્રની ભગિની કે જે અત્યારે ભૂપ કિશોરના વેશમાં મહેન્દ્ર કુમારનો પત્તો મેળવવા માટે કૃષ્ણપૂર નગરનો ત્યાગ કરીને કેદારનાથના પહાડી જંગલમાં ગઇ હતી, તેણે તેને ખાસ આગ્રહ કરીને કોઈ અગત્યના કારણસર બોલાવ્યો હતો એથી ત્યાં ગયો હતો.

જો એ વખતે એ સંન્યાસી સોમભદ્રની મિજલસમાં હાજર હોત, તો તે મહારાણી માલિનીને અવશ્ય બચાવી લેત, પરન્તુ વિધાતાની ગતિને સાધારણ મનુષ્ય શી રીતે જાણી શકે ! વળી શયતાન સોમભદ્રની ભાગ્યદેવી જ્યાં સુધી તેનાપર પ્રસન્ન હતી અને જેના હૃદયમાં પૈશાચિક બળ વ્યાપેલું હતું, તેને સાધારણ પ્રયત્ન કરવાથી નાબૂદ પણ શી રીતે કરી શકાય ?

મનુષ્ય જ્યારે પાપનો સંગી થઇને પાપકર્મમાં પૂર્ણ લિપ્ત થાય છે, ત્યારે તેની દરેક જાતની આકાંક્ષાઓ પણ વધતી જાય છે. સોમભદ્રે સામાન્ય સ્થિતિમાંથી રાજ્ય સંપાદન કર્યું હતું, રાજ્ય મળવા છતાં પણ તેની આકાંક્ષા તૃપ્ત થઇ નહોતી, ઉલટો તે પાપના પયોધિમાં ડૂબવા લાગ્યો હતો. વિષયપરાયણતામાં તે એટલો બધો અંધ બની ગયો હતો કે, તેની કશી સીમાજ રહી નહોતી. તેણે કેટલી કેટલી અનાથ અબળાઓનો સર્વનાશ કર્યો હતો, કેટલા કેટલા પુરુષોને પાયમાલ કરી નાખ્યા હતા, એ સર્વ વિષયનુંજ મુખ્યત્વે આ વાર્તામાં વિવેચન કરવામાં આવ્યું છે. હવે પછીના આ વાર્ત્તાના ત્રીજા ભાગમાં તેની રાજ્યની મહત્વાકાંક્ષાનું કાંઇક વર્ણન કરવામાં આવશે તથા પાપની

પરાકાષ્ઠાએ પહોંચેલા પુરુષનો અધઃપાત શી રીતે થાય છે એ સર્વ પણ દર્શાવવામાં આવશે.

પ્રિય વાંચક! કેવળ સોમભદ્રના સંબંધમાંજ અનેકાનેક ઘટનાઓ વાંચીને તને કાંઇ કંટાળો થતો હોય, તો કૃપાકરી ક્ષમા કરજે અને સહનશીલતાથી આ વાર્તાને પૂરી થતાં સુધી બરાબર વાંચી જજે. એટલે તને એ વિષયમાં બીજી પણ અનેક ઘટનાઓ જાણવાની મળશે.

\+ * * *

કૃષ્ણપક્ષની ત્રયોદશીની મધ્યરાત્રિનો મહા ભયાનક સમય હતો. રાત્રિના બે પ્રહર વીતી જવા આવ્યા હતા. સર્વત્ર અંધકારની કાળાશનો પડદો છવાઇ ગયો હતો. જીવ–પ્રાણીમય ઘોર નિદ્રાવશ થયા હતા. આકાશમાં બે ચાર ઝાંખા તારા ચમકતા હતા. વાયુ પણ સ્તંભિત થઇ ગયો હતો. જ્યાં જૂઓ ત્યાં કેવળ ભયંકર નિઃસ્તબ્ધતાજ છવાઇ ગઈ હતી.

એ સમયે વસન્ત દુર્ગના કારાગૃહમાં માત્ર બે પ્રહરી હાથમાં હથિયાર ધારણ કરી પહેરોભરી રહ્યા હતા. પ્રહરીઓનો પહેરો બદલવામાં હવે કેવળ અર્ધા પ્રહરનોજ વિલંબ હતો. જોત જોતામાં અર્ધો પ્રહર વીતી ગયો. બે નવા પ્રહરીઓ આવીને ખડા થયા; તેમણે પ્રથમના પ્રહરીઓનો પહેરો સંભાળી લીધો એટલે તેઓ પોતાના સ્થાન તરફ રવાના થયા.

નવા પ્રહરીઓમાંનો એક પ્રહરી જરાવાર આમ તેમ ફરી આવી, લટાર મારી કારાગૃહના દ્વારપર આવી બેઠો અને બીજો પ્રહરી કારાગૃહના પ્રત્યેક ઓરડાઓનાં તાળાં સંભાળવા લાગ્યો. એ દરમ્યાન બનાવ એવો બન્યો કે, એક ત્રીજા પ્રહરીના વેશમાં આવેલા એક મનુષ્યે આવીને દુર્ગના દ્વારપર સહજ આઘાત કરી 'વીરસિંહ' 'વીરસિંહ' કહીને બે ચાર બૂમો મારી. દરવાજાની બહારથી કોઈના બોલાવવાનો અવાજ સાંભળીને વીરસિંહ કે જે થોડીવાર પહેલાંજ

દરવાજામાં આવી બેઠો હતો, તે નવો પ્રહરી દરવાજાની બારી પાસે આવી લાગ્યો. તેણે પ્રહરીના વેશમાં આવેલી એ વ્યક્તિને જોઈને પૂછ્યું કે:—“ કોણ છે ? મને કોણ બોલાવે છે ? ”

આવનાર વ્યક્તિએ જવાબ આપ્યો:—“ એ તો હું મહારાજા સોમભદ્રનો અંગરક્ષક “ જોરાવર ” છું. અને મહારાજા સાહેબની આજ્ઞા થતાં હું મહારાણી માલિની દેવીને એક સમાચાર આપવા આવ્યો છું. મહારાણી સાહબાને કેદ કર્યા પછી મહારાજાને ઘણોજ ખેદ થયો છે અને તેથી કેટલીક ખાનગી વાતો પૂછાવીને મહારાણીનો ઉદ્ધાર કરવાનો પણ નિશ્ચય કરી લીધો છે. એ સર્વ વાતો કહેવા માટેજ હું અત્યારે અહીં આવ્યો છું. ”

“ પણ તમે મહારાજા તરફથીજ આવો છો, એની કાંઈ નિશાની લાવ્યા છો ખરા કે ? ”

“ હા, તેમણે આજની પોતાની ખાનગી નિશાની માટે જે શબ્દ બહાર પાડયો છે, તે મને કહી દીધો છે અને તે સાથે એ શબ્દ કહેવાથીજ કોઇપણ પ્રકારની અડચણ આવ્યા સિવાય, મારાથી, મહારાણીને મળીને સત્વર તેમનો સંદેશો આપી શકાય તેમ છે, એવી સૂચના પણ આપી દીધી છે.

“ ત્યારે આજનો તે ગુપ્ત શબ્દ શો છે વારુ ? જો એ શબ્દ ખરો હશે, તો અમો કોઇપણ જાતની અડચણ કર્યા સિવાય તમને મહારાણીની સાથે મેળવી આપી શું, પરંતુ જો એ શબ્દ ખોટો હશે, તો એ બદલ તમને શી સજા થશે, એ તમો જાણો છો કે ? એથી તમારી ગર્દન ડૂલ થશે.”

“ ચિંતા નહિ, તેમનો આજનો એ ગુપ્ત સંકેત–શબ્દ ‘ચપલા’ છે.”

“ હા, બરાબર છે. હવે તમને કારાગૃહમાં દાખલ કરવામાં કશી હરકત નથી. આવો, હું હમણાંજ તમને મહારાણી સાહેબની મુલાકાત કરાવી આપું છું. ”

આમ કહીને તેણે એ આવનાર પ્રહરીને કારાગૃહમાં દાખલ કર્યો.

સોમભદ્રની રાજ્ય ચલાવવાની પદ્ધતિ પણ તદ્દન જૂદા પ્રકારની હતી. ઇન્સાફના તખ્તપર બેસી યોગ્ય ઇન્સાફ આપવાની વાત તો દૂર રહી, પણ તે પોતાની પાસે જે પહેલો ફરિયાદ કરવા આવે તેનેજ ગુન્હેગાર ઠરાવી કારાગૃહની કે પ્રાણદંડની સજા ફરમાવી દેતો હતો. આથી તેના રાજ્યમાં ભયંકર અંધાધુંધી મચી ગઈ હતી. વળી હમેશમાં રાજમહાલયમાં તેની સાથે મુલાકાત કરવાનો, કારાગૃહ કે રાજસભામાં દાખલ થવાનો તેણે એક નવો નિયમ કાઢયો હતો કે, તેની ઇચ્છામાં આવે તે એક સંકેત શબ્દ બહાર પાડતો અને શબ્દ અમુક અમુક માણસોજ જાણી શકતા હતા. એ શબ્દનો ઉચ્ચાર કરીને રાજ્યનું મહત્વનું અથવા સોમભદ્રનું ખાનગી કામ થઇ શકતું હતું અને હમેશનો 'શબ્દ' નવોજ યોજાતો હતો. સોમદ્રના ખાસ વિશ્વાસુ અનુચરો કે મિત્રોજ એ શબ્દ બોલીને દરબાર, કારગૃહ કે મહાલયમાં દાખલ થઇ શકતા હતા. આજે એ શબ્દની સહાયતાનીજ પ્રહરીના વેશમાં આવેલી વ્યક્તિ કારાગૃહમાં પ્રવેશ કરી શકી હતી.

જે સમયે એ આવનાર પ્રહરી કારાગૃહમાં દાખલ થયો, તે સમયે મહારાણી માલિની વસંતદુર્ગના તે ભયાનક કારાગૃહના ભોંયરામાં આવેલા ઘણાજ ઉંડા અને એકાતવાળા સાંકડા ઓરડામાં એક સાધારણ ચટાઈપર લોઢાની મજબૂત હાથકડી બેડીઓથી જકડાઇને પડી હતી. સોમભદ્રે તેના માટે ઘણીજ કઠોર આજ્ઞા ફરમાવી હતી. દિવસમાં માત્ર એકજવાર તેને આહાર આપવાની સૂચના કરી હતી અને એ આહારમાં પણ ફક્ત દશ રૂપિયા ભાર ત્રણ દિવસનું ટાઢું વાસી રાંધેલું અનાજ અપાતું હતું. ઘણા દિવસના આવા કુઆહારથી, કારાગૃહના કઠિન પીડનથી અને ચિંતાના દારૂણભારથી મહારાણીનું શરીર તદ્દન સૂકાઇ ગયું હતું. તેના મુખની ગુલાબી લાલાશ બિલ્કુલ ફીકી પડી ગઈ હતી. અત્યારે તેને જોવાથી ઓળખી શકાય તેમ

પણું નહોતી. તેને કોઇ દિવસે રાત્રે પૂરી ઉંઘ પણ આવતી નહોતી. તેના પૂર્વના પાપોની સ્મૃતિ તેના હૃદયને બાળીને ખાક કરી રહી હતી. તેના રોમ રોમમાં પશ્ચાતાપનો પાવક પ્રજળી રહ્યો હતો.

આજે તેની આંખોમાં સહજ ઊંઘ ભરાઇ હતી, પણ એ ઊંઘ પણ ભયાનક વિકારવાળા સ્વપ્નવાળીજ હતી. તેનાં હૃદયચક્ષુ સમક્ષ પુરાણાં પાપોનાં એક પછી એક અનેક દૃશ્ય ઉત્પન્ન થઇને પાછાં વિલીન થઇ જતાં હતાં. અત્યારે તે જોઇ રહી હતી કે, તેનો પૂર્વનો પતિ તેની પાસે આવીતેનાપર ધિક્કારનો વરસાદ વરસાવી, તેની અત્યારની સ્થિતિનું સ્મરણ કરાવી, અત્યંત અપમાન કરી રહ્યો હતો તથા તેના શરીર પર લાતોનો પ્રહાર કરી પોતાના વૈરનો પ્રતિશોધ લઈ રહ્યો હતો.

થોડીવારમાં એ સ્વપ્ન તેની નજર આગળથી દૂર થયું અને બીજું એક સ્વપ્ન આવી ખડું થયું. તેણે જોયું કે, લખનૌના જે ધનવાન જમીનદારને આશ્રયે રહીને તેણે તેનું ખૂન કર્યું હતું, તેનો પ્રેતાત્મા મહા વિકરાળ સ્વરૂપ ધારણ કરી, એક પ્રકારનું વિકટ હાસ્ય કરી તેનો ઉપહાસ કરી કહી રહ્યો હતો કે;—“ નિમકહરામ નારી ! અંતે જાતપર જઇનેજ ઉભી રહી કે ! ખરેખર ! તને મેં મારી પુત્રી પેઠે પાળવામાં મોટી મૂર્ખતાજ કરી હતી. હાય ! તારી સામાન્ય કામવાસનાને આધીન થઇને તેં મારૂં તારા અન્નદાતાનું ખૂન કર્યું ! જો, તારા કરેલા કર્મનું ફળનું અત્યારે કેવું વિષમ ભોગવી રહી છે, તે જરા તપાસી જો ! તું એમ ન માનતી કે, હજી તારા દુઃખનો આટલેથીજ અવધિ આવી ગયો છે. હું તારૂં લોહી પીશ, તારા હાડમાંસનું ભક્ષણ કરીશ. ”

આ સમયે તેનું હૃદય કંપી ઊઠયું. તે ચીસ મારી બોલી ઉઠી:—“ બચાવો ! આ પ્રેતાત્માના પંજામાંથી કોઇ આવીને મને બચાવો.”

આમ કહીને તે વ્યાકુળ થઈ જાગી ઉઠી. તેણે થોડીવાર આંખો ચોળી જોયું કે, તે જે ઓરડામાં કેદ હતી, તેમાં ઝાંખો દીવો સળગી રહ્યો હતો અને એ પ્રકાશમાં એક પુરુષ ઉભેલો જણાતો હતો.

કાળા પોશાકવાળા પ્રહરીને જોતાંની સાથેજ તે વધારે કંપી ઉઠી અને ચટાઇપરથી ઉઠીને ન્હાસવાનો પ્રયત્ન કરવા લાગી, પરંતુ મજબૂત સાંકળોમાં હાથ પગ જકડાયલા હોવાથી તે ઉઠી શકી નહિ. તેનું મન ઘણુંજ ગભરાવા લાગ્યું.

આ જોઈને આવનાર પ્રહરીએ કહ્યુંઃ—“ મહારાણી! ચિંતા ન કરો, શાન્ત થાઓ. અહીં કોઇ પણ પ્રેતાત્મા નથી. તમે સર્વથા નિર્ભય છો.”

“ ત્યારે તમે કોણ છો ? અત્યારે અહીં શા માટે આવ્યા છો ?” આતુરતાથી મહારાણીએ પૂછ્યું.

“ હું તમારૂં ભલું ચાહનાર અને તમને આ આફતમાંથી બચાવવાની ઈચ્છા ધરાવનાર એક વ્યક્તિ છું.” આપનાર પ્રહરીવેશધારક વ્યક્તિએ ઉત્તર આપ્યો.

“ જૂઠી વાત, આ સંસારમાં મારૂં ભલું ચાહનાર કોઇપણ રહ્યું જ નથી. મેં પાપિણી એ મારૂં ભલું ચાહનાર સર્વ જનોનો સંહાર કરી નાખ્યો છે. હવે મારા જીવનમાં મને એવી આશા પણ રહી નથી! હાય ! હું મહા પાપીયસી છું. મારૂં મૃત્યુ અવશ્યમ્ભાવી છે.”

“ મહારાણી ! તમે સંસારમાંથી તમારૂં ભલું ચાહનાર સર્વ વ્યક્તિઓનો સંહાર કર્યો છે, છતાં એક વ્યક્તિ હજી તમારૂં ભલુંજ ચાહે છે, તમને આ આફતમાંથી બચાવવા માગે છે ?”

“ એવી વ્યક્તિ કોણ છે! મને તો તમારી આ વાત પર જરા પણ વિશ્વાસ આવતો નથી.”

“ હું પોતેજ એ વ્યક્તિ છું.”

“ તમે કોણ છો ?”

“તમારૂં ભલું ચાહનાર—નહિ—નહિ, તમને આ આફતમાં લાવી નાખનાર, પેલો સંન્યાસી ?”

“ સંન્યાસી ? કયો સંન્યાસી ?”

"તમારા મહાલયમાં આવી તમને સોમભદ્રના સંહારના માર્ગમાં દોરનાર !"

"હા, હા, હવે બરાબર સ્મરણમાં આવ્યું તમારા સ્વર અને સંન્યાસી મહાત્માનો સ્વર બરાબર મળતોજ આવે છે. પણ મહાત્મન્ ! અત્યારે આપને આવો વિકટ વેશ ધારણ કરી અહીં પધારવાનું શું છે પ્રયોજન ? શું આપે એકવાર મારા શિરપર આપ્તતનું આસ્માન તોડી પાડયું છે, છતાં હજી પણ આપના મનને શાંતિ નથી વળી ? આપશું કોઈ મારા મિત્રના રૂપમાં રહેલા શત્રુ તો નથી ને !" મહારાણી માલિનીએ સંદેહના દોલામાં ડોલતાં ડોલતાં પૂછયું.

"ના, રાણી ! એવી શંકા ન કરો, એક પરહિતકારી પુરુષના શિરપર વિનાકારણ શંકાનું આરોપણ ન કરો. મેં જ તમને આ આફતમાં નાખી દીધાં છે અને હું જ તેમાંથી તમને બચાવવા માગું છું. આજથી આઠદિવસ પછી સોમભદ્ર એક મોટી જાહિર સભા ભરવાનો છે અને એ સભામાં મુખ્ય મુખ્ય બે કાર્યો કરવાનો છે. પહેલું કાર્ય તો રામનગરની મહારાણી સાવિત્રી તરફથી જે પત્ર આવ્યો છે, તે પત્રના જવાબના રૂપમાં એ લડાઇનો ખુલ્લો પયગામ મોકલવાનો છે અને એ સાથે કાંચનગઢની રાજરાણી ગુલાબકુમારીના માયા મહેલની માતા તોડી તેના બન્ને રાજ્યોને હજમ કરવાનો પોતાના મંત્રી મંડળ સાથે પાકો બંદોબસ્ત કરવાનો છે."

"અને બીજું કયું કામ કરવાની ઇચ્છા ધરાવે છે એ શયતાનનો શાગિર્દ ?" મહારાણી માલિનીએ વચ્ચમાં આ પ્રશ્ન પૂછયો.

"સાંભળો, ઉતાવળાં ન થાઓ, એ પણ કહી સંભળાવું છે. એ પાપાત્મા બીજું જે કાર્ય કરવાની ઇચ્છા ધરાવે છે, એ કાર્ય ઘણું જ ભયાનક છે. અરે વિશેષ શું કહું. એ ભરી રાજસભામાં બોલાવીને તમારૂં અત્યંત અપમાન કરાવવા માગે છે, તેણે ગઇ કાલે સભા સદનના વિશાળ ચોકમાં તમારે માટે એક શૂળી તૈયાર કરવાની જલ્લાદોને

આજ્ઞા આપી દીધી છે. સર્વ સભાજનોના અસમ્મત થવા છતાં તેણે આ ફરમાન જાહિર કર્યું છે અને આજથી આઠમે દિવસે તે નરાધમ તમને શૂળીપર ચઢાવી રીબાવીને મારવાના નિશ્ચયપર આવી ગયો છે. આ સર્વ કારણોથીજ હું અત્યારે તમને એ સર્વ સમાચાર આપવા તથા તે આપત્તિમાંથી બચવાનો ઉપાય બતાવવા માટે આવ્યો છું.” પ્રહરીના પોશાકવાળી વ્યક્તિએ કહ્યું.

“પણ, આ બધી હકીકત તમારા જાણવામાં શી રીતે આવી ? મને તો તમારી આ વાત સાંભળીને ઘણીજ અજાયબી થાય છે.” મહારાણી માલિનીએ ઉત્સુકતાથી પૂછ્યું.

“રાણી ! એમાં અજાયબ થવાનું કાંઇ કારણ જ નથી. વિધાતાએ મને આજે અનુપમ સુંદરતા આપી છે એની સહાયતાથી હું ઘણીવાર ઘણાં સત્કર્મ કરી શકયો છું, કેટલીક સુંદર કાયા વાળી કુલટા કામિનીઓ એ કાયાની સહાયતાથી અનેક પુરુષોનો સર્વનાશ કરે છે, પણ મ અ સુંદર કાયાથી મેં અત્યાર સુધીમાં એક પણ લલનાના ધર્મનો સંગ નથી આ શરીરની સુંદરતાના યોગેજ હું અત્યારે તમને ...ક સંવાદ આપવાને શક્તિમાન થયો છું. જ્યારે સોમભદ્રની ‘જન્મતિથિ’ની મિજલસમાં તમે બંદીવાન થયાં અને એ પાપી પિશાચ સોમભદ્રે તમને આ પ્રમાણે અનંત યંત્રણાઓના ઉદધિમાં ફેંકી દીધાં, ત્યારે મહારાજ મહેન્દ્ર કુમારની ભગિની ચંદ્રકલા તરફથી એકાએક મને બોલાવવા માટે તેડું આવવાથી, લાચારીથી મારે તેમની પાસે જવું પડયું હતું. જ્યારે મેં ત્યાંથી આવીને સાંભળ્યું કે, સોમભદ્રે તમારી આવી દુર્દશા કરી છે, ત્યારે મને મારાથી થયેલી મોટી ભૂલનો ઘણોજ પસ્તાવો થયો. મેં તરતજ ગમે તે ઇલાજે તમને છોડાવવાનો નિશ્ચય કરી લીધો.” સંન્યાસીએ બધી હકીકત મહારાણીને સંભળાવવા માંડી.

પણ એવામાં અધીરાઇની મારી રાણી વચ્ચમાંજ બોલી ઉઠીઃ— "હં—પછી શું થયું ?"

"સબૂર કરો, કહું છું. ત્યાર પછી સ્ત્રીનો પોશાક ધારણ કરી હુ સોમભદ્રની નવી ઉપપત્ની ચપલાની પાસે દાસીત્વ કરી ત્યાંથી બધી હકીકત જાણવાનો ઇરાદો કરી તેના મહાલયમાં ગયો. તેણે મારૂં અનુપમ રૂપ જોઇને તરતજ પોતાની બાંદી તરીકે રાખી લીધો. રાણી! દુનિયામાં સ્ત્રી, પુરુષ આદિ સર્વ કોઇ સુંદરતાના ગુલામ છે. સુંદરતામાં કોઇ એવી મોહિની શક્તિજ સમાયલી છે કે, તે ગમે તેવા દૃઢ હૃદયનાં મનુષ્યને પણ ચંચળ બનાવી દે છે. ચપલાના સંબંધમાં પણ એમ જ બન્યું. થોડા વખતમાં જ તો મને ઘણી ચહાવા લાગી. તેણે મને પોતાની મુખ્ય પરિચારિકા બનાવી દીધી. પણ એથી મારા મનમાં ઘણોજ ભય થવા લાગ્યો કે, કદાચ કામાંધ સોમભદ્ર મને જોઇ જશે, તો મોટો અનર્થ થઇ પડશે અને મારી આ અનુપમ સુંદરતાજ મારી દુશ્મન થઇ પડશે. જો તેના જાણવામાં આવી જશે કે, હુ તેનો મિત્ર વિજય છું, તો તે મારો નાશ કર્યા વિના રહેશે નહિ. આવો વિચાર આવવાથી મેં ત્યાંથી ન્હાસવાની તક શોધવા માંડી. એ દરમ્યાન તમારા સંબંધમાં ચપલાના મુખેથી આ બધી હકીકત મારા જાણવામા આવી ગઇ. હુ મારૂં કામ પૂરૂં થયેલું જોઇને તથા મને તમારો પતો મળી જવાથી, સોમભદ્રના તે દિવસના ગુપ્ત સંકેત—શબ્દને ચપલા પાસેથી વાતની વાતમાં કઢાવીને છૂપી રીતે મહેલમાંથી બહાર નીકળી આવ્યો અને મારે ઘેર જઇ મારા મરહુમ મિત્ર રમણરાયનો જે પુરાણો પ્રહરીનો પોશાક હતો, તે પહેરીને અત્યારે અહીં આવી ચઢ્યો."

રાણી માલિનીએ એકાગ્રચિત્તે આ બધી વાતો સાંભળીને શંકાશીલ મનથી પૂછ્યું:—"સંન્યાસી મહારાજ! મને તમારા જીવનમાં કાંઇક ભેદ લાગે છે. મેં જે દિવસે તમારી પાસે મારી પ્રણયેચ્છા પ્રકટ

કરી, તે દિવસના તમારા સંભાષણ પરથી તથા અત્યારના તમારા સંભાષણ પરથી અને તમારા મુખેથી સાંભળેલા સ્ત્રીના પોશાક ધારણ કરવાના વિષયથી મને તમારા પર સંપૂર્ણ શંકા આવે છે કે, તમે ખરી રીતે પુરુષના વેશમાં રહેલી પ્રમદાજ છો. ગમે તેમ હો, પણ વેશ બદલવાની કળામાં તો તમે ખરેખર અદ્વિતીય નિષ્ણાત છો."

"ના, રાણી એમ ધારવામાં તમારી મોટી ભૂલ થાય છે. હું કોણ છું, શા કારણથી સોમભદ્રનો સંહાર કરી, તેથી સત્તાને જડ-મૂળથી ઉખેડી નાખવાનો પ્રયત્ન કરી રહ્યો છું, તે તમે અત્યારે જાણી શકશો નહિ. આ પહેલાં પણ હું એકવાર વારાંગનાનો વેશ ધારણ કરી સોમભદ્રનું ખૂન કરવાના આશયથી તેના મહાલયમાં ગયો હતો, મેં એના શરીરમાં છૂરીનો જખ્મ પણ કર્યો હતો, પરંતુ તેના સદ્‌ભાગ્ય યોગે તે દિવસે તે બચી ગયો હતો. પણ ચિંતા નહિ, હું મારા વૈરને ભૂલીશ નહિ, ગમે તે ઇલાજે એ પાપાત્માને પૃથ્વીપરથી નાબુદ કરીશ." આવનાર પ્રહરીવેશધારી વ્યક્તિએ નવો ભેદ ફોડી બતાવ્યો.

"ત્યારે શું હું હમણાં તે ભેદને નહિ જાણી શકું ?"

"ના, હમણાં તો હું તમને કહું તેમ કરો. હું અત્યારે સોમભદ્રે તમારે માટે જે શૂળીની સજા નિર્માણ કરી છે, તેમાંથી તમને બચ-વાનો ઉપાય બતાવવા માટે જ આવ્યો છું."

"શો ઉપાય બતાવો છો, મહાત્મન્! તમારી આ કૃપાની કાંઈ સીમાજ નથી."

"સાંભળો, જ્યારે સોમભદ્ર તમને ભરી સભા વચ્ચે બોલાવીને શૂળીને સજા ફરમાવે, ત્યારે તમે ગર્વની સાથે તેને કહેજો કે:—"અ-બળાને ઉગારનાર ઈશ્વર છે, તારાથી કશું પણ થઈ શકે તેમ નથી." આમ કહીને તમે ત્રણ તાળીઓ વગાડી:—"માતા! ચામૂંડા! મર-ણની અણીપર આવેલી તારી આ નિર્બળા કન્યાને બચાવ." એટલાં વાકયો ઉચ્ચારજો. એટલે એક દૈવીશક્તિ અથવા સાક્ષાત્ દેવી આ-

વીને તમને સભામાંથી ઉપાડી જશે તથા શૂળીની સજામાંથી બચાવી દેશે.” આવનાર વ્યક્તિએ એક અજબ ઇલાજ બતાવ્યો.

“મને તો તમારી આ વાતપર શ્રદ્ધા બેસતી નથી. મને એ વખતે કોણ બચાવશે!”

“એ બધું સમય આવ્યે જણાઇ રહેશે. હવે સવાર થઇ જવા આવ્યું છે, પ્રહરીઓનો પહેરો બદલાવાનો વખત પણ થઈ ગયો છે, માટે હું વિદાય માગું છું. હવે વિલંબ કરવાથી પરિણામ વિપરીત આવે તેમ છે. બસ, તમે મારા કહેવા પ્રમાણે કરજો. ગફલત કરશો નહિ.”

આમ કહીને પ્રહરીના વેશમાં આવનાર વ્યક્તિ કારાગૃહના દરવાજાના પ્રહરીને મળી તેના હાથમાં બીડી આપી ‘રામ રામ’ શબ્દથી શિષ્ટાચાર દર્શાવી તરતજ બહાર ચાલ્યો ગયો. બીજા પ્રહરીએ તેના જવા પછી પુનઃ મહારાણીના કારાગૃહનો ઓરડો બંધ કરી દીધો. મહારાણી વિચાર કરતી બેસી રહી.



દ્વાવિંશ પરિચ્છેદ.

# ભેદીગૃહની ભયંકર ભ્રમણા

રાજકુમાર મહેન્દ્રકુનારની પાસેથી વિદાય થઇને કિશોરી ‘આનંદમઠ’ તરફ વિદાય થઈ, પરંતુ દુર્દૈવયોગે રસ્તો ભૂલીને તે એક જૂદા માર્ગે ચઢી ગઈ. સાંઝ પડી જવા આવી છતાં, તેને આનંદ મઠનો કશો પણ પત્તો મળ્યો નહિ. ચાલતાં ચાલતાં તે એક ત્રણ ગામોની સીમાનો જ્યાં સંગમ થતો હતો, ત્યાં આવી પહોચી. આખા દિવસના પરિશ્રમથી તે બિચારી છેક થાકી ગઇ હતી, તેનામાં હવે ચાલવાની શક્તિ પણ રહી નહોતી.

જે સ્થળે કિશોરી આવી પહોંચી, તે સ્થળે નજીકમાં કોઇ ગામ નહોતું, મનુષ્યની વસતિ નહોતી, ત્યાંથી પાંચ માઇલ દૂર પૂર્વ દિશામાં મધુપૂર, દક્ષિણમાં ત્રણ માઇલ ‘સ્યામપૂર’ અને ઉત્તરમાં ‘અજયદુર્ગ’ નામક નગર આવેલું હતું. એ સીમાના સંગમસ્થાન પાસે એક નાની નદી આવેલી હતી અને નદીના કિનારાપર એક ભાંગી તૂટી ઇમારત દષ્ટિગોચર થતી હતી. એ ઇમારત ઘણા દિવસ થયાં મનુષ્યના સમાગમથી સર્વથા શૂન્ય થઇને પડી હતી; કોઈ પણ મનુષ્ય તેના તરફ ધ્યાન આપતું નહોતું. ઈમારતના ઘણાખરા ઓરડાઓ ખંડિત થઈ ગયા હતા, વચ્ચે વચ્ચે મોટાં મોટાં વડ-પીંપળા વગેરેનાં ઝાડો ઉગી ગયાં હતાં. ઈંટોના ઢગલા તથા ભાંગેલા થાંભલાઓનો કાંઇ શુમારજ નહોતો. ઈમારતના એકાદ બે ઓરડાજ કેવળ કાંઇક સારી હાલતમાં જોવામાં આવતા હતા. તે ઇમારતનો વિસ્તાર ઘણીજ લાંબી જગામાં ફેલાયલો હતો. ઇમારતની ચારે બાજૂએ ખાઇનાં ચિન્હો હજી પણ બરાબર દેખાતાં હતાં. તે ઘણાજ લાંબા સમય થયાં ખાલી પડેલી અને ઘાસથી છવાયલી ઈમારતને જોઇને કિશોરીએ ધારી લીધું કે, એ પુરાતન સમયમાં અવશ્ય કોઈ અતુલ બલશાલીરાજાનો રાજમહાલયજ હશે.

વાસ્તવિક રીતે કિશોરીનું આ અનુમાન સર્વથા અસત્ય તો નહોતુંજ. કારણ કે, એ ઇમારતના સંબંધમાં ઘણા ખરા મનુષ્યોનું એવું અનુમાન હતું કે, એ એક જમીનદારનો રાજમહાલયજ હતો અને લૂટારાઓ તે જમીનદારનું સર્વસ્વ લૂટી લઇને જમીનદાર તથા જમીનદારની પત્નીને નદીના જળમાં ડૂબાડી ગયા હતા તેમના જળમાં ડૂબ્યા પછી તે તથા તેની પત્ની પ્રેતના રૂપમાં પરિણુત થયાં છે અને તેઓ બન્ને રાત્રે આવીને એ ઇમારતની ચારે બાજૂએ ફરી ફરીને રડયા કરે છે.

આ છેતરટની વાત જ આસપાસના ગામોના લોકોમાં મુખ્ય તો ફેલાઇ ગઈ હતી અને તેઓ સર્વ એમજ કહેતા હતા કે, એ ઇમારતમાં અવશ્ય ભૂત થાય છે, હમેશાં એક પ્રેત તથા પ્રેતિની પ્રકટ થઇને તેની આસપાસ ભટકયા કરે છે તથા છાટીફાટ રૂદન કરીને કરુણાની ધારાઓ વહેવડાવે છે.

પરંતુ બિચારી કિશોરી એ સર્વ વાતોથી તદ્દન અજાણી હોવાથી કાંઇ પણ વિચાર કર્યા વિના રાત્રિપર્યન્ત ત્યાં નિવાસ કરી પોતાના પરિશ્રમને ઉતારવાની આશાથી ઇમારતમાં દાખલ થઈ. તે જ્યારે ઇમારતમાં દાખલ થઈ ત્યારે કૃષ્ણ પક્ષની ઘોર રાત્રિએ અંધકારથી ભયાનક સ્વરૂપ ધારણ કરી લીધું હતું. ચારે તરફ વિશ્વગ્રાસી અંધકારનું સામ્રાજ્ય છવાઇ ગયું હતું. તે અંધકારમાં ઉન્મત્ત થયેલો વાયુ પથ ભૂલેલા પથિકની પેઠે ભાનભૂલો થઇને પ્રવાહિત થઈ રહ્યો હતો. આકાશમાં વાદળાંની ઘનઘોર ઘટા છવાયલી હોવાથી તારાઓ પણ નજરે પડતા નહોતા. પાસેની નદી પણ સ્થિર થઇને આકાશનાં વાદળાં તરફ જોતી ધીમે ધીમે વહી રહી હતી.

એ જનમાનવશૂન્ય ભગ્ન ઇમારતની ઇંટોના ઢગલામાંથી એક શૃગાલ કિશોરીના પગલાંનો અવાજ સાંભળીને એકદમ એક ભયાનક કોલાહલ કરીને એક તરફ દોડી ગયું. એથી કિશોરીનું હૃદય કંપી ઊઠયું, તે ઘણીવાર સુધી ચૂપચાપ ઉભી રહી. છેવટે અથડાતી કૂટાતી

અને અંધકારમાં જ્યાં ત્યાં ગોથાં ખાતી તે તે ઇમારતના ખંડિયેરના એક ખાલી ઓરડામાં જઇ પહોંચી. તેણે તે ઓરડામાં જઇને જોયું, તો તેમાં ફક્ત એક ઝાંખો દીવો બળતો જણાયો તેણે તે ઓરડામાં ચોમેર નજર ફેરવીને જોયું, પરંતુ તેને કોઇપણ મનુષ્ય નજરે પડયું નહિ, એથી તે ઉંડા વિચારમાં પડી ગઇ. તેણે વિચાર્યું કે, જ્યારે આ ઓરડામાં દીવો સળગી રહ્યો છે, ત્યારે અવશ્ય કોઈ મનુષ્ય અહીં વસતુંજ હશે. તે આટલામાં ક્યાંક બહાર ગયું હશે અને થોડી વારમાંજ જ્યાં હશે, ત્યાંથી પાછું આવી પહોંચશે."

આ પ્રમાણે વિચાર કરીને તે ઘણીવાર સૂધી તે ઓરડામાં બેસી રહી; પરંતુ કલાક બે કલાકનો સમય વીતી જવા છતાં પણ જ્યારે કોઇ આવ્યું નહિ, ત્યારે તેની અજાયબી એકદમ વધી પડી. તેણે તરતજ તે ઓરડાના દ્વારપર આવીને જોયું પરંતુ ચારે તરફ તેને ભયાનક અંધકાર સિવાય બીજું કશું પણ જોવામાં આવ્યું નહિ.

આથી તે પાછી તે ઓરડામાં આવી એક ચટાઇપર બેઠી. તે જે ઓરડામાં બેઠી હતી, તેની લંબાઈ અને પહોળાઇના વિસ્તારનું પ્રમાણ કાંઇ ઓછું નહોતું. પરંતુ એ ઓરડો ઘણોજ જીર્ણ થઈ ગયો હતો. ઓરડામાં ક્યાંક ખાડા પડી ગયા હતા, ક્યાંક ધૂળના ઢગલા પડેલા જોવામાં આવતા હતા. કિશોરી જે ઓરડામાં બેઠી હતી, તેની બાજૂમાં બીજો એક ઓરડો હતો, તે ઓરડાની સાથે તેના ઓરડાનું દ્વાર જોડાયલું હતું અને એ દ્વાર અત્યારે ખુલ્લું પડયું હતું; પરંતુ બહારથી તે બંધ હતું. કિશોરી અત્યારે જે ઓરડામાં આવી હતી, એ ઓરડો હજી કાંઇ સ્વચ્છ હતો, પરંતુ તેની પાસેનો ઓરડો તો ઘણોજ ગંદો અને દુર્ગન્ધવાળો હતો.

કિશોરી એ ઓરડામાં બેઠી બેઠી અનેક પ્રકારના વિચારો કરવા લાગી તેની આંખમાંથી આંસુની ધારાઓ વહેવા લાગી. ઘણી વાર સૂધી પોતાના ભાગ્યના સંબંધમાં અનેક વિચારો કર્યા પછી તે, તે

ઓરડામાંથી ઉઠીને જોડેના ઓરડામાં ગઈ, એ વખતે તે ઓરડામાં અંધારૂં છવાયલું જોઇને પોતાના ઓરડામાં સળગતા દીવાને પણ સાથે લઇ ગઇ. ત્યાં આવીને તે એક ખાટલા પર બેસી ગઈ અને વિચારવા લાગીઃ—"આ ઓરડો પણ ખાલી પડયો છે, ત્યારે શું આ આખી ઇમારતજ ખાલી પડી હશે? આમાં કોઇ મનુષ્યજ નહિ વસતું હોય? હું થોડીવાર પહેલાં જે ઓરડામાં સૂતી હતી, તે ઓરડામાં દીવો કોણે સળગાવ્યો હશે? શું આ ભૂમિમાં કોઇ પ્રેતનો નિવાસ તો નહિ હોયને?"

જ્યારે તે આ પ્રમાણે વિચાર કરી રહી હતી, ત્યારે તેને એક મોટો ઉંદર મુખમાં કાગળનો એક ટુકડો લઇને પોતાના ખાટલા તળેથી બહાર નીકળતો નજરે પડયો કિશોરીએ સૌથી વધારે અજાયબ થઇને ઉંદરને પકડવાના પ્રયત્ન કર્યો, પરંતુ ઉંદર મુખમાંથી કાગળના ટુકડો પડતો મૂકીને જે ભોંયરામાંથી આવ્યો હતો તે ભોંયરામાં ચાલ્યો ગયો.

જનમાનવ વિનાના એક ખાલી ઘરમાં કાગળનો ટુકડો ક્યાંથી આવ્યો, એવો વિચાર કરીને કિશોરીએ એ કાગળના ટુકડાને ઉપાડી લીધો અને ત્યાર પછી તેને દીવાપાસે લાવીને વાંચ્યો, એ કાગળના ટુકડાનો એક ખૂણો ઉંદરે કરડી ખાધો હતો, એથી કિશોરી તેમાં લખેલું બધું લખાણ વાંચી શકી નહિ; કાગળમાં લખેલું જે કાંઇ બાકી રહ્યું હતું તે આ પ્રમાણે હતુંઃ

* * * * જો અંદર આવવાની ઇચ્છા કોઇ પણ વ્યક્તિ ધરાવતી હોય તો * * * વાર્ત્તા જાણવી જોઇએ. નહિતો * * * * મારી વેદનાની જવાળા અસીમ છે * * * પણ કાંઈ ભય રાખવો નહિ. * * હું કોણ છું * * * કેટલાક દિવસ રહેવાથી * * * * જાણી શકશો.

## એક અદ્દભુત વ્યક્તિ

કિશોરીએ બે ત્રણ વાર એ કાગળને બરાબર તપાસી તપાસીને

જોયો તે સ્પષ્ટ જાણી ગઈ કે, એ પત્ર અવશ્ય કોઈ સ્ત્રીના હાથથી લખાયલો છે. ”

આથી તે ઘણીજ અજાયબ થઇ અને વિચારવા લાગી:-“ આ કાગળ આવ્યો કયાંથી ? આ ખાટલાની નીચેના ભોંયરામાંથી ઉંદર આ કાગળ ખેંચી લાવ્યો છે, તો શું આ ભોંયરામાં કોઇ પાપાત્માએ પત્ર લખનાર આ અબળાને લાવીને કેદ કરી હશે, છૂપાવી રાખી હશે ? ”

આ પ્રમાણે વિચાર કરી તે ચારે તરફ જોવા લાગી; પરંતુ તે એ ઓરડામાં એક ભોંયરા સિવાય બીજું કશું પણ જોઈ શકી નહિ. તે પાછી વિચારવા લાગી:—“ ત્યારે શું કોઇ બદમાશો મારા આવ્યા પહેલાં કોઇ રમણીને આ ઇમારતના કોઇપણ ઓરડામાં કેદ કરી ગયા હશે ? ધારો કે, કદાચ એમ પણ હોઇ શકે, પરંતુ એ રમણીએ આવો કાગળ શી રીતે લખ્યો ? શું એની પાસે કાગળ, કલમ અને ખડિયો મોજૂદ હશે કે જેથી તેણે આવો કાગળ લખીને કોઇપણ વ્યક્તિને બદમાશોના પંજામાંથી પોતાને છોડાવવાની વિનતી કરી હશે ? ગમે તેમ હો, પણ આમાં અવશ્ય કાંઇક છૂપો ભેદ સમાયલો છે. મારે એ અબળાને ગમે તે રીતે બચાવવી જોઇએ- પણ કદાચ, એ સ્ત્રી આવો પત્ર લખીને અહીંથી ચાલી ગઇ હશે અથવા તો તેણે તેની જિન્દગીનો અંત આણી દીધો હશે, તો પછી હું શું કરી શકીશ ? ગમે તેમ કરીને મારે આ ભેદનો પત્તો જરૂર મેળવવોજ જોઇશે.”

કિશોરી ફરીવાર પત્ર લઇને દીવા પાસે ગઇ, ફરીવાર તેણે તે પત્ર વાંચ્યો “ જો અંદર આવવાની કોઇ પણ વ્યક્તિની ઇચ્છા હોય તે × × × વાર્ત્તા જાણવી જોઇએ ? ” શી વાર્ત્તા જાણવી જોઇએ ? વળી લખ્યું છે કે, અંદર આવવાની ઇચ્છા હોય તો, વાર્ત્તા જાણવી જોઇએ ? અંદર એટલે કયાં ? ઇમારતમાં કે આ ભોંયરામાં ? કાંઇ પણ સમજી શકાતું નથી. ”

તે ઘણીવાર સુધી ચિંતા કરી ખાટલા પરથી ઉઠી ઉભી થઇ અને જ્યાંથી ઉંદર આવ્યો હતો, તેની પાસે ગઇ. ત્યાં જઇને તેણે જોયું કે, એક સુરંગ ઘણે દૂર સુધી સીધે સીધી ચાલી ગઈ છે. તેણે તે સુરંગના કાણામાં બે આંગળીઓ નાખીને જોરથી તેના ઢાંકણનો પત્થર ઉથલાવી દીધો. ત્યાર પછી જે કાંઇ તેણે જોયું, તે જોઇને તે અજાયબ થઇ. તેણે જોયું કે એ ઢાંકણવાળા પત્થરની તળે એક લોઢાનું પતરૂં ઢાંકેલું હતું. એ પતરાંને પણ તેણે પેલા પત્થરની પેઠે ખેંચીને દૂર ફેંકી દીધું, એથી એક ચોરસ સુરંગ તથા તેમાં ઉતરવાની સીડી તેને મળી આવી. આથી તે અંદરના બન્ને ઓરડાનાં દ્વારને બરાબર બંધ કરી હાથમાં ઝાંખો દીવો ઝાલી પેલી સીડીપરથી નીચે ઉતરવા લાગી.



## ત્રયોવિંશ પરિચ્છેદ

# સંન્યાસિનીનો સાક્ષાત્કાર

કદિ કદિ દિલ રોતું કોઇને જોઇ રોતું,
કદિ કદિ દિલ મારૂં છેક પાષાણુ થાતું,
નિરખી નિરખી આવું વિશ્વ રોઉં કદી હું;
નિરખી જગ કદી આ હાસ્યમાં ડૂબતી હું.
પવન સુસવી વ્હેતો કોઇ ખંડેર માંહી;
હૃદય ત્યમ હસે છે, હર્ષ તો કંઇ છેજ ના;
હિમજલ ટપકે છે વૃક્ષની ડાળીઓથી;
રુદન ત્યમ કરૂં છું, દર્દ તો કૈંજ છે ના.

કિશોરી હૈયામાં હામ બીડી તે સીડીપરથી ઉતરતી ઉતરતી ઘણે દૂર ચાલી ગઇ. ઘણે દૂર ગયા પછી તેણે જે કાંઇ જોયું તેથી તેની અજાયબીની કાંઇ સીમાજ ન રહી, તેથી તે અત્યંત ભયભીત અને સ્તંભિત બની ગઇ.

તેણે જોયું કે, ત્રણ ચાર ઓરડાઓ સિવાય બીજો એક મોટો ઓરડો હતો. એ ઓરડાની દીવાલો ઘણીજ સુંદર ભાસતી હતી. કાલના કાલિમામય હસ્તથી તે હજી સુધી કલુષની કાળશથી પરિપૂર્ણ થયો નહોતો. તેની દીવાલોનો ચૂનો પણ હજી અખંડ અને અભગ્ન અવસ્થામાં રહ્યો હતો. એ ઓરડાની કેટલીક બારીઓ લોઢાની બનાવેલી હતી; ત્યાં જે બીજા બે ઓરડા હતા, તેના દ્વાર ખુલ્લાં હતાં અને ત્રીજા એક ઓરડાનું દ્વાર મજબુત રીતે વાસેલું હતું.

કિશોરીએ સાહસથી તે ખુલ્લા દ્વારવાળા ઓરડામાંના એકમાં પ્રવેશ કર્યો. પરંતુ એ સમયે તેનું આખું શરીર કંપવા લાગ્યું.

જે ઓરડામાં તેણે પ્રવેશ કર્યો, તેમાં બે ખાટલા અને કેટલાંક કાંસા પિત્તળનાં વાસણો આમ તેમ છુટાં છવાયાં પડયાં હતાં. તેને જોતાંની સાથેજ સાફ જણાઇ આવતું હતું કે, ઘણા દિવસ પહેલાં એ ગૃહમાં કોઇ પણ મનુષ્ય વસતું હોવું જોઇએ, તથા જે મનુષ્ય વસતું હશે, તે છેક ગરીબ અને નિર્ધન હશે નહિ. તેમ છતાં પણ એ વસનાર વ્યક્તિઓ એ ગૃહ છોડીને શા કારણથી ચાલી ગઈ હશે; એનો નિશ્ચય કરવાનો કશો પણ ઇલાજ નહોતો. પરંતુ એ ઉપાય ન હોવા છતાં પણ તે આમ તેમ વિખરાયલી વસ્તુઓને જોવાથી સ્પષ્ટ સમજી શકાતું હતું કે, ત્યાંના વતનીઓ જ્યારે ત્યાંથી ચાલ્યા ગયા હશે, ત્યારે છેક શાંત મનથી અને સ્વસ્થ હૃદયથી જઇ શકયા નહિ હોય. તેમજ તેમની હમેશના ઉપયોગી વસ્તુઓ લઇ જવાનો અવસર પણ તેમને નહિ મળ્યો હોય.

કિશોરીએ તે સ્થળે ઉભી રહી ચારે તરફ અવલોકન કરીને જોયું કે, ઓરડામાં બહારનો પ્રકાશ આવવાની કશી પણ સંભાવના નથી તેમ છતાં પણ એ ભોંયરામાંનું ઘર એવી રીતે બનાવવામાં આવ્યું છે કે, ત્યાં હવાના અભાવે મનુષ્ય મરી શકે તેમ નથી. કિશોરીએ ઓરડામાં ઉભી રહી, તેણે ચારે તરફ નજર દોડાવી, પરંતુ તે ઘણા દિવસના ત્યાગેલાં, માંજયાવિનાનાં વાસણો અને બે ખાટલા સિવાય બીજું કાંઈ પણ જોઇ શકી નહિ.

તે ઓરડામાંથી બીજા ઓરડામાં જવાનો રસ્તો ન હોવાથી કિશોરી તેમાંથી બહાર નીકળીને પાછી બીજા ઓરડામાં દાખલ થઇ. જે ઓરડામાં તે બીજી કોઇ પણ વસ્તુને જોઇ શકી નહિ. કેવળ કેટલાક ફાટેલાં કાગળીયાં છૂટાં છવાયાં પડેલાં હતાં, કિશોરીએ કાગળીયાં જોવા માટે હાથમાંનો દીવો જેવો એક તરફ નમાવ્યો, કે તરતજ દીવો હાલવાઇ ગયો, તેલ ઢોળાઇ ગયું, એથી તે એકદમ ઉતાવળી ઉતાવળી દીવો સળગાવવા ગઇ, પરંતુ તપેલા દીવાની સાથે હાથનો

સ્પર્શ થવાથી, તેનો હાથ સહજ દાઝયો અને તે સાથે તરતજ દીવો પણ તેના હાથમાંથી પડી ગયો.

દીવો હોલવાઈ ગયો છતાં ઘરમાં અંધારૂં થયું નહિ. આખા ઓરડામાં ચંદ્રમાનાં કિરણો જેવી શાંત-સ્નિગ્ધ સ્વર્ગોજ્જવલ આ લોકમાળા વિસ્તરી ગઈ આથી કિશોરીએ અત્યંત વિસ્મયથી ચારે તરફ જોઇ જોયું. તેણે જોયું કે, તેનીજ નજીકમાં એક અભરાઇપર એક નાની કાચની પેટીમાં એક ગોળાકાર પદાર્થ પડેલો હતો અને તેમાંથીજ એ પ્રકાશનાં કિરણે.કય બહાર નીકળતાં હતાં. યુવતી કિશોરીએ ચંદ્રકાંત, નીલકાંત, વગેરે મણિઓનાં નામ સાંભળ્યાં હતાં અને એમ પણ સાંભળ્યું હતું કે, એ સર્વ મણિઓમાંથી આવો પ્રકાશ નીકળીને તે અંધારાને દૂર કરે છે. તેના પિતાને ત્યાં પણ આવો એકાદ મણિ હતો, પરંતુ તેણે તેને કદાપિ પોતાની નજરે જોયો નહોતો. અત્યારે જે પદાર્થમાંથી પ્રકાશનાં કિરણો બહાર નીકળી રહ્યાં હતાં, એ જોઇને તેણે વિચાર્યું કે, એ અવશ્ય એવાજ પ્રકારનો કોઈ મહા મૂલ્ય મણિ. હશે, એમાં તો જાણે કશો શકજ નથી.

ત્યારે તે, તે મણિ પાસે ગઈ અને ધીમે ધીમે તેનાપર હાથ ફેરવીને તેણે જોયું કે, એ ઘણોજ ઠંડો છે. ત્યારે તે પેટી સહિત તે મણિને લઇને ઓરડાના તળીયાંપર જે વિખરાયલા કાગળો પડયા હતા, તેની પાસે આવી.

કાગળીયાં ઘણાંજ ફાટેલાં હતાં અને તેનો મુખ્ય ભાગ ઉંદરનો કરડેલો હતો. તેની અત્યારની હાલત જોતાં સ્પષ્ટ જણાઈ આવતું હતું કે, એ કાગળીઆંનો સ્વામી અથવા સ્વામિની ઘણા દિવસ થયાં એને છોડીને ચાલી ગઈ છે અને ઘણા સમય થયાં ઉધઈ અને ઉંદરો એ તેના પર પોતાનો અધિકાર જમાવી દીધો છે. કિશોરીએ નિશ્ચય કર્યો કે, “ અહિંથીજ પેલો ઉંદર મને મજેનો કાગળ ઉપર ખેંચી લાવ્યો હશે.

આ પ્રમાણે વિચાર કરીને તેણે બધાં કાગળીયાં ફેંદવા માંડયાં, પરંતુ કાગળનો બાકીનો ભાગ તેમાંથી તેને મળી શકયો નહિ, તેમજ તેવું કોઇ લખાણુ પણ તેના વાંચવામાં આવ્યું નહિં. જે કાગળીયાં ત્યાં પડયાં હતાં, તેનો મોટો ભાગ જમીનદારીના મહેસુલ સંબંધી હિસાબ કિતાબ અમે દલીલ દસ્તાવેજોનોજ હતો. કિશોરીએ જેટલી બની શકે, તેટલી મહેનત કરીને તે કાગળીયાંને એકઠાં કર્યાં. ત્યાર પછી ચારે તરફ નજર ફેરવીને તેણે જોયું પરંતુ તેને બાંધવા જેવું કોઇપણ દોરડું કે કપડું મળી શકયું નહિ. આથી તેણે વિચાર્યું કે, હું જે ઓરડાના ખાટલાપર બેઠી હતી. તેની પથારીના કપડામાંથી એક કકડો ફાડી લાવીને આ સર્વ કાગળીયાંને બરાબર બાંધી લઇશ.” આવો વિચાર કરી હાથમાં મણિ લઇ તે ઓરડામાંથી બહાર નીકળીને પહેલાં જે ઓરડામાં તે બેઠી હતી, તે ઓરડામાં પાછી ફરીવાર દાખલ થઇ.

ખાટલા પાસે જઇ પથારીપરની ચાદરને તેણે ખેંચી લીધી, પરંતુ એ ચાદર ઓશીકાંતળે દબાયલી હતી, એથી ચાદર ખેંચતાં ઓશીકું પણ ઉલટી પડયું અને તે સાથે તેની નીચેથી એક ચાવી બહાર નીકળી પડી કિશોરીએ ચાવી લઇને ચારે તરફ તપાસી જોયું, ત્યાર પછી તે ચાવીને જમણા હાથમાં લઇ બરાબર જોઇ લીધી. આ સર્વ કાર્યમાંથી નિવૃત્ત થઇને તે ડાબા હાથમાં ચાદર લઇને બીજા ઓરડામાં ચાલી ગઇ અને પેલાં પહેલાનાં એકઠાં કરેલાં કાગળીયાં એ ચાદરમાં બાંધી લીધાં તથા તેને તે ઘરના એક ખૂણામાં સાવચેતીથી મૂકી દીધાં.

ત્યાર પછી તે તે ઓરડામાંથી બહાર આવી. બહાર આવીને તેણે વિચાર્યું કે, આ અતિ ઉજ્જવલ અને મૂલ્યવાન મણિ જ્યાં પડયો હતો, ત્યાં તેને પાછો મૂકી આવવો એજ વિશેષ ઉત્તમ છે. એને લઇ જવાનો મને કશો પણ અધિકારજ નથી પરંતુ આ અંધારાવાળા ભોંયરાના ભયંકર માર્ગમાંથી હું શી રીતે પાછી બહાર નીકળી શકીશ ? હાય !

હું કેવી હતભાગની થઇને આ સંસારમાં જન્મી છુ? મારા સ્વામી, દેવતા કયાં હશે? તેમને મેળવવાના આશયથી તો હું મહારાણી સાવત્રીના મહાલયમાંથી બહાર નીકળી છું. પ્રભુ! શું મારા ભાગ્યમાં કદાપિ સુખનો સાક્ષાત્કાર થાય તેમ નથી? મારા દુઃખના દિવસોનું કદાપિ અવસાન આવે તેમ નથી?

નથી સંસારમાં સાથી, બતાવે માર્ગ સુખોનો;
નથી આધાર એવો કે કપાવે બંધ દુઃખોનો;
થયું અવસાન માતાનું, પિતા પંચત્વને પામ્યા;
પીડાયા નાથ મારા ને ગયા છે દેશથી ચાલ્યા;
સુખો જે સો હતાં સારાં થયા નાબૂદ પાપીથી;
જીવનમાં સત્વ છે નહિ ને રીબાઉં હું હરામીથી."

હાય! નરાધમ સોમભદ્રે મારી શી દશા કરી? શું ઇશ્વર એના પાપોની પૂર્ણ સજા નહિજ કરે? હાય! તેણે કેટલો બધો જુલ્મ ગુજારવા માંડયો છે. પિતાના મુખથી સાંભળ્યું હતું કે, ઘણા મુસલમાન સુલ્તાનોએ પ્રજામાં કાળો કેર વર્ત્તાવ્યો હતો, અનેક અબળાઓનો સંહાર કરાવ્યો હતો, મહમ્મદ ગિજનીએ વીસ વરસ સુધી મથુરાના મંદિરો લૂટાવ્યા હતા તથા તેને તોડીને જમીનદોસ્ત કરાવી નાંખ્યાં હતાં,+ અલાઉદ્દીન ખિલજીએ એવી રીતે હિન્દુઓની કત્લ કરી હતી કે જેથી લોહીની નદીઓ વહેવા માંડી હતી. હજારો બાળકો અને વીસ હજાર સુંદરીઓને દાસીઓ બનાવવા માટે તેણે પોતાના દેશમાં મોકલાવી દીધી હતી.* તૈમુરે દયાળપૂર જિલ્લાના પાંચ હજાર હિન્દુઓને તથા અયોધ્યાના ચૌદ હજાર હિન્દુઓને અને બનારસના વીસ હજાર હિન્દુઓને મૂર્ત્તિ પૂજાના અપરાધથી કત્લ કરાવી નાખ્યા હતા, તેમનાં બાળબચ્ચાં અને સ્ત્રીઓને પોતાના દાસો બનાવ્યાં હતાં.૧ જે

---

+તવારિખે હિંદ, એલ્ફિન્સ્ટન સાહેબ કૃત, પૃષ્ઠ ૫૩૦. *તજકરા અમીર અબદુલ્લાખાં અથવા તજકરા મિસર ૧ ઇતિહાસ ગુરુ ખાલસા, પૃષ્ઠ ૬૧.

કનોજ શહેરમાં વીસ હજાર દુકાનો કેવળ તંબોળીઓનીજ હતી, તે કનોજને પણ શહાબુદ્દીન ગોરીએ જડમૂળથી નાબુદ કરી નાખ્યું હતું,૧ એ સર્વ જો કદાચ સત્ય હોય; તો આ સોમભદ્ર પણ તેમના કરતાં કાંઇ ઉતરે તેવો નથી. મુસલ્માન બાદશાહોનેજ કેવળ દોષ દેવો, એ એક જાતનો પ્રમાદજ છે. આ નરાધમ સોમભદ્રના પાપ અને અત્યાચારનો કાંઇ અવધિજ નથી.'

આ પ્રમાણે વિચાર કરી કિશોરી થોડીવાર પાછી ચારે તરફ જોવા લાગી. ઘણીવાર સુધી જોયા પછી તે પાછી મનમાં ને મનમાંજ કહેવા લાગી કે;–"હાય ! હું આ સ્થાનમાં ક્યાંથી આવી ?

આ સ્થાન છે ભીષણ અતિ, નહિ શાંતિનું કંઇ નામ છે.
વ્યાપ્યો વિષમ અંધારને ભ્રાન્તિ તણું આ ધામ છે;
સંભળાય છે શબ્દો વિકટ ને વાયુ ઘેલો વાય છે;
પ્રેતિની કે પ્રેતના આ સ્થાનમાં ધ્વનિઓ બહુ સંભળાય છે;
નિરખી સદન આ શૂન્યને હૈયું અતિ અકળાય છે;
આ સ્થાનમાં રહેવા થકી શંકા અતિશય થાય છે."

ત્યારે શું મારે આ મણિને મારી સાથે લઇ જવો ? ના–ના, એ તો મહા ભયાનક પાપ છે, મારાથી એવા પાપમાં પ્રવૃત્ત થવાય તેમ નથી."

આ પ્રમાણે ઘણા ઘણા તર્કો કર્યા પછી તેણે તે મણિ લઇ ઉપર જઇ દીવો સળગાવી મણિને પાછો તેના અસલ સ્થાનપર મૂકવાનો નિશ્ચય કર્યો.

૧–ઇતિહાસ ગુરુ ખાલસા, પૃષ્ઠ ૯૩૮. આ પ્રમાણો અહીં કેવળ એ આશયથીજ આપવામાં આવ્યાં છે કે, જેથી વાંચક બંધુઓના મનમાં સોમભદ્રના અત્યાચારોના સંબંધમાં કાંઇ સંદેહ થતો હોય, તો તેનું આ પ્રમાણો પરથી નિવારણ થઇ જાય.)

લેખક

ત્યાર પછી તેના મનમાં એવો વિચાર આવ્યો કે, " ઓશીકાની નીચેથી મને જે ચાવી મળી આવી છે, તે ચાવી કયાંની હશે, એ જાણવાની મને શી જરૂર છે ? પરંતુ એ રહસ્ય જાણવાથી જે રમણીની શોધમાં હું અહીં આવી છું, મારા જીવનની પણ પરવા ન કરતાં નીચે ભયાનક ભોંયરામાં ઉતરી આવી છું, તે રમણીનો શું મને પત્તો મળી શકશે ખરો કે ? જે પત્ર મને મળ્યો છે અને તેમાં જે કાંઇ રહસ્યમય લખાણ લખ્યું છે, તે રહસ્ય અથવા ભેદનો સ્ફોટ થઇ શકશે ખરો કે ? "

આવો વિચાર કરીને તેણે નિશ્ચય કર્યો કે, ગમે તે રીતે મારે એનો પત્તો મેળવવો પડશે. મારા પ્રાણની પણ પરવા ન કરતાં મારે ગમે ત્યાંથી તેને શોધી કાઢવી પડશે."

" ત્યાર પછી જે ઓરડો બંધ હતો, તેના દ્વાર પાસે કિશોરી જઇ પહોંચી. ત્યાં જઇને તેણે જોયું કે, તે દ્વાર અંદરથી બંધ છે. આથી તેણે ધાર્યું કે, કદાચ એ પત્ર લખનાર અબળા એ ઓરડામાંજ કેદ હશે, પરંતુ એને શોધવાનો ઇલાજ શો છે ? એમાં દાખલ થવાનો રસ્તો પણ કયાં છે ? "

આમ ધારીને તે એકવાર તે ઓરડાની ચારે તરફ તપાસ કરવા ચાલી.

તે તે ઓરડાની પાછળની બાજૂમાંજ જોઇ શકી કે, ત્યાં એક નાનું દ્વાર હતું અને એ દ્વારમાં ભાગ્યેજ એક મનુષ્યથી પ્રવેશ કરી શકાય તેમ હતો. દ્વારપર એક મોટું તાળું વાસેલું હતું. કિશોરી તે દ્વાર પાસે બેસી ગઇ અને પોતાના હાથની ચાવી દ્વારા તે તાળું ઉઘડી શકે છે કે નહિ તેની તપાસ કરવા લાગી. તપાસ કરતાં અથવા તાળાં સાથે ચાવી લાગૂ પાડતાં, તરતજ તાળું ખુલી ગયું. ત્યારે કિશોરી આનંદિત થઇ અને તેણે તે લોઢાના નાના દ્વારને ખોલી નાખ્યું. ત્યાર પછી તે મહા મહેનતે એ સાંકડા દ્વારમાંથી ઓરડામાં દાખલ થઇ.

પહેલાં જે એ ઓરડામાં તે ગઇ હતી. તે બન્ને ઓરડાના જેવી ઢબનો આ ઓરડો પણ હતો, પરંતુ ઓરડામાં દાખલ થયા પછી કિશોરી જોઇને અજાયબ થઇ કે, એ ઓરડામાં એક મજબૂત અને ઝાડો પડદો ઝૂલતો હતો. તે જે તરફ ઉભી હતી, તે તરફ ઘોર અંધારૂં હતું, તો પણ તેના હાથના મણિના પ્રકાશથી તેટલો ભાગ પ્રકાશિત થઇ રહ્યો હતો. કિશોરી આ ઓરડામાં આવ્યા પછી વિચારના વમળોમાં ગોથાં ખાવા લાગી. તેણે જોયું કે, તે તે ઓરડાના જે ભાગમાં ઉભી હતી, તે ભાગમાંથી પેલા ઝૂલતા પડદાની બીજી બાજૂએ બીજો એક દીવો પણ સળગી રહ્યો છે અને એ દીવાના તેજથીજ ત્યાં સારો પ્રકાશ પડી રહ્યો છે. આ જોઇને તેના આખા શરીરમાં વીજળી છૂટવા લાગી અને ભયથી તેનું હૃદય થરથર કંપવા લાગ્યું. તેને તે ઓરડામાં સર્વત્ર નિઃસ્તબ્ધતાની છાયા છવાયલી જણાવા લાગી.

" કિશોરીએ તેના હાથમાંના મણિના પ્રકાશની સહાયતાથી એ ઓરડાની ચારે તરફ જોઇ જોયું, તો તેને જણાયું કે, એક પથારી પડેલી છે અને તેના પર એક નરકંકાલ કિંવા મુડદાનું ખોળીયું વિરાજી રહ્યું છે. એ નરકંકાલનું માંસાદિ ઘણા દિવસ થયા ઉડી ગયું છે અને ફક્ત હાડકાંનો માળોજ બાકી રહી ગયો છે. તેની નજીકમાં સૂકાવાળનો એક ગુચ્છો આમ તેમ વિખરાઇને પડયો છે.

આ બધો ભયાનક દેખાવ જોઇને કિશોરી કંપી ઉઠી. તેણે પોતાના મનમાંજ વિચાર્યું કે;—" આ મુડદું કોનું હશે ! એને અહીં કોણ મૂકી ગયું હશે ? એ કોઈ પ્રેતિની કે પિશાચિની તો નહિ હોય ? તે મારો ભક્ષ કરવાના ઉદ્દેશથી તો મને અહીં પોતાની માયાવિની શક્તિથી નહિ ખેંચી લાવી હોય ? ગમે તેમ હો, જ્યારે અહીં સુધી આવવાનું સાહસ કર્યું છે, ત્યારે હવે મારો જીવ જશે, તોપણ હું અહીંથી પાછી હઠીશ નહિ. જો એક પરોપકાર કરવા જતાં કદાચ

મારૂં મૃત્યુ થશે, તો મારા આ સંતાપમય જીવનનો અંત આવશે અને મને સદાને માટે સ્વર્ગના શાંતિમય સ્થાનની પ્રાપ્તિ થશે."

હૃદયમાં આવો દૃઢ નિશ્ચય કરવા છતાં પણ કિશોરી એ ભયાનક દૃશ્ય જોઇને કંપી ઊઠી તેણે તે પડદાની પાછળ જોવાની ઇચ્છા કરી. તે જેવી ભયભરેલાં નયનોની સંકુચિત દૃષ્ટિથી તે તરફ જોવા જતી હતી, એવામાં એકાએક પડદો સરી ગયો અને તે સાથે તરતજ એક ઘણોજ સુંદર ગૌરવર્ણ હાથ બહાર નીકળ્યો, જોત જોતામાં બે ચમકતી આંખો જોવામાં આવી. ત્યારપછી ભગવાં વસ્ત્રથી આખું શરીર ઢાંકેલી એક વ્યક્તિ પડદામાંથી બહાર નીકળીને ઘણાજ ધીમા તથા મધુરતા ભરેલા અવાજથી બોલી કે:—કિશોરી! ધન્ય છે, તને અને તારા સાહસને. ધન્ય છે!"



ચતુર્વિંશ પરિચ્છેદ

# અદ્‌ભુત અબળાનો આત્મપરિચય



ખુવારી વ્હોરી શેં, મુજ હૃદય એ આજ સમજે:
ખુવારી વ્હોરી તે કદિ નહિ ફરી વ્હોરીશ હવે;
નથી મોડી કાંઇ સમજણ પડી એ જખમની;
નહીં મોડી પામું મુજ જખમની ઔષધિ વળી.
હવે જોયા વારા રસજ્ઞ રમનારા નયનમાં
હવે ચેત્યો ઝેરી તુજ જિગરના ખંજર થકી;
હવે ભોળો પ્રેમી તુજ વદનથી દૂર વસશે,
અને તેને ક્યાં એ જગતપર મીઠાશ મળશે.



એ પડદામાંથી જે વ્યક્તિ બહાર આવી, તે એક નવ યૌવન વાળી અત્યંત સુંદર કનકની કાંતિને અંગપર ધારણ કરનારી અનુપમ અંગના હતી.

એ રમણીની મૂર્ત્તિ સાક્ષાત્ દેવબાલા સમાન દેખાતી હતી. તેના નયનો આકાશમાં વિચરતા ચમકતા તારા સમાન ચળકળાં અને કાન સુધી ફેલાયલાં હતાં; તેના ગુલાબી ગાલોપર ગુલાબની કળી જેવી લાલાશ ઝળકી રહી હતી અને પ્રવાલને પણ લજ્જાવનારા તેના ઓષ્ટાધરની ખૂબી તો કાંઇક ન્યારીજ હતી. મસ્તકપરના કાળા કેશની બલિહારી હતી. તે નિતંબ પર્યન્ત લંબાયલા અને ચમરીના પુચ્છને શરમાવનારા હતા, તેના શરીરમાં જે જ્યોતિ અને જે પ્રભાનો સમાવેશ થયો હતો, તેવી જ્યોતિ અથવા પ્રભા મનુષ્યના શરીરમાં સંભવી શકે કે કેમ, એ પણ એક શંકાનોજ વિષય હતો. યુવતીના આખા અંગપરથી દૈવી પ્રકાશ પ્રકટી રહ્યો હતો. કિશોરીએ એવી રમણીને

કદાપિ નરલોકમાં નિરખી નહોતી. ભયભીત, ચકિત, સ્તંભિત અને વિસ્મિત નયને કિશોરી તેના તરફ જોઈ રહી. તેના મુખમાંથી એક શબ્દ પણ બહાર નીકળી શકયો નહિ.

યુવતીએ ફરીવાર કહ્યુંઃ—"કિશોરી! તું ખૂબ સાહસી બાલા છે. જ્યાં કોઇ પુરુષ પણ આવવાનું સાહસ કરી શકતો નથી, ત્યાં આવવામાં તેં ખરેખર તારા અદ્‌ભુત સાહસનો પરિચયજ કરાવી આપ્યો છે."

કિશોરીનું નામ એ યુવતી શી રીતે જાણી શકી? એમ ધારીને કિશોરી વિશેષ વિસ્મિત બની ગઈ. તે અત્યંત આતુરતાથી બોલી ઉઠીઃ—"તમને જોઇને મને ઘણોજ ભય લાગે છે, શું તમે કોઇ દેવ બાલા છો?"

યુવતીએ મૃદુ તથા ગંભીર સ્વરથી કહ્યું:—"ના, ના, કિશોરા! હું દેવબાલા નથી. હું મનુષ્ય કન્યા છું; તેમ છતાં મેં દૈવ-બલ તો અવશ્ય પ્રાપ્ત કર્યું છે."

કિશોરીએ કહ્યું:—"હું તમારી વાતને કોઇ પણ રીતે સમજી શકતી નથી. તમારૂં નામ શું છે?

"મારૂં નામ અલકાસુંદરી છે."

"તમારી સાથે વાતચીત કરતા પણ મને ડર લાગે છે, જો તમે મને અભય આપો તો હું તમને કેટલીક વાતો પૂછવાનું સાહસ કરૂં?" કિશોરીએ અત્યંત ઉત્સુકતાથી પૂછ્યું.

"મારી પાસે તારે ડરવાનું કશું કારણ નથી, તારી જે કાંઇ પૂછવાની ઈચ્છા હોય, તે ખુશીથી પૂછ."

"તમે અહીં શી રીતે વસો છો? તમે કહો છો કે, હું માનવ કન્યા છું; પરંતુ આ પ્રેતપૂરીમાં, જનશૂન્ય સ્થાનમાં કોઇ અબળા આવી રીતે વસી શકે તેમ નથી. મને ઘણીજ અજાયબી થાય છે."

"એ તો હું તને પહેલેથીજ કહી ચૂકી છું કે, હું માનવ-છતાં પણ દૈવ-બળ પ્રાપ્ત કરી શકી છું. જે બળથી મનુષ્ય સર્વથા અજ્ઞાત છે, તે બળને મેં સંપાદન કર્યું છે."

"મને તમારી આ વાતપર બિલ્કુલ વિશ્વાસ આવતો નથી." કિશોરીએ કહ્યું.

"કેમ વિશ્વાસ આવતો નથી ?"

"તમારી ઉમ્મર વીસ વર્ષથી વિશેષ હોય, એમ જણાતું નથી તમારા આખા શરીર અને હૃદયપર નવીન યૌવને અધિકાર જમાવી દીધો છે. પણ એ તો કહો કે, તમે અહીં કેટલાક દિવસ થયાં વસો છો ?" કિશોરીએ શંકાશીલ થઇને પૂછ્યું.

"હા, હું યુવતી છું એ ખરૂં, તેમ છતાં પણ લગભગ દોઢસો વર્ષ થયાં અહીં વસું છું.

"બિલ્કુલ જૂઠી વાત. હજી તમારા શરીરમાં જુવાની ખીલતી આવે છે, છતાં તમે કહો છો કે હું દોડસો વર્ષ થયાં અહીં રહું છું તો એ વાતને મારાથી શી રીતે માની શકાય ?"

"તારી વાત ખોટી નથી."

"ખોટી નથી, ત્યારે કેવી છે ! દોઢસો વરસ તે શું મનુષ્ય ક્યાંય જીવતું હશે કે ?"

"મનુષ્ય યુગાન્ત સુધી પણ જીવી શકે છે, તો પણ અમર તે થઇ શકતું નથી. દોઢસો વરસ મનુષ્યનું જીવન ટકે એ તો એક સામાન્ય વાત જ છે. એમાં અજાયબ થવાનું કાંઇ કારણજ નથી."

"તમે તમારી આખી ઝિન્દગીને શું આ ભયાનક ભોંયરામાંજ વીતાડી છે ?"

"મારી ઉમ્મર જ્યારે અઢાર કે ઓગણીસ વર્ષની હતી, ત્યારે મારા ગૃહનો પ્રલય થયો હતો અને ત્યારથી હું આ ગૃહમાં આવીને વસી છું." અલકા સુંદરીએ જવાબ આપ્યો.

"મને એક પત્ર મળી આવ્યો છે, એ પત્રમાં 'એક અદ્‌ભુત વ્યક્તિ' એવા શબ્દો લખેલા છે, તો તે અદ્‌ભુત વ્યક્તિ કોણ છે વારૂ?" કિશોરીએ ઉત્સુકતાથી પૂછ્યું.

"એ અદ્‌ભુત વ્યક્તિ અન્ય કોઇ નહિ, પણ મારી માતાજ છે. આ પડદાની પાછળ જે નરકંકાલને તું અત્યારે તારી નજરે જોઇ રહી છે, તે મારી માતાનાંજ હાડકાં છે. પણ તને જે પત્ર મળી આવ્યો છે, તે અત્યારે તારી પાસે છે ખરો કે?" અલકાસુંદરીએ પૂછ્યું.

"હા, મારી પાસેજ છે."

"મને બતાવ જોઇએ."

તરતજ કિશોરીએ પોતાના વસ્ત્રાંચલમાંથી પેલા ફાટલા કાગળનો કકડો બહાર કાઢીને અલકાસુંદરીના હાથમાં આપ્યો. તેમાં લખ્યું હતું કેઃ–"જો અંદર આવવાની ઇચ્છા કોઇ પણ વ્યક્તિ ધરાવતી હોય * * * * * વાર્તા જાણવી જોઇએ. નહિ તો × × × × × મારી જવાળા અસીમ છે. × × × × × પણ કાંઇ ભય રાખશો નહિ. × × × × હું કોણ છું, × × × કેટલા દિવસ રહેવાથી × × × × × જાણી શકાશે.

એક અદ્‌ભુત વ્યક્તિ

આ પત્ર વાંચીને અલકાસુંદરીનું મ્હોં લાલચોળ થઇ ગયું. તેણે કહ્યું:–"આ પત્ર મારી માતાના અનુરોધથીજ મેં લખ્યો હતો, તે દિવસેજ માતાના જીવનનો અંત આવી ગયો હતો, એથી એ પત્રને મેં બહારની ઓસરીપર રઝળતો મૂકી દીધો હતો, ત્યાર પછી ઘણું કરીને ઉંદર ત્યાંથી ઉપરના વિભાગમાં તેને ઘસડી લાવ્યો હશે અને ત્યાંથીજ તે પત્ર તને મળી શક્યો હશે. કેમ કિશોરી! મારૂં આ અનુમાન ખરૂં છે કે નહિ વારૂ?"

"હા, ખરૂં છું. પણ એ પત્રમાં જે કાંઇ લખ્યું છે, તે હું બરાબર સમજી શકતી નથી."

"સમજવાની બીજી કાંઈ જરૂર પણ નથી." અલકાસુંદરીએ જવાબ આપ્યો.

"તમારી માતાનું કેટલાક દિવસ થયાં મૃત્યુ થયું છે?" કિશોરીએ આતુરતાથી પૂછ્યું.

"દોઢ સો વરસમાં થોડોક સમય બાકી હશે." અલકાસુંદરીએ ઉત્તર આપ્યો."

"ત્યારે શું આ પત્ર તે સમયનો લખેલો છે?" કિશોરીની આતુરતાનો અવધિ થયો.

"હા."

"તમારા જીવનના આ બધા ભેદ ભરેલા બનાવોને હું હવે કોઇ પણ પ્રકારે સાંભળવાની ઇચ્છા ધરાવું છુ, માટે દયા કરીને મને એ સર્વ અવશ્ય કહી સંભળાવો."

"તે હું તને અવશ્ય કહી સંભળાવીશ. પણ એ સર્વ કહેતાં પહેલાં તારી પાસેથી મારે કેટલીક વાતો જાણી લેવાની ખાસ જરૂર છે." અલકાસુંદરીએ કહ્યું.

"મારી પાસેથી શું જાણવા માગો છો? તમે જે કાંઇ પૂછશો તેનો હું નિષ્કપટતાથી ખરેખરો ઉત્તર આપીશ. તમારી પાસે હું કોઇ પણ વાત છૂપાવીશ નહિ અને જો કદાચિત્ છુપાવવાનો પ્રયત્ન કરીશ, તો તે પણ તમારા આ અદ્ભુત દૈવ—બળની પાસે ચાલી શકશે નહિ."

"તારૂં નામ કિશોરી છે, એ તો જાણે હું જાણી શકી છું, પરંતુ તું અત્યારે કેમ આવી છે તથા તારા જીવનમાં અન્યાન્ય શા શા બનાવો બન્યા છે, એ સંબંધમાં હું કશું પણ જાણી શકી નથી. માટે એ સર્વ સાંભળવાની જ હું ઇચ્છા ધરાવું છું,"

"તમે મારૂં નામ શી રીતે જાણી શકયાં વારૂ ?" કિશોરીએ ઉત્સુકતાથી પૂછ્યું.

"તને જોઇ શકી છું અને તારૂં નામ પણ જાણી શકી છું. પરંતુ આ મકાનની બહાર જે સર્વ બનાવો બન્યા છે, તે જાણી શકી નથી; જાણવાનો યત્ન પણ કર્યો નથી. એ બધી બીનાજ હવે હું તારી પાસેથી જાણવા માગું છું." અલકાસુંદરીએ કહ્યું.

"યત્ન કર્યો હોત, તો શું તમે બહારની બધી બીના જાણી શકત ખરાં કે ?" કિશોરીએ પૂછ્યું.

"હા, જાણી શકત. તેમ છતાં પણ શી રીતે 'જાણી શકત તે તને બીજી કોઇપણ વેળાયે કહી સંભળાવીશ. હાલ તરત તો તારા સંબંધી સર્વ વૃત્તાંત હું તારાજ મુખથી સાંભળવા માગું છું. મને આશા છે કે, તું મારી પાસે તારા જીવનમાં જે જે બનાવો બન્યા છે, એ સંબંધમાં એક અક્ષર પણ ન છૂપાવતાં સર્વ સત્ય હકિકત મને કહી સંભળાવીશ. કહે જોઇએ કિશોરી ! કે તું કોણ છે, કયાંની વતની છે ? તારાં માતાપિતા કયાં રહે છે અને આ ભયાનક સ્થાનમાં તું શી રીતે આવી ચઢી છે ?"

કિશોરીએ અલકાસુંદરીના પ્રશ્નના ઉત્તરમાં પોતાનો સર્વ વૃત્તાંત કહેવાની શરૂઆત કરી કહ્યું કેઃ—"દેવી ! મારૂં નામ કિશોરી છે; એ તો તમે જાણો જ છો. મારૂં શ્વસુર ગૃહ કૃષ્ણપૂર નગરથી ચાર ગાઉ દૂર આવેલા એક નાના ગામમાં છે. મારા માતા પિતાને કૃષ્ણપૂરના રાજ્યને કપટથી પચાવી પાડનાર સોમભદ્રે કપટથી મૃત્યુવશ કર્યાં છે. મારા પતિ પણ એ રાક્ષસના ભયથી પોતાનું વતન છોડીને કોણ જાણે કયાં ચાલ્યા ગયા છે. હું મહા મુસ્કેલી એ શયતાનના સપાટામાંથી છટકીને બહાર નીકળી પડી છું. રામનગરની રાજરાણી સાવિત્રીને ત્યાં દાસીત્વ કરી મેં થોડો વખત ગુજાર્યો, પરંતુ મારા પતિના વિયોગથી મને ત્યાં પણ ચેન પડયું, એથી હું ત્યાંથી છૂપી રીતે

બહાર નીકળી પડી છું. અને ત્યાંથી નીકળીને દૈવયોગે અહીં છું. પણ આવી ચઢ્યા પછી મારા મનમાં અજાયબી અને ઉત્સુકતા વધવા માંડી. છે અહીંનો એક એક બનાવ મને ઘણોજ વિસ્મયકર જણાવા લાગ્યો છે. હું છેવટે એક અદ્‌ભુત ઉપાયથી અહીં તમારી પાસે આવી પહોંચી છું."

આમ કહીને કિશોરીના જીવનમાં બીજા જે જે વિલક્ષણ બનાવો બન્યા હતા, તે બધા તેણે સાંગોપાંગ અલકાસુંદરીને કહી સંભળાવ્યા.

આ વાત સાંભળીને અલકાસુંદરીએ કિશોરીને પૂછ્યું કેઃ–"તારા સ્વામીએ શું તારી કાંઇ પણ તપાસ ચલાવી નથી?"

કિશોરીએ જવાબ આપ્યોઃ—'તેમણે અવશ્ય મારી તપાસ ચલાવી હશે, પરંતુ પાપાત્મા સોમભદ્રે મને પોતાના મહાલયમાં કેદ રાખી હતી, એથી તેમને મારો પત્તો શી રીતે મળી શકે? વળી તેમને પકડી પાડવા માટે એ નીચ નરાધમે અનેક છૂપા દૂતોને નિયુક્ત કરી દીધા છે, એથી તેઓ કૃષ્ણપુર નગરમાં મારી તપાસ માટે શી રીતે આવી શકે? અલકા બહેન! સોમભદ્રે તો આજકાલ કાળો કેર વર્ત્તાવી મૂક્યો છે. તેના જેવો પાપાચારી રાજા આ આલમમાં બીજો કોઇ પણ થયો હશે કે નહિ, એ પણ એક શંકાનો જ વિષય છે. તેણે અનેક કુટુંબોનો નાશ કરાવી નાખ્યો છે અનેક અબળાઓના ધર્મનો ધ્વંસ કર્યો છે. શું ઇશ્વર એના આવા અધમ અત્યાચારોની સજા નહિજ કરે? એના આ પાપને નહિજ અટકાવે?"

"કિશોરી! ચિંતા ન કર. સૃષ્ટિનો એક એવો સ્થાયી નિયમ જ છે કે, ગરીબમાંથી અમીર બનેલા ઘણા ખરા મનુષ્યો એવા અત્યાચારી જ થાય છે, પરંતુ એમના એ અત્યાચારોનું વિષમ પરિણામ એમના જીવનકાળમાં જ મળી જાય છે. જે સોમભદ્ર સત્તાના ગુમાનમાં શયતાની સહાયતાથી આવો ત્રાસ વર્ત્તાવી રહ્યો છે, તે સહાયતાનો અવધિ થતાં જ તેને ઘોર સંકટના સમુદ્રમાં ડુબવું પડશે. પણ એતો કહે કે, જો કદાચ તને તારા સ્વામીનો સાક્ષાત્કાર થશે તો, શું તે તને ગ્રહણ કરશે ખરી કે?"

"શા માટે નહિ ગ્રહણ કરે, કેમ, મેં કાંઇ અપરાધ તો કર્યો નથી. હું મારી ઇચ્છા મૂજબ તેમના ચરણોથી અલગ થઇ નથી. મેં મારા ખરા હૃદયથી મારા સતીત્વની રક્ષા કરી છે. પરંતુ મારા પતિની સાથે મારો મેળાપ થવાની આશા રાખવી એ કેવળ આકાશકુસુમને પ્રાપ્ત કરવા સમાન જ છે. હાય! હવે મને હતભાગિનીને એ દેવદુર્લભ પ્રતિમાનાં દર્શન શી રીતે થઇ શકશે? મારા સુખનો સૂર્ય ક્યારે ઉદિત થશે?"

"મમ ભાગ્યનાં ઇન્દુ તણા દર્શન હવે ક્યાંથી થશે;
સૌભાગ્યની જ્યોતિ હવે આ ભાગ્યને ક્યાંથી મળે;
નિજ નાથના વિયોગથી હૈયું થયું આ શૂન્ય છે;
તારો તૂટયા છે આશના, સંસાર આ સહુ શૂન્ય છે;
નજરે પડે પ્રતિમા નહિ એ પ્રાણના આધારની;
આશા કહો શી રાખવી, એ પ્રેમના આકારની?"

અલકાસુંદરીએ કહ્યું:—"કિશોરી, તારા પ્રિયતમનાં દર્શન તો તને અવશ્ય થશે જ, પણ તે તને ગ્રહણ કરશે કે, કેમ એ સંબંધમાં હું કાંઇ નિશ્ચિત કહી શકતી નથી."

"તેઓ મને અત્યંત ચાહે છે, એથી હું તેમનાં ચરણોમાં હાજર થઇ શકે તરત તેઓ મને અવશ્ય ગ્રહણ કરશે." કિશોરીએ કહ્યું.

"હું નથી જાણતી કે, અત્યારના હિન્દુસમાજની સ્થિતિ કેવી છે. લગભગ દોઢસો વર્ષ થયાં હું એથી અજાણી છું. પરંતુ હું જે સમયના સમાચાર જાણું છું, ત્યારે દેશમાં જે સામાજિક સ્થિતિ હતી, તે પરથી કહી શકું છું, કે તને ત્હારો સ્વામી ગ્રહણ કરશે નહિ."

કિશોરીએ અધીરાઇથી પૂછ્યું:—"કેમ, મારા પતિદેવતા મને શા માટે નહિ ગ્રહણ કરે વારૂ?"

"હિન્દુ સમાજના ઇન્સાફ મૂજબ રમણીના ઉપર જ વિશેષ અત્યાચાર ગુજારાય છે. સર્વ દોષોની દોષિતા રમણી જ ગણાય છે.

તજાયલી અબળાને અધિક તજવામાં જ હિન્દુ સમાજ પોતાનું ભૂષણ માને છે અને તેને સમાજમાંથી બહિર્ભૂત કરવામાં પોતાની શ્રેષ્ઠતા સમજે છે. પતિથી ગમે તેવા સુકારણથી પણ પત્ની વિખૂટી થાય, તો તેને દોષિતા જ ગણવામાં આવે છે. આથી જ હું તને કહી રહી છું કે, તારો સ્વામી તને ગ્રહણ કરશે કે, નહિ, એ એક શંકાનો જ વિષય છે. ”

અલકાસુંદરીની આવી વાત સાંભળીને કિશોરીની બન્ને આંખોમાં આંસૂ ઉભરાઇ આવ્યાં. તે કાંઇ પણ બોલી શકી નહિ. તેના હૃદયમાં આશાને બદલે એક પ્રકારની નિરાશાની દારુણ વેદના થવા લાગી. તે એકાગ્ર ચિત્તે કાંઇક ચિંતા કરવા લાગી. અલકાસુંદરી પણ ચિંતાતુર મનથી તેના વિષણ્ણ વદન પ્રતિ જોઇ રહી.



## પંચવિંશં પરિચ્છેદ

# સભાસદનમાં હાહાકાર !

ગઇ ચક બચક જો હવા પલટ, નહીં દિલકો મેરે કરાર હય;
કરૂં ગમ સિતમકા મયઁ કયા બયાં મેરા ગમસે સીના ફિગાર હય;
યે રેયાયા હિન્દ તબહ હુઈ, કહો ઉન્પે કયસી જફા હુઇ;
જિસે દેખા હાકિમે વક્તને, કહાગે તો કાબિલેદાર હય;
ન દબાયા જેરે ચમન ઉન્હે, ન દિયા હય ગુસ્લો કફન ઉન્હે;
કિયા કિસીને યારો ! દફન ઉન્હેં, ન દિયા હય ગુસ્લો કફન ઉન્હે;
એક શહર દેહલી જો થા ચમન, વક્ષે સગ તરહકા વાં થા અમન;
જો ખિતાબ થા સો મિટ ગયા, ફક્ત અબતો ઉજડા દયારહય.



આજે કૃષ્ણપૂરના કારસ્થાની અધીશ્વર સોમભદ્રના વસંતદુર્ગના દરબાર ગૃહમાં મોટી ધામધૂમ ચાલી રહી હતી. સૈનિકો, પ્રહરીઓ અને અન્યાન્ય સર્વ કર્મચારિઓ દોડા દોડી કરી રહ્યા હતા. આજના દરબારમાં બે મુખ્ય અને મહત્વના બનાવો બનવાના હતા. તેમાંનો સર્વથી પ્રથમ બનાવ રામનગરની મહારાણી સાવિત્રીએ સોમભદ્રને જે ભયાનક પત્ર લખ્યો હતો, તે પત્ર પર પૂરતો વિચાર ચલાવી તેના રાજ્યપર ચઢાઇ કરવાનો પ્રબંધ કરવાનો તથા કાંચનગઢની મહારાણી ગુલાબ કુમારીના બન્ને રાજ્યોને પોતાના અધિકારમાં શી રીતે લેવાં એનો નિર્ધાર કરવાનો હતો. તથા બીજો બનાવ સોમભદ્રની મહારાણીએ તેને વિષપાન કરાવવાનું જે કૃષ્ણ કારસ્થાન કર્યું હતું. તેનો યથાર્થ ઇન્સાફ કરી દરબાર ગૃહના વિશાળ ચોકમાં નિર્માણ કરેલી શૂળીપર ચઢાવી તેના જીવનની લીલાને સમાપ્ત કરવાનો હતો. આથી દરબાર ગૃહમાં માણસોની મેદની એટલી બધી જામી હતી કે, તિલ માત્ર પણ ખાલી જગા જોવામાં આવતી નહોતી. શહેરના

મુખ્ય મુખ્ય ધનવાન અને સંભ્રાન્ત પુરૂષોને રાજ્ય તરફથી ખાસ આમંત્રણ આપીને બોલાવવામાં આવ્યા હતા અને અન્યાન્ય સર્વ જનોને મહારાણી માલિનીને શૂળીપર ચઢાવવાનો અદ્‌ભુત બનાવ જોવા માટે હાજર રહેવાનો ઢંઢેરો બહાર પાડવામાં આવ્યો હતો.

દરબાર ગૃહમાં ધીમે ધીમે સર્વ જનો આવવા માંડયા હતા અને પોતપોતાની યોગ્યતા અનુસાર આસન ગ્રહણ કરીને આજના વિલક્ષણ ઇન્સાફને જોવા માટે ઇન્તેજાર બની ગયા હતા. થોડીવારમાં જ સોમભદ્રના સિંહાસનારૂઢ થવા પછી તેનું નિર્માણ કરેલું નવું મંત્રીમંડળ પણ આવીને પોતાના નિર્દિષ્ટ સ્થાનપર આવી બેઠું હવે કેવળ રાજા સોમભદ્રના આગમનની જ પ્રતીક્ષા જોવાવા લાગી. જે રાક્ષસી હૃદયના મનુષ્યો હતાં, તેઓ આજના આ ભયાનક બનાવને જોવા માટે આતુર થઇને મનમાં ને મનમાં હર્ષિત થવા લાગ્યાં, પરંતુ જેમના હૃદયમાં મનુષ્યત્વનો, દયાનો અને મમતાનો હરંચ માત્ર પણ અંશ હતો, તેઓ અત્યંત શોકાતુર હૃદયથી સોમભદ્રના આવા ઘોર અન્યાયપર મનમાં ને મનમાં જ ધિક્કારની વૃષ્ટિ વરસાવવા લાગ્યા.

મંત્રિમંડળના આવ્યા પછી સોમભદ્રના વસંતદુર્ગના સેનાપતિ ભયંકરસિંહ તથા સહાયકારી સેનાપતિ ક્રૂરસિંહ સભાસદનમાં આવીને સિંહાસનની ડાબી બાજૂનાં આસનોપર વિરાજ્યા ત્યાર પછી મહારાણી માલિનીને લોઢાથી મજબુત સાંકળોથી જકડી ચાર સૈનિકો દરબાર ગૃહમાં અપરાધીના પાંજરા પાસે લઇ આવ્યા.

મહારાણીની આવી દુર્દશા જોઈને અનેક કોમળ હૃદયનાં મનુષ્યોની આંખોમાં આંસૂ ઉભરાઇ આવ્યા. અનેક મનુષ્યો સોમભદ્રના આ જાલિમ કર્મ તરફ સખ્ત નફરત પ્રકટ કરવા લાગ્યા; પરંતુ તેમ છતાં પણ દુષ્ટ સોમભદ્રના ભય તથા ત્રાસથી એ સંબંધમાં કોઇનાથી સ્પષ્ટ રીતે એક શબ્દ પણ ઉચ્ચારી શકાયો નહિ.

સભાસદનના સર્વે મનુષ્યો હવે શયતાનની સાક્ષાત્ પ્રતિમારૂપ સોમભદ્રના આગમનની વાટ જોવા લાગ્યા, થોડીવારમાજ ઘણાજ દબદબાની સાથે સુંદર રાજકીય પોશાક પરિધાન કરી સાથે એક મનોહારિણી લાવણ્યમંડિતા લલનાને લઇ એક ચાર ઘોડાની ગાડીમાં બેસી સોમભદ્ર વસંતદુર્ગના દરબારગૃહના દરવાજા પર આવી પહોંચ્યો. તેના આવતાંની સાથેજ પરિચાર કોએ 'ક્ષમા' 'ક્ષમા'ના પોકારોથી તેને વધાવી લીધો. સ્તુતિવાદકોએ, સ્તુતિનો વાદ્યવાળાઓએ વાદ્યનો માંગલિક ધ્વનિ શરૂ કરી દીધો. દરબાર ગૃહમાં તથા તેની આસપાસમાં આવી એકત્ર થયેલાં સર્વજનો બોલતાં બંધ થયાં અને સોમભદ્રની સાથે આવેલી મનોહર લલનાના અનુપમ રૂપ સ્હામું જોવા લાગ્યા.

વાંચક ! એ લલના અન્ય કોઈ નહિ, પણ તેની ઉપપત્ની અથવા તેની મહારાણી માલિનીનો સર્વનાશ કરાવનારી લજ્જાહીના ચપળાજ હતી. ચપળાએ પોતાના સૌન્દર્યના પ્રભાવથી સોમભદ્રને એટલો બધો અંધો બનાવી દીધો હતો કે, તે તેના વિના એક ક્ષણ માત્ર પણ રહી શકતો નહોતો. સભાસદનમાં લાવતાં, હજારો મનુષ્યોના સમુદાયમાં તેને પોતાની સાથે લાવતાં, એ નિર્લજ્જ સોમભદ્ર જરા પણ શર્માતો નહોતો. આજે એ ચપળ ચપળાની ઉસ્કેરણીથીજ મહારાણી માલિનીને શૂળીપર ચઢાવવાને તૈયાર થયો હતો અને તેની ભયાનક દુર્દશા થતી દેખાડવા માટેજ ચપળાને પોતાના સાથે સભાસદન કિંવા દરબારગૃહમાં લાવ્યો હતો.

અલ્પ સમયમાંજ સોમભદ્ર, ચપળા સહિત દરબારગૃહમાં જઈ પહોંચ્યો અને જે પવિત્ર રાજ્યાસનપર રાજા મહેન્દ્રકુમાર વિરાજવાનો હતો, તે સિંહાસનપર પોતાની એક જારિણી કુલટા કામિની સહિત આવી બેઠો. હાય ! આજે ઇન્સાફનું પવિત્ર તખ્ત પાપાત્માના અપવિત્ર સ્પર્શથી કલંકિત થયું; એક જારિણી નારના સ્પર્શથી શરમાવા લાગ્યું.

સોમભદ્રના સિંહાસનપર બેઠા પછી તરતજ આખા દરબારગૃહમાં શાંતિ ફેલાઇ ગઇ. એ રાક્ષસના ભયથી કોઇ પણ મનુષ્ય મુખમાંથી ચૂંકારો કરવાની પણ હિમ્મત કરી શકયું નહિ. તેણે સિંહાસનપર બેઠા પછી પોતાના ખુશામતીઆ મંત્રીમંડળ તરફ નજર કરી મંત્રિ મંડળના અધિપતિ દીવાન વિશ્વેશ્વર શર્માને સંબોધીને કહ્યું:— "અમાત્યરાજ, હવે વિલંબ શાને? આજે આ ગંજાવર સભા ભરવાનું કારણ શું છે, એ સર્વ સભાસદોને વિદિત કરો અને જે જે કાર્યો આજે કરવાનાં છે, તેનો વિચાર કરવાનો આરંભ કરો."

રાજાજ્ઞા થતાંની સાથે તરતજ વિશ્વેશ્વર શર્માએ સિંહાસનની જમણી બાજૂપરના એક ઉચ્ચ આસનપર બેસી એક લાંબું સંભાષણ શરૂ કરી મંત્રિમંડળ, સેનાપતિ વર્ગ અને સર્વ સભાસદોને સંબોધીને ગંભીર સ્વરથી કહ્યું:—

"મહા પ્રતાપાન્વિત, રાજરાજેશ્વર મહારાજાધિરાજ શ્રી સોમભદ્ર રાજનના અનુગત સર્વ મંત્રિજનો, સેનાપતિઓ, કર્મચારીઓ અને સભાસદ જનો ! આજની આ મહાન સભા ભરી તમો સર્વને અહીં આમંત્રણ આપવાનું શું પ્રયોજન છે, એ સર્વથી પ્રથમ સર્વને વિદિત કરવાનું મને અધિક ઉચિત જણાય છે. આજની સભામાં મુખ્ય બે મહત્વનાં કાર્યો કરવાનાં છે.

તેમાનું મુખ્ય કાર્ય, આજથી ઘણા દિવસ પહેલાં રામનગરની રાજરાણી સાવિત્રીએ આપણા પ્રતાપી પૃથ્વીપતિ સોમભદ્ર મહારાજને જે અપમાનસૂચક પત્ર લખ્યો છે, તે પત્રનો યથાર્થ ઉત્તર આપવાનું તથા તેની સ્હામે ભયંકર યુદ્ધનો પયગામ બહાર પાડવાનું તથા વસંતદુર્ગની ખંડણીના સંબંધમાં કાંચનગઢની મહારાણી ગુલાબકુમારી વારંવાર જે ઝગડા કરે છે, તે ઝગડાને અટકાવીને તેને પૂરતી સજા કરવાનો પ્રબંધ કરવાનું છે.

બીજું મહત્વનું કાર્યએ છે કે, મહારાજ સોમભદ્રનાં મહારાણી માલિનીએ તેમની સાથે ભયંકર વિશ્વાસઘાત કરી તેમને વિષપાન કરાવવાનું જે ઘોર કારસ્થાન કર્યું હતું, તે કારસ્થાનની યોગ્ય સજા ફરમાવીને દરબારગૃહના વિશાળ ચૌકમાં નિર્માણ કરાવેલી શૂળીપર તેમના શબને લટકાવવાની મહારાજા સાહેબ ઇચ્છા ધરાવે છે.

આશા છે કે, મંત્રિમંડળ, સેનાપતિવર્ગ અને સર્વ પ્રજાજનો મહારાજાની આ ઇચ્છાને માન આપી પોતાની સમ્મતિ અવશ્ય દર્શાવશે જ."

આમ કહીને અમાત્યે એકવાર દરબારગૃહની ચારે તરફ નજર કરી. એથી કેટલાકનિ શામતીઆ અને અધર્મના માર્ગે ચાલનારા કાપુરુષોએ 'હા' માં 'હા' મેળવી સમ્મતિ સૂચક શબ્દોનો ગંભીર ખુનાદ કરી આખા દરબારગૃહને ગજાવી મૂકયું.

ત્યાર પછી મંત્રિમંડળના એક સભ્ય સભાસદે ઉભા થઇને કહ્યું કે:—"અમો સર્વ મંત્રિમંડળે, સેનાપતિવર્ગ અને રાજયના મુખ્ય મુખ્ય પ્રજાજનો એકમત થઇને આ વિષયમાં સંપૂર્ણ સમ્મતિ આપીએ છીએ. તથા મહારાણી સાવિત્રીને ખુલ્લી રીતે લડાઇનો પયગામ મોકલવાની અને રાણી ગુલાબકુમારીનો પ્રથમનો ગુન્હો હોવાથી તેને સૂચના આપવાનો અભિપ્રાય દર્શાવીએ છીએ. મહારાણી માલિનીના સંબંધમાં રાજાધિરાજે જે સજા ફરમાવી છે, તેને સર્વ પ્રકારે અનુમોદન આપીએ છીએ, કારણ કે, એથી મહારાજાનો પ્રજાજનોમાં કુકર્તવ્ય કરનારને આ રાજય તરફથી કેવી કઠિન સજા કરવામાં આવે છે, એવો દાબ બેસાડવાનો જે અભિપ્રાય છે, તે સર્વથા ચરિતાર્થ થવાનો સંભવ રહે છે."

આ સાંભળીને સભાસદનનાં સર્વ મનુષ્યો સ્તબ્ધ થઇ ગયાં, મનમાં ને મનમાંજ મહારાણી માલિનીની સજાથી દુઃખિત થવા

લાગ્યાં; દુઃખિત ન થયા કેવળ સોમભદ્રના ' હાજી હા ' ભણનારા નરાધમ કાપુરુષોજ.

મંત્રીમંડળની અનુમતિ મળતાંની સાથેજ દીવાન વિશ્વેશ્વરે બે જૂદા જૂદા પત્રો લખી રાજ્યના સહીસિક્કા કરી બે જૂદા જૂદા પત્રવાહકો દ્વારા એક પત્ર મહારાણી સાવિત્રીને તથા બીજો પત્ર રાણી ગુલાબ કુમારીને મોકલાવી દીધો.

આ સર્વ કાર્યોમાંથી નિવૃત્ત થયા પછી દીવાને તરતજ સોમભદ્રની અનુમતિ લઇને પ્રહરીને હાક મારીઃ-" પ્રહરી ! અપરાધિની મહારાણીને મહારાજા સમક્ષ હાજર કરો."

તરતજ બિચારી જીર્ણ શીર્ણ થયેલી, મલિનવસના મહારાણી માલિનીને લાવીને બે બળવાન પ્રહરીઓએ સિંહાસનની પાસેના એક લાકડાનાં પાંજરામાં ઉભી રાખી. મહારાણીના શરીરમાં અત્યારે ઉભા રહેવાની પણ શક્તિ નહોતી. તે બિચારી ઘણી મહેનતે જેમ તેમ કરી ઉભી રહી રાજરાણીની સાથે સંભાષણ કરવાથી શિષ્ટાચારનો ભંગ થશે, એમ ધારીને દીવાન વિશ્વેશ્વર મૌન ધારીનેજ બેસી રહ્યો.

ચપળ સોમભદ્ર અમાત્યના મનોભાવને તરતજ જાણી ગયો, એથી તે પોતેજ મહારાણી માલિનીને સંબોધીને બોલ્યો કેઃ—"નાદાન રાણી! મેં તને રસ્તાની રખડતી ભિખારિણીમાંથી રાજ રાણી બનાવી, તેના બદલામાં તું મારોજ પ્રાણ લેવાને તૈયાર થઇ? પાપિણી તને મારી નહિ તો મારા ઉપકારની અને મારા ઉપકારની નહિ, તો મારા ખાધેલા અન્નના ટુકડાની પણ શર્મ ન આવી ? આજે મેં તારા માટે શૂળીની સજા નિર્માણ કરી રાખી છે, હું આજે તારા આ પાપમય દેહને પૃથ્વી પૃષ્ટ પરથી નાબૂદ કરવા માગું છું, છતાં પણ તારા જીવનની જે અંતિમ ઇચ્છા હોય, તેને પૂર્ણ કરવાની ઉદારતા દર્શાવું છું. માટે કહે જોઇએ કે, મરતાં પહેલાં તારી કયી વસ્તુ માગવાની ઇચ્છા છે વારૂ ? હવે તારા મૃત્યુમાં કેવળ પંદર મિનિટનોજ સમય

બાકી રહ્યો છે. આજના મધ્યાન્હના બાર વાગતાંની સાથેજ તારા જીવનના પણ બારવાગી જવાના છે. માટે જે કાંઈ ઇચ્છા હોય, તે સત્વર જણાવી દે."

મહારાણી માલિનીએ આ પહેલાંજ જીવનની આશાનો પરિત્યાગ કરી દીધો હતો, નિષ્ઠુર સોમભદ્રના પંજામાંથી તે કોઇ પણ રીતે છૂટી શકશે નહિ, એવો તેના મનમાં દૃઢ નિશ્ચય હતો, તેમજ આઠ દિવસ પહેલાં કારાગૃહમાં આવીને તેને એક અદ્‌ભુત વ્યક્તિ શૂળીની સજામાંથી બચાવવાનું અભય આપી ગઇ હતી, આ સર્વ કારણોથી તેણે સર્વથા નિર્ભય થઇને કહ્યું:—"જાલિમ, કમબખ્ત શયતાન! તેં મને ભિખારિણીમાંથી રાજરાણી શા માટે બનાવી હતી, એ હું ઘણી સારી રીતે જાણું છું. કામાંધ કૂતરા! તેં મને કેવળ તારી પાપ-મયી વાસનાને તૃપ્ત કરવાના આશયથીજ તારા શયતાની ચક્કરમાં ફસાવી હતી; નહિ કે મારા પર ઉદારતા દર્શાવવા માટે! તું ઉદારતા દર્શાવવા, માગે છે! મારા જીવનની અંતિમ આશાને તૃપ્ત કરવા માગે છે? નાદાન! એ આશા ક્યારે તૃપ્ત થશે. તેતું જાણે છે! જ્યારે તારા ઉકળતા લોહીનું હું પાન કરીશ, જ્યારે તારા હાડકાંની માળાને હું કંઠમાં આરોપીશ, ત્યારેજ મારા જીવનની તે આશા તૃપ્ત થશે. તેં મારા પર તથા આ દગાબાજીથી મેળવેલા રાજ્યની રૈયતપર જે જે જુલ્મો ગુજાર્યા છે, એનો બદલો લેવાની મેં ભયંકર પ્રતિજ્ઞા કરી છે. રાક્ષસ! અબળાપર અત્યાચાર ગુજારતાં કોઇવાર કોઈ સતીના શાપથી બળીને ખાક થઈ જાશે."

ઉતરશે કોપની જ્વાળા, મહા ઉત્પાત તો થાશે,
તનુ તારૂં તપીને આગ ઉનીમાં તરફડી જાશે;
થશે ભૂકંપ ભારી ને બધું આ નષ્ટ થઈ જાશે.
કરે છે ગર્વ હમણાં જે સદા તે ચૂર થઈ જાશે,

મહામદમસ્ત આ કાયા બળીને ધૂળ થઇ જાશે;
સતીના શાપથી તારૂં સહુ આ ખાક થઇ જાશે.

આ સાંભળી સોમભદ્ર એકદમ સિંહાસનપરથી નીચે ઉતરી આવી ભયાનક ગર્જના કરી બોલી ઊઠયોઃ—"નાદાન તારી, આટલી બધી હિમ્મત છે તારી? તું નથી જાણતી કે હું કોણ છું?"

કરૂં વેરાન ભૂમિને ગજાવું હાક હું મારી,
ધરામાંથી કરૂં નાબૂદ બતાવી વીરતા ભારી;
તપાવી તાપ બળતામાં બનાવું ખાક હું સારી.
કરૂં કાયા થકી જૂદી જીવનની જ્યોત જે ન્યારી,
વહાવું ખૂનની ધારા, કરૂં દોજખ દુનિયામાં;
મહા મદમસ્ત માનવનો કરૂં સંહાર દુનિયામાં.

માલિનીએ પણ તેવાજ સખ્ત શબ્દોમાં જવાબ આપ્યોઃ—"હા, હા, હું તને બહુ સારી રીતે ઓળખું છું. તું જીવતો જાગતો શયતાન છે, મનુષ્યના આકારમાં રહેલો હેવાન છે, પણ તારાથી મારો સ્પર્શ પણ કરી શકાય તેમ નથી. તું કોણ છે? સાંભળ, તારા ભયાનક કુકર્મની કથાને બરાબર ધ્યાન દઇને સાંભળઃ—

હજારો હાથથી માર્યાં અને બહુ ખૂન પીધાં છે,
બિચારી આર્ય બાળાનાં શીલો તેં નષ્ટ કીધાં છે;
રીબાવી બાળ–બાળાને મરણને શર્ણ કીધાં છે.
લૂટાવી માલ ને મિલ્કત જનોને દુઃખ દીધાં છે,
થયાં છે પાપ પૂરાં તે, હવે અવધિજ આવ્યો છે;
સ્મરી લે તાત તારા ને હવે તુજ કાળ આવ્યો છે."

આવી એક સાધારણ અબળાને ભરી રાજસભામાં પોતાનું આવું અસહ્ય અપમાન કરતી જોઇને સોમભદ્રના ક્રોધનો અવધિ થયો. તે એકદમ પગ પછાડી બરાડા પાડી બોલી ઉઠયોઃ—"બસ ચૂપકર ચાંડાલિની! હવે હું તને એક શબ્દ પણ બોલવાનો અવસર આપવાનો

નથી. નીચ, નિમકહરામ રાક્ષસી! કૃષ્ણપૂરના કર્તા હર્તા વિધાતા સોમભદ્રનું આવું અસહ્ય અપમાન! એ અપમાનના બદલામાં હું હમણાંજ તને રવરવ ન રકની નિવાસિની બનાવી દઇશ. બસ તું મારી છેવટની પ્રતિજ્ઞા સાંભળી લે."

આમ કહી થોડીવાર મૌન રહી તે પાછો બોલી ઊઠયો:—

અરે નિર્માલ્ય નારી તું બધો બકવાદ છોડી દે,
જીવનની આશ ધારી ને જીગરનો દ્રોહ છોડી દે;
કરીશ જો દ્રોહ મારો તો અહીં રીબાઇને મરશે.
વપુ આ વજ્રના ઘાથી ફના થઇ મોતમાં ઠરશે,
નથી હું મોતથી ડરતો, લીધેલાં વેણથી ફરતો;
જહાંના લોક જૂઠ્ઠાથી કદાપિ હું નથી ડરતો."

"જહાંના લોકથી તું નથી ડરતો તો હું તારા જેવા નરપિશાચથી પણ નથી ડરતી."

સોમભદ્રે તત્તજ રોષમાં આવી માલિનીને શૂળીપર ચઢાવવા માટે તૈયાર રાખેલા જલ્લાદોને આજ્ઞા કરી:–" જલ્લાદો! ચડાવી દો આ શ[illegible] નારી[illegible] શૂળીપર."

આજ્ઞા મળતાંની સાથેજ એ જલ્લાદો લોઢાની સાંકળોથી જકડાયલી માલનીને લઇને દરબારગૃહના ચૌકમાં રોપેલી શૂળી પાસે લઇ ગયા.

આ ભયાનક બનાવ જોવા માટે પાપાત્મા સોમભદ્ર, તેની પાપિણી પ્રિયા ચપળા અને મંત્રિમંડળના સર્વ જનો ચોકમાં આવી ઊભા રહ્યા. સર્વ ધર્માત્મા જનો રાણીની આવી ભયંકર દુર્દશા જોઇને મનમાં ને મનમાં ઘણાજ દુઃખિત થયા.

જલ્લાદોએ જ્યારે રાણીને શૂળીપર ચડાવવાની તૈયારી કરી. ત્યારે ચપલા હસીને બોલી ઊઠી:—"જોયું ને આભમાની માલિની! સપત્નીના દ્રોહનું આવ્યું છે કેવું વિષમ પરિણામ."

શૌકયનાં આ વજ્ર સમાન કઠોર વચનો સાંભળી માલિની બોલી

ઊઠીઃ—"પાપીયસી! તારાથી કે તારા આ કુકર્મીચારથી મને કશી પણ ઇજા થવાની નથી. જો, હું તમારી બધાની આંખમાં ધૂળ નાખી કેવી આબાદ છટકી જાઉં છું."

આમ કહીને તે કારાગૃહમાં પ્રહરીના વેશમાં આવેલી વ્યક્તિએ તેને જે ઉપાય બતાવ્યો હતો, તે પ્રમાણે ત્રણ તાળીઓ વગાડી ગંભીર ગર્જના કરી બોલી ઊઠીઃ—"માતા! ચામૂંડા, જો તારામાં મારી અચલ ભક્તિ હોય, તો મને આ શયતાનના સપાટામાં બચાવી લે."

આ શબ્દોનો ઉચ્ચાર થતાંની સાથેજ અદૃશ્યમાંથી એક વિકરાળ વેશવાળી, હાથમાં મનુષ્યનું મુંડ, કંઠમાં નરકંકાલની માળા તથા બીજા હાથમાં લાલ ત્રિશુળ ધારણ કરેલી એક અદ્દભુત વ્યક્તિ એકાએક શૂળીના સ્તંભ પાસે આવી માલિનીનો હાથ ઝાલી બોલી ઊઠીઃ—"કોણ છે, મારી સેવિકાનો સહાર કરનાર ચાંડાલ! જેનામાં તાકાત હોય, તે મારી સ્હામા આવી આને છોડાવી જાવ." આમ કહી તે માલિનીને પોતાની સાથે લઈ વાયુ વેગે એ દરબાર ગૃહમાંથી ચાલી ગઈ. સોમભદ્ર, તેનું મંડળ તથા સર્વ સભાસદો અજાયબીથી તેના તરફ જોઇ રહ્યા. કોઇ પણ વ્યક્તિ એ અદ્દભુત વ્યક્તિની પાછળ જવાનું સાહસ કરી શકીશ.

**દ્વિતીય ખણ્ડ સમાપ્ત.**

---

તૈયાર છે! તૈયાર છે!

# કલંદરની કટાર.

## તૃતીય ખણ્ડ

મૂલ્ય રૂ. ૨-૪-૦

ભેદી ભરમોના ભંડારરૂપ અનેક અવનવા બનાવોથી ભરપૂર
અદ્‌ભુત રસાત્મક, મહાહૃદયગ્રાહિણી મનોહારિણી
અને આંગ્લ નવલકથાકાર રેનોલ્ડઝ સાહેબના
નામાંકિત 'કેનેથ' નામક પુસ્તકના હૃદય
ભેદક પ્લોટપરથી ઉપજાવી કાઢેલી
નવરસ પરિપ્લુત નવીન નવલકથા.

# કિશોરસિંહ
કિંવા
# દુઃખનો પહાડ!

લખનાર—ત્ર્યંબકલાલ જીવરાજ જોશી.

ભેદી રાજસંસારના ભેદજનક કારસ્થાનો, રાજમહાલયમાં ભમતી ભેદી આકૃતિના અદ્‌ભુત ચમત્કારો, શૂરવીર લૂટાગસરદારોની હૃદયને સ્તંભિત કરનારી લડાઇઓ, ગુપ્ત રાજકુમારપર તૂટી પડતા દુઃખના પહાડો, કિશોરસિંહની દૃઢતા, વીરતા, એકાગ્રતા અને સ્વામિભક્તિનાં ઝળહળતાં દૃષ્ટાંતો, જાગીરદાર બાલાના પ્રેમની પરાકાષ્ટા, યુદ્ધ ખાતાના દીવાનની દુર્દશા, દીવાન પુત્રનું ગુમ થવું. તેના મૃત્યુના ખોટા આરોપથી કિશોરસિંહનું કારાગૃહવાસી થવું, દીવાનીના આકારમાં રહેલી અદ્‌ભુત અબળાએ આવી તેનો ઉદ્ધાર કરવો, રાજા ભૂપસિંહની ભયાનક ભ્રમણા, દીવાન દોલતસિંહની દુષ્ટતા, યોગીનું યોગબળ, સાધુનું સાધુત્વ, નિરાધારનો આધાર ઇશ્વર, વગેરે એક પછી એક હૃદયને આકર્ષનારી ઘટનાઓથી આ નવલકથા પરિપૂર્ણ છે, કે જેનું યથાર્થ વર્ણન પણ કરી શકાય તેમ નથી. નવલકથાઓના સમ્રાટ્ રેનોલ્ડઝ સાહેબની નવલકથામાં શી ન્યુનતા હોય? શૃંગાર વીર, હાસ્ય, રૌદ્ર, ભયાનક, અદ્‌ભુત આદિ નવે રસથી આ વાર્ત્તા ભરેલી છે. આ વાર્ત્તાની ઉત્તમતા માટે અમારે માત્ર એટલુંજ કહેવું પડે છે કે વાંચીને 'વાહ વાહ' શબ્દથી પુસ્તકકારને ધન્યવાદ આપ્યા વિના રહેવાય તેમ નથી.

મૂલ્ય રૂ. ૨—૪—૦

સચિત્ર ! સચિત્ર !

વિશ્વવિખ્યાત નવલકથાકાર જ્યૉર્જ ડબલ્યુ. એમ. રેનોલ્ડઝકૃત 'બ્રોન્ઝ સ્ટેચ્યુ' નામક ચમત્કારિક અદ્ભુત અને જગપ્રસિદ્ધ નવલકથાનું સરળ, રસિક, આકર્ષક અને વિવિધ ચિત્રોથી સુશોભિત અપૂર્વ રૂપાંતર !

# પિશાચમંદિર.

## પ્રયોજક, રા. ચુનીલાલ વર્દ્ધમાન શાહ.

આ નવલકથા એટલી બધી રસિક છે કે તેના પ્રત્યેક પૃષ્ઠે જીજ્ઞાસા વૃદ્ધિંગત થતી જાય છે. ગુજરાતી વાંચકોની સરળતા માટે પ્રયોજકે મૂળ અંગ્રેજી વસ્તુસંકલનાને ઘણી કુશળતાથી ગુજરાતીમાં ઉતારી છે. પ્રયોજકે આ નવલકથાનો સમય સોલંકી વંશના અંતનો અને વાઘેલા વંશના પ્રારંભનો લીધેલો છે. એ સમયે પાટણમાં સોલંકી વંશનો રાજા ભોળો ભીમદેવ રાજ્ય કરતો હતો, તથા ધોળકામાં વીરધવળ પોતાનું બળ જમાવી રહ્યો હતો. આ નવલકથા એટલી બધી ઉત્તમ તેમજ ગૂઢ વિષયોથી પરિપૂર્ણ છે કે તેનો મૂળ લેખક જ તેને બે વખત વાંચવાની ભલામણ કરે છે; કેમકે પહેલી વખતે વાંચતાં પાત્રો પ્રત્યે જે ભાવના ઉપજે છે તે બીજી વખતે વાંચતાં વિશેષ સ્પષ્ટ થાય છે. રેનોલ્ડઝ જેવા વિશ્વવિખ્યાત અને નવલકથાકારશિરોમણિ અદ્ભુત શક્તિસંપન્ન ગ્રંથકારની નવલકથાની વિશેષ પ્રશંસા કરવી એ સોનાપર ઢોળ ચઢાવવા જેવું છે. આ નવલકથામાં અદ્ભુત વર્ણન શક્તિ, આશ્ચર્યજનક માનવચરિત્રોનું વિશ્લેષણ અને સમાવેશ, વૈચિત્ર્યમય ઘટનાઓના તરંગો આદિ સર્વ છે. આવી આશ્ચર્યોત્પાદક કથા જગતની કોઇ પણ ભાષામાં, કોઇ પણ નવલકથામાં વર્ણવાયલી નથી. વિસ્મય અને શૃંગાર રસનો સમાવેશ આદિ અને ભયાનક રસનું એકત્ર મિલન, હાસ્ય અને અશ્રુનો સંયોગ, દેવતાનો પ્રેમ અને પિશાચની કામક્રીડા, સ્વર્ગની જ્યોતિ અને નરકનો અંધકાર વગેરે સર્વ આ નવલકથામાં છે.

જુની આંખે નવો તમાશો!

ચાલુ જમાનાનો યથાર્થ ચિતાર!

સચિત્ર સામાજિક સર્વોત્તમ નવલકથા

# આજકાલનું હિન્દુસ્તાન

અથવા

## પ્રાણહારક મૃગજળ

કર્તા:—રા. નારાયણ વિસનજી ઠક્કુર

ચાલુ સમયમાં ચાલતા નીંધ સુધારા, ગાડીવાડીના વૈભવ ખાતર ગમે એવા શ્રીમંત પતિ મેળવવાની લાલસા, શ્રીમંતોનાં મૃત્યુ સમયે થતા વીલના કલ્પનામાં પણ ન આવે એવા બનાવોથી ભરપૂર નવલકથા. પ્રણયદર્શન, વિકાર અને વિવેક, સુધામાં હલાહલ, શરીફ બદમાશોની ટોળી, સત્યનિષ્ઠા, અબળાનું સાહસ, ભયંકર પ્રપંચજાળ, નિશાચરોનો ગૃહપ્રવેશ, ગુલાબની પ્રેમપત્રિકા, ભાગિરથીની ભયંકરતા, અધઃપાતનો આરંભ, કપિંજલાનો કાળ અને સુલોચનાની અદ્રશ્યતા વગેરે પ્રકરણો વાંચતાં તમે જુની આંખોએ નવીન તમાશો જ જોઇ શકશો. ભાષામાં, વિચારમાં અને વસ્તુસંકલનામાં આ નવલકથા અત્યુત્તમ છે. રા. ઠક્કુરની નવલકથાઓની વિશેષ પ્રશંસા કરવાની આવશ્યકતા નથી જ. પૃષ્ટ સંખ્યા લગભગ ૩૨૦, ચાર સુંદર ફોટોગ્રાફિક ચિત્રો. પાકું રૂપેરી પૂઠું. છતાં કિમ્મત માત્ર રૂ. ૧-૮-૦.

મહાદેવ રામચંદ્ર જાગુષ્ટે

બુકસેલર એન્ડ પબ્લીશર

ત્રણ દરવાજા—અમદાવાદ.

**ભયંકર ભેદ ભરમોથી, આકર્ષક અને અદ્‌ભુત ચમત્કારોથી, પ્રણય અને વિરહના મનોરંજક પ્રસંગોથી, વેષધારીઓનાં કલ્પનામાં પણ ન આવી શકે એવાં સાહસિક કાર્યોથી પરિપૂર્ણ નવલકથા !**

# મૃગલોચની

અથવા

# માયા-પ્રાબલ્ય.

**સંપ્રદાયક, રા. વ્રજલાલ જાદવજી ઠક્કર.**

આ નવલકથા એટલી બધી રસિક અને મનોરંજક છે કે તે વાંચ્યા સિવાય તેની કશી કલ્પના ઉપજી શકે તેમ નથી. આવી નવલકથાની **હિન્દી, નેપાલી, અંગ્રેજી** આદિ ભાષામાં **હજારો નકલો** ખપી ગઇ છે અને તેની **દશ પંદર આવૃત્તિઓ** પણ થઇ ગઇ છે, એજ તેની યોગ્યતા માટે પૂરતું છે. **આ નવલકથાના વાંચનથી તમને સેંકડો ઉપરાંત નવલકથાઓ વાંચ્યા જેટલો આનંદ થશે. સંકટ પ્રસંગે** સમયસૂચકતા વાપરી કેવી રીતે આત્મસંરક્ષણ કરવું તેનું જ્ઞાન પ્રાપ્ત થશે.

**આ પુસ્તકમાં આ પ્રમાણે પ્રકરણો આવેલાં છે.**

પ્રેમિકની હૃદયવ્યથા, ક્રૂરસિંહના કપટનો આરંભ, પ્રેમિકનો પ્રેમ-પત્ર, શિકાર સપડાયો, અરણ્યમાં આવેલી ગુપ્ત ગુફા, પુત્રના હાથે પિતાનું ખૂન, પ્રણયી યુગ્મનું મિલન અને આકસ્મિક સંકટ, પ્રપંચનું પરિણામ, ચક્રમચન્દ્રના દોસ્તોની ચાલાકી, પ્રિયતમની શોધમાં કિશોરી, મજલિસની મોહિની, યુદ્ધની તૈયારી, રંગમાં ભંગ, ભીષણ સંગ્રામ અને વિજયપ્રાપ્તિ વગેરે.

ભયંકર ભેદ ભરમોથી ભરપૂર ખંડેર, સુંદરીઓનો સોદાગર દૃષ્ટિ-મિલન, જાદુઇ પુસ્તકની પ્રાપ્તિ અને ગૂમ થવું, વનવિહારિણી વનલતા, આશ્ચર્યજનક ચમત્કાર, ખંડેરનો ખજાનો, સ્વપ્નનો ચમત્કાર કે સત્યનો સાક્ષાત્કાર ? દુશ્મનનો દગો, અદ્‌ભુત યોગી મહાત્મા, ક્ષમા પ્રાપ્તિ અને સંસારત્યાગ, ચિત્રનગરનો અલૌકિક ચમત્કાર વગેરે. મૂલ્ય રૂ. ૧-૮-૦

તૈયાર છે !        તૈયાર છે !        તૈયાર છે !

ભેદ ભરમોના ભંડારથી ભરપૂર, રસના સાગરથી ઉછળતી,
પ્રેમિકોના હૃદય ભેદક પ્રલાપોમે સૂચવતી, બહાદુર બહા-
રવટીઆઓની બહાદુરીને બતાવતી, અબળાઓના
અનુપમ સાહસને દર્શાવતી ઘણીજ મનોહર અને
મનોવેધક.

અત્યુત્તમ નવલકથા

# સંતપ્ત શયતાન

અથવા

## કામાંધનાં કાળાંકામ

(લેખકઃ ત્ર્યંબકલાલ જીવરાજ જોશી.)

આ વાર્ત્તા જૂદા જૂદા વિષયોના સુંદર સંદર બનાવોથી ભરપૂર
છે. જગતમાં કામથી અંધ થયેલા કામાંધ જનો કયું કાળું કામ કરી
શકતાં નથી ? માયાની જાળમાં ફસાયલાં માનવી કયો અનર્થ ઉપ-
જાવી શકતાં નથી ? પ્રેમના પ્રવાહમાં તણાયલી પાપીયસી પ્રમદાઓ
પતિનાં ગળાંપર દગાબાજીની તલ્વાર ચલાવી કયો જાલિમ જુલ્મ
કરી શકતી નથી ? જીવજાનને કારણે મૂકી પોતામા ધર્મને જ જીંદ-
ગીનું નૂર માનનારા ધર્માત્માઓ કયું અદ્ભુત પરાક્રમ દર્શાવી શકતા
નથી ? સતી નારી શિયળને રક્ષવા માટે શું સહી શકતી નથી ?
મહાત્માઓ મહત્તા બતાવવાની ખાતર, તથા મહત્વને સિદ્ધ કરવાની
ખાતર શી શી હેરત પમાડનારી ક્રિયાઓ કરી શકતા નથી ? વગેરે
એક પછી એક એવા અદ્ભુત અને અજાયબી ભરેલા બનાવોથી
આ વાર્ત્તા ભરપૂર છે કે, જેનું કોઇ જુસ્સાદાર લેખિનીથી પણ વર્ણન
કરી શકાય તેમ નથી.

આ પુસ્તકમાં આ પ્રમાણે. પ્રકરણો આપવામાં આવ્યાં છેઃ—

" નિરાશા ! અબળાપર આફત, વિનોદમાં વિઘ્ન, દિલ્દારનાં દર્શન અધમતાનો આરંભ, ગિરફ્તારી પરવાનો, નિશાભ્રમણ, દાસી કે દેવી?, ધર્મનિકેતન, જાસૂસ અને પોલિસ, તપાસપર તપાસ, મનની સ્ફૂર્તિ, અગ્નિમાં આહુતિ, મૂળમાં ભૂલ, મહામાયાનું મનોરાજ્ય, ઇન્સાફ, ભીમગઢનો ભયંકર ભેદ, અંતિરાગ્નિ, સંસાર કે સ્વર્ગ ?, કપટીની કપટ-લીલા, ભોંયરાનો ભેદી ભેદ, કેદખાનામાં કારસ્થાન, અદ્‌ભુત ઇંદ્રજાળ, **કાળો નાગ!**" મૂલ્ય ૧—૧૨—૦

---

# મુરાદેવી.

અથવા

## મૌર્યવંશના અભ્યુદયનો આરંભ.

(મનોહારિણી ઐતિહાસિક નવલકથા.)

લખનારઃ—**ત્ર્યંબકલાલ જીવરાજ જોશી**

હિન્દુસ્તાનનાં કયાં સ્ત્રી પુરુષો મગધદેશના સમ્રાટ્ ચંદ્રગુપ્તનાં નામથી અજાણ્યાં છે ? જે ચંદ્રગુપ્તે પોતાના બાહુબળથી સેલ્યુકસ જેવા પરદેશી રાજાને નમાવી હિંદુસ્તાનના સઘળા રાજા રજવાડાંને પોતાના કાબૂમાં લઈ પોતાના ચક્રવર્ત્તીપણાની એક સમયે આખા આર્યાવર્ત્તમાં આણ વર્તાવી હતી, તેના સંબંધનાં જ આ વાર્ત્તા લખાયલી છે.

ચંદ્રગુપ્તના પિતાના મરણ પછી તેના ઓરમાન ભાઈ ધનનંદે તેને દેશવટો આપી, પહાડી જંગલમાં તેની કત્લ કરાવવાને કેવાં કેવાં

કારસ્થાનો કર્યાં હતાં. છુપા જલ્લાદોએ તેના પર તીર ચલાવી તેને મરણને શરણ કરવાને કેવા કેવા જાલિમ જુલ્મ ચલાવ્યા, હતા, તેની માતાપર ઘોર અત્યાચાર ચલાવી 'નળાન્દા' નામના એક ઘણાજ જૂના અને ભેદી ભોંયરાવાળા કિલ્લાના કેદખાનામાં કેદ કરી હતી, તેને છોડાવવા માટે કેદખાનાના જેલરે કેવી કેવી કપટલીલા ચલાવી હતી વગેરે બધા બનાવો એક પછી એક એવા હેરતપમાડનારા અને દિલને ગમગીનીમાં ગોથાં ખવરાવનારા છે કે, આ વાર્તાને હાથમાં લીધા પછી અધુરી મૂકવાનું મન જ થતું નથી.

'ચાણક્ય નીતિ'ના રચનાર મહામુનિ ચાણુગે નંદવંશનું નિંકદન કરવાની પ્રતિજ્ઞા શા કારણથી કરી હતી, ધનનંદના ભર્યા દરબારમાં તેનું કેવું ભયંકર અપમાન થયું હતું, કપટકળાથી બનાવટી પત્ર બનાવી કોણે રાજસભામાં મોકલ્યો હતો, તેણે નંદવંશનો નાશ કરાવી કેવી કુશળતાથી મુરાદેવીના નામ પરથી તેના પુત્ર ચંદ્રગુપ્તને રાજ્ય અપાવી મૌર્યવંશની સ્થાપના કરી હતી. પહાડી રાજા સમરકેતુની સાથે મળી કેવી ખૂનખ્વાર લડાઇઓ કરાવરાવી હતી, વિશાળ નદીના પ્રવાહમાં હજારો સૈનિકોનું બલિદાન લઈ તેણે સમરકેતુ તથા ચંદ્રગુપ્તનો વિજય અને ધનનંદનો પરાજય કરવામાં કેવી અજબ યુક્તિ લડાવી હતી, પોતાની પાળેલી કન્યાપર બળાત્કાર કરનાર કપટકને કેવી ઉદારતાથી મુક્તિ અપાવી હતી, યજમાનના કામ માટે જતાં પગમાં દર્ભની સળી વાગતાં પગમાંથી લોહી નીકળવાથી દાભની આખો જાતિને નાબૂદ કરવાની કેવી કોશિશ કરી હતી વગેરે બધા બનાવો વાંચતાં મન સ્તંભી જાય છે, અજાયબીના દરિયામાં ડૂબી જાય છે. મૂલ્ય રૂ. ૨-૦-૦

મળવાનું ઠેકાણું.

**મહાદેવ રામચંદ્ર જાગુષ્ટે.**

**બુકસેલર એન્ડ પબ્લીશર.**

**ત્રણ દરવાજા—અમદાવાદ.**

# મનોહર નવીન નવલકથાઓ.

## રા. ત્ર્યંબકલાલ જીવરાજ જોશીકૃત રસિક નવલકથાઓ.

**કમળાદેવી**—આ નવલકથામાં ભારતીય વીર રાજપૂત જાતિનાં પ્રબળ પરાક્રમો, પ્રેમ, વિરહ, સંયોગ વિયોગ વગેરેના વિવિધ પ્રસંગો, સ્વદેશભક્તિનું માહાત્મ્ય, મોહની માયાજાળ, આત્મોત્સર્ગ વગેરેનું ઉત્તમ પ્રકારે આલેખન કરવામાં આવ્યું છે. સંસારને-સ્વર્ગીય તથા સુખમય બનાવવાને માટે આ નવલકથા એક વખત આપના કુટુંબમાં અવશ્ય વંચાવો. ઇતિહાસના જ્ઞાન સાથે આનંદ મેળવવો હોય, રણશૂરા રાજપૂતોની સ્વદેશભક્તિનું દર્શન કરવું હોય, માયાજાળમાં ફસાવાથી ભોગવવા પડતાં દુઃખને જોવું હોય, પાપીઓનાં પાપનું ભીષણ પરિણામ નિરખવું હોય તો આ નવલકથા આજે જ મંગાવીને વાંચો. સુંદર સફેદ ચીકણા કાગળ, પૃષ્ઠ સંખ્યા લગભગ ૪૦૦ પાકું સોનેરી પૂઠું મનહર છપાઇ છતાં મૂલ્ય માત્ર રૂ. ૧—૮—૦

**મુરાદેવી** અથવા મૌર્યવંશના અભ્યુદયનો આરંભ—ભાગ ૧—૨—૩. આ પુસ્તકમાં મગધદેશના રાજકર્ત્તાઓનો સંપૂર્ણ હેવાલ આપવા ઉપરાંત, નંદવંશનો નાશ કરીને મહાબુદ્ધિમાન અને કૌટિલ્યવિદ્યાવિશારદ ચાણક્યદેવે મૌર્યવંશની સ્થાપના શી રીતે કરી, ચંદ્રગુપ્તને રાજ્યાધિકાર અપાવવા માટે મલયપુરની રાજનંદિની મંદાકિનીએ કેવા કેવા યત્નો કર્યા હતા, મિત્રધર્મ બજાવવા માટે પહાડી રાજા સમરકેતુએ કેવી દક્ષતા દર્શાવી હતી, ચાણક્યે પોતાના અપમાનનો બદલો લેવા માટે ભયંકર પ્રતિજ્ઞા ધારણ કરીને 'બ્રહ્મબળથી બ્રહ્માંડ પણ ડોલી શકે છે' એ સૂત્રને સિદ્ધ કરવા માટે શા શા ભયંકર ઉપાયો યોજ્યા હતા તે સર્વ વિષયોનું ઘણી જ સરળતાથી આ નવલકથામાં વિવેચન કરવામાં આવ્યું છે. કીં. રૂ ૫—૦—૦

**તારાસુંદરી** અથવા સમરેન્દ્રની સમશીર—આ એક ઐતિહાસિક નવલકથા છે. આર્ય બાળાઓની ધાર્મિકતા તથા કઠોરમાં કઠોર સંજોગોમાં પણ તેમના પાતિવ્રતના રક્ષણની કુશળતા જોવી હોય, આદર્શ સંન્યાસીઓના સંસાર ત્યાગનાં ઉજ્જ્વલ દૃષ્ટાંત જોવાં હોય, યોગની સાધનાનો પ્રભાવ, વીરતાનું ગૌરવ આદિ સર્વ જોવું હોય તો અદ્‌ભુત રસથી ભરેલી, વીર શૃંગાર અને કરુણરસથી છલકાતી આ મનોહર નવલકથા જરૂર વાંચજો. જગતમાં જાલિમ મનુષ્યો જુલ્મ કરી ધર્મનો કેવી રીતે નાશ કરે છે, સમરેન્દ્રની શૂરી સમશીર કેવી શક્તિ દર્શાવે છે, વગેરે વાંચવાથી અવશ્ય આનંદ થશે. મૂલ્ય રૂ. ૨–૪–૦.

**સંસાર સંગ્રામ**—સોના જેવા સંસારને ધુળમાં મેળવી દેનાર પિશાચિની પ્રેમદાઓ કેવાં કેવાં કારસ્થાન અને કાળાં કામ કરે છે, ધર્મપરાયણા સાધ્વી સતીઓ સંકટના પહાડો તૂટી પડવા છતાં કેવી અડગ અને અચલ રીતે પતિભક્તિમાં લીન રહે છે, સ્વાર્થસાધુ સગાં વ્હાલાંઓ પોતાના સ્વાર્થને પૂર્ણ કરવા માટે કેવી દગાબાજીઓ રચે છે, કામાંધજનો પોતાની કામતૃષ્ણાને પૂર્ણ કરવાના ઉદ્દેશથી સતી સાધ્વી લલનાઓને કેટલી બધી પીડિત બનાવે છે. આદિ સર્વ વિષયો આ નવલકથામાં દર્શાવવામાં આવ્યા છે. પાકું પુંઠું. કિંમત રૂ ૧॥

**પરાક્રમની પતાકા**—જાપાને વર્ત્તમાન સમયમાં શી શી ઉન્નતિ કરી છે અને તેનું સત્ય કારણ શું છે તે દર્શાવવા ઉપરાંત આ નવલકથામાં જાપાનના પ્રિન્સે લંડન શહેરના ભર્યા બજારમાં તથા ચાલતી સ્પેશીઅલમાં અમેરિકાના એલચીઓ તરફ આવતા જાસુસોનાં ભેદી ખૂન શી રીતે કર્યા તથા તેનો પત્તો છેવટ સૂધી શા કારણથી ન મળ્યો; યુરોપની રાજનીતિ જોવામાં તેણે કેવી દક્ષતા દર્શાવી હતી આદિ સર્વ વિષયો આ નવલકથામાં આપવામાં આવ્યા છે. મ્હોટી સાઇઝનાં પૃષ્ઠ ૩૪૦ પાકું પુંઠું રૂપેરી નામ અને મૂલ્ય ૨–૦–૦

**ભવાનીના ભોગ** અથવા રજપૂતોના રણોન્માદ પ્રેમના પ્રતિસ્પર્દ્ધામાં બે વીર બાળકો પોતાના પ્રાણની આહુતિ આપવાને પણ તૈયાર થઇ જાય છે. વીર અને ધર્મ-પરાયણ રાજપૂતો પ્રતિજ્ઞાને માટે પોતાના જીવપર આવીને તલ્વારની બાજી ખેલે છે, પવિત્ર હૃદયા રાજપૂત બાળાઓ વીરતાને જ વરનારી હોય છે, પણ રૂપમાં મોહાંધ નથી થતી આદિ સર્વ બનાવો વાંચતાં પૂર્વ સમયના રાજપૂતોના ગૌરવનું સ્મરણ થઇ આવે છે અને આંખોમાંથી ચોધારાં આંસૂ વહેવા માંડે છે. પૃષ્ઠ ૨૫૦ પાકું રૂપેરી પુઠું હોવા છતાં મૂલ્ય રૂ ૧—૪—૦

**ગેબી ખૂન**—ખૂન, મારામારી અને ભેદી મામલાઓથી ભરેલી આ નવલકથા વાંચવાથી રૂંવેરૂંવાં ઉભાં થઇ આવે છે. ખરો ખૂની કોણ છે અને ખૂનનો આરોપ કોનાપર આવી પડે છે, એનું પરિણામ કેવું વિકટ આવે છે. વગેરે એક પછી એક એવા ગેબી બનાવો બનતા જાય છે કે જેની આખર સુધી કોઇને કશી ખબર પણ પડતી નથી. છેવટે ચાલાક ડિટેકટીવ બધા મામલાઓની બરાબર તપાસ કરી ઘણીજ ખૂબીની સાથે સઘળા ભેદોનો ભંડો ફોડી ખરા ખૂનીને પકડી કાઢે છે અને કોઇની કલ્પનામાં પણ ન આવે એવી અદ્‌ભુત બહાદુરી બતાવે છે. કિ. ૨—૦—૦

**ભેદી ખજાનો**—ડિટેકટીવોની ચાલાકી, ભેદમાંથી ભેદ પકડી પાડવાની દિલને હેરત પમાડનારી બહાદુરી, ચોરોની ચતુરાઇ. અબળાઓની અજાયબી ભરેલી ભૂલથાપ ખવડાવનારી બાહોશી વાંચતાં દિલ કમકમી ઉઠે છે. ખૂનપર ખૂન, જાસૂસપર જાસૂસ અને ચોરના પણ ચોર એવા એટલા બધા ભેદી બનાવો આ પુસ્તકમાં આબેહુબ રીતે લખેલા છે કે, ખૂની કોણ છે? ચોર કોણ છે અને જાસૂસ કોણ છે, એ ઠેઠ આખર સુધી સમજાતું જ નથી. અરે એનો વિચાર પણ મનમાં આવી શકતો નથી. પાકું પુઠું પૃષ્ટ ૪૦૦ મૂલ્ય ૨—૪—૦

**રાજા દેવીદાસ** અથવા રમણીની રણભૂમિ—જ્યારે સોનાનો બંગાળા કલંકની કાળાશથી મલિન થયો નહોતો, નિરાશા અને ગમગીનીથી જીર્ણ થયો નહોતો, જ્યારે હિન્દુઓના ઘરમાં અનાજોના ભંડાર ભરપૂર હતા, હૃદય આશાથી ભરેલાં હતાં અને મનમાં ઉત્સાહ ઉભરાઇ જતો હતો, તે વખતની આ વાર્તા લખવામાં આવી છે, અરે જીવતું જાગતું ચિત્ર આલેખવામાં આવ્યું છે. હિન્દુઓ પોતાના ધર્મ માટે પુત્રના પ્રાણનું બલિદાન આપતા હતા. હલકી જાતિના લોકો પણ પોતાના માલિકના ભલાની ખાતર શરીરનું લોહી રેડતા હતા તે બધું આ વાર્તામાં આબેહુબ દેખાડવામાં આવ્યું છે. પુસ્તક આદર્શ, ઐતિહાસિક અને પવિત્ર હોવાથી ખાસ સ્ત્રીઓપયોગી છે એમ કહેવામાં પણ હરકત નથી. પાકું રૂપેરી પુઠું પૃષ્ઠ ૩૫૦ મુલ્ય રૂ.૨–૮–૦ લેખક-ત્ર્યંબકલાલ જીવરામ જોષી.—અમદાવાદ.

**બાગે શયતાન** અથવા તલ્વારનું તુફાન—આ નવલકથામાં હિન્દમાં ઈ. સ. ૧૮૫૭ માં થએલા ભયંકર પ્રાણહારક બળવાનો તાદૃશ્ય ચિતાર ચિતરેલો હોઇ, તે ઉપરાંત નાનાસાહેબ અને તાતીઆ ટોપીની અનેક ગુપ્ત બાબતોને પણ પ્રકાશિત કરવામાં આવી છે. નાનાસાહેબની જાલિમ અને હૃદયભેદક નિષ્ઠુરતા, તાતીઆ ટોપીનું કલ્પનામાં પણ ન આવી શકે એવું અદ્ભુત ચાતુર્ય, ડિટેકિટવ રામપાલસિંહની કાર્યકુશળતા, ગવનર જનરલ લોર્ડ કેનિંગની નિપુણતા, ગાર્ડન નામક ઇંગ્રેજની હૃદયદ્રાવક સ્થિતિ, હેલનનું હૃદયભેદક ખૂન, ફ્રાન્સ દેશના મૅકેયર નામના એક શયતાન લૂંટારાનાં ભીષણ કાવત્રાં, સ્ટિફનનો સ્વર્ગીય પ્રેમ, આર્યબાળા મેનાની સ્વદેશભક્તિ, અગ્નિમાં ભોગ આદિ વિષયો વાંચતાં **ચક્ષુઓમાંથી અશ્રુ** જળની વૃષ્ટિ થાય તેમ છે. મ્હોટી સાઇઝનાં પૃષ્ઠ સંખ્યા ૩૩૦, પાકું રૂપેરી પૂઠું કિમ્મત માત્ર રૂ. ૨)

**રાક્ષસોની રતિક્રીડા** અથવા પિશાચોની પાપલીલા—માયાવી માનિનીના ભયંકર ભેદો, લુચ્ચાઓની લુચ્ચાઇઓ, તિલસ્માતી મકાનોમાં થતાં કારસ્થાનો, એક આર્ય લલનાની આદર્શ શૂરવીરતા, ધર્મપરાયણતા અને પોતાના પતિને પિશાચોના જાળમાંથી મુક્ત કરવાની અજબ યુક્તિઓ વગેરે વાંચીને ખરેખર તબિયત ખુશ થયા વિના રહેતી નથી. શૃંગાર અને હાસ્ય રસ પણ તેટલોજ ઠૂંટી ઠૂંટીને ભરવામાં આવ્યો છે કે જે વાંચતાં દિલ આનંદથી ઉભરાય છે અને મનનો બધો શોક દૂર થાય છે પૃષ્ઠ ૪૦૦ પાકું પુઠું મૂલ્ય રૂ. ૨—૦—૦

**સંતપ્ત શયતાન** અથવા કામાંધનાં કાળાંકામ—કામથી અંધ થયેલાં મનુષ્યો આ જગતમાં કયું ભીષણ કાર્ય નથી કરી શકતાં? જગતને ઠગવા માટે ધર્મનિકેતનો સ્થાપી પાપનો પ્રચાર કરનારા, મુખમાં રામ બગલમાં છુરી લઇ ફરનારા, હાથમાં માળા ગળામાં વિષની જ્વાળાને છૂપાવી રાખનારા, સત્યનો આડંબર ધારી કેવળ અસત્યનો જ વિસ્તાર કરનારા અને પોતાના દગાથી નિરપરાધી, સરળ અને ભોળાં માણસોનાં ગળાં રેંસનારા આ પૃથ્વીપર અનેક મનુષ્યનામધારી પિશાચો પડેલા છે અને તેવા જ એક મનુષ્ય પિશાચ તથા માનવી પિશાચિકાનું આ નવલકથામાં એક ચિત્ર આલેખવામાં આવ્યું છે. પૃષ્ઠ ૪૦૦ મૂલ્ય ૧—૧૨—૦

**અઠંગ ઉઠાવગીર** અસંખ્ય ભેદ ભરમોથી ભરપુર નવલકથા—ઉઠાવગીરોના અદ્ભુત અડ્ડા, તરકટી ટોળીનાં ભયંકર કારસ્થાન, ચાલાક ચોરોની તાલબાજીઓ વગેરે એવા એવા બનાવો બન્યા જાય છે કે, ભલભલા જાસૂસો પણ ચક્કર ખાઇને સપડાઇ જાય છે, પ્રેમ ઘેલા પેમલાઓની કેવી બરબાદી થાય છે, શયતાનો પણ શયતાનોના સપાટામાં સપડાવા છતાં કેવી થાપ આપી દે છે વગેરે એટલા બધા અજાયબી ભરેલા બનાવોથી આ વાર્તા ભરેલી છે કે જે ખ્યાલ પણ કરાવી શકાતો નથી. દરેક વાર્તાના શોખિનને અમે આ વાર્તા વાંચવાની ખાસ ભલામણ કરીએ છીએ. પાકું પુંઠું, પૃષ્ઠ ૪૦૦ મૂલ્ય ૨—૮—૦

